# માનવપ્રભુના ચરણે

## (પાંચમી આવૃત્તિ)



**'यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी.'**

આ સનાતન સૂત્ર 'રખે વહેમાતા'ને માટે નિઃશંક બંધ બેસતું બન્યું છે. પ્રથમ તો આ વિષય 'બહુરૂપી'માં સને ૧૯૩૮–૩૯ નાં વર્ષોમાં લેખમાળા રૂપે પ્રકટ થયો. તે પછી લેખમાળાને પુસ્તકનું સ્વરૂપ પ્રાપ્ત થયું એ વેળાએ એવી ઇચ્છા હતી કે આ પુસ્તક ગૃહે ગૃહે પહોંચી જાય, અને માનવપ્રભુઓ શરીરસંરક્ષણમાં સ્વાવલંબી બને.

મારી એ ભાવના હતી. એ ભાવના પૂર્ણપણે ફળિભૂત થતી અત્યારે હું જોઉં છું. 'રખે વહેમાતા'ની એક પછી એક આવૃત્તિ પ્રકટ થતી જાય છે અને તે ચપો–ચપ ઉપડતી જાય છે. પહેલી આવૃત્તિ સને ૧૯૩૯ના માર્ચ માસમાં પ્રકટ થઇ હતી. તેની ચોથી આવૃત્તિ સને ૧૯૪૦ના મે માસમાં પ્રકટ થઇ હતી. એ ખલાસ થઇ જતાં કેટલાય સમયથી તેની માગણી રહ્યા કરતી હોઇ આ પાંચમી આવૃત્તિ સને ૧૯૪૧ના એપ્રિલ માસમાં પ્રકટ થાય છે. એ શાને લીધે? આ પુસ્તકમાં સાદી અને સરસ ભાષામાં આરોગ્ય સંબંધી દર્શાવેલા સચોટ અને માર્ગદર્શક વિચારોને જ તે આભારી છે. વળી એ ઉપરાંત 'રખે વહેમાતા'ના ગુણને તથા સારાસારનો વિવેક સમજનારા સુચતુર વાચકોએ પણ આ પુસ્તકને અપનાવી, તેનો પ્રચાર વધારવામાં સરસ ફાળો આપ્યો છે.

રખે કોઇ સમજે કે હું આત્માશ્લાઘા કરું છું. મારી કલમથી મારે 'રખે વહેમાતા'ની પ્રશંસા કરવી તેમાં કશો અર્થ પણ નથી. મેં તો માનવદેહોના ચરણે આ ગ્રંથ ધર્યો છે. એ માનવદેહો

નીર-ક્ષીરનો વિવેક સમજે છે, અને તેથી જ એ માનવહંસોએ આ ગ્રંથને પોતાની પાંખ ઉપર લઈ, ગગનવિહાર કરી, દૂર દૂર દેશાવરો (આફ્રિકા, અફગાનિસ્તાન, ઈરાન, બલુચીસ્તાન, બ્રહ્મદેશ, સીલોન, સીંગાપોર, જાપાન, ફ્રાન્સ, ઇંગ્લાંડ) સુધી લઈ જઈ, એને વાંગ્મય બનાવ્યું છે હિંદી, અંગ્રેજી, મરાઠી આદિ ભાષાઓમાં આ ગ્રંથનું ભાષાંતર કરવાની પરવાનગી મેળવવા માટેની માગણી થઈ છે વિદ્વાન નિરીક્ષકોએ તેને પ્રશંસ્યું છે વડોદરા રાજ્યે તેને પુસ્તકાલયો માટે મંજૂર કર્યું છે

એટલાથી જ માન મને સંતોષ મળ્યો છે એમ ન માનશો તેમાં બતાવેલા ઔષધો તૈયાર કરી, તેનો ઉપયોગ કર્યા પછી અનેક વૈદ્યમંડળો, સાક્ષરો, વકીલ-બારીસ્ટરો, ન્યાયાધીશો, જુદી જુદી સંસ્થાના સંચાલકો તથા દેશનેતાઓ તરફથી આ ગ્રંથની પ્રશંસાના પત્રો પ્રાપ્ત થયા છે એક સમાનનીય દેશનેતા એક પ્રતિષ્ઠિત અને મોખરાની સંસ્થા તરફથી આ ગ્રંથની પચીસથી પચાસ હજાર નકલ છપાવી તેની લ્હાણી કરવાની ઇચ્છા વ્યક્ત કરે છે આ બધું જોઈ મને એક પ્રકારનો અનિર્વચનીય આત્મસંતોષ ઉપજે છે ‘રખે વહેમાતા ને આ રીતે અપનાવી તેમાં ભરેલા મારા અંતરના નિર્ભેળ ઉદ્ગારો-વિચારોને પિછાનવા તેની કદર કરવા માટે તે સર્વ મહાનુભાવોનો હું હૃદયપૂર્વક ધન્યવાદ કરું છું

અત્યાર સુધી આ પુસ્તકની કીમત દોઢ રૂપિયો રાખવામાં આવી હતી તેના પોસ્ટેજના ચાર આના થાય છે એટલે ગ્રાહકોને પોણાબે રૂપિયામાં પુસ્તક મળતું પરંતુ અત્યારે આખી દુનિયામાં વ્યાપી રહેલા યુદ્ધને કારણે કાગળો, પુંઠા, છપાઈ, બંધાઈ, વગેરેના ભાવ અતિભારે વધી ગયા છે આ બધા કારણોને લઈને આ પાંચમી આવૃત્તિથી બે રૂપિયા મૂલ્ય રાખ્યું છે તે મૂલ્યની અંદર જ પોસ્ટેજનો સમાવેશ થઈ જાય છે એટલે દેશાવરમાંથી મગાવનારને ઘેર બેઠાં

આ ગ્રંથ બે રૂપિયામાં મળી શકશે. પરદેશના ગ્રાહકોએ વધારું પોસ્ટેજ પૂરતા ચાર આના વધુ આપવા પડશે. લગભગ પોણાપાં પૃષ્ઠના આ પુસ્તકના બે રૂપિયા વધારે તો ન જ ગણાય. અને આ છતાં પણ આ ગ્રંથના વેચાણમાંથી કશો નફો રહેવાની અ છે જ નહિ. માત્ર માનવસેવા અને સાચા જ્ઞાનનો પ્રચાર એ મારે મન મોટામાં મોટો નફો છે.

બુદ્ધિમાન, વિદ્વાન, સાહિત્યરસિક અને ગુણગ્રાહી વાચક બં ભગિની પાસે માત્ર એક જ માગણી છે. પોતે આ પુસ્તક વાંચી ઃ અને બીજાને વાંચવા આપે, અને વધારે નહિ તો તેમના એ સન્મિત્રને પણ આ પુસ્તક ખરીદવા–ગૃહમાં વસાવવા ભલામણ ।

આ પુસ્તકમાં સમાવેલા વિષયોમાં વધારો કરવાથી કદ મોટું જાય તેમ છે. હું જાણું છું કે કેટલાક વ્યાધિઓ જે સમાજને ખૂબ સત રહ્યા છે તેના સંબંધમાં અહીં ઉલ્લેખ થઇ શક્યો નથી. ૧ કોઇ વિષયો ટુંકાણમાં પતાવ્યા છે. એવા વ્યાધિઓ માટે પરમકૃપ 'પરમાત્માની પ્રેરણા થશે તો 'રખે વહેમાતા'–ભાગ રજો મા- પ્રભુને ચરણે રજૂ કરીશ. ક્યારે? એ તો કેમ કહેવાય? માનવ વિચારને સક્રિય ~ નાવવા પાછળ તો ઇશ્વરી સંકેત જ રહેલો હોય

'शरीरमाद्यं खलु धर्मसाधनम्.' શરીર એ ધર્મ, અર્થ, . મોક્ષ એ ચારે પુ [illegible]ને સિદ્ધ કરવાનું સાધન છે. એ શરી વિશુદ્ધ, નીરોગી, અને 'કંચનવરણી કાયા' રૂપ બનાવવ ઝંખના રાખી રહેલા વ્યાધિગ્રસ્ત માનવીઓને આ ગ્રંથ 'ગીતા' સ છે. 'ભગવદ્ગીતા'થી, વૈક[illegible] મળે છે. 'રખે વહેમાતા'થી તન્દુર સાંપડે છે. મ[illegible] તન્દુ[illegible] [illegible] મંત્ર ઉચ્ચારતા 'રખે વહેમાત બરોબર પ્રસર[illegible], વહેવ[illegible]; બહેલાવો–એ સર્વ આપના જ હાથમાં

પાટડી<br>હનુમાન જયંતી: સં. ૧૯૯૭ } માનવપ્રભુનો નમ્ર સેવ<br>વૈદ્ય જાદવજી નરભેરામ શ

## અર્પણ



સમાજસેવાના ભેખધારી

'નાગરબંધુ'ના

તંત્રી

શ્રી. સોમલાલ મહેતા

અને

'નાગર[illegible] તંત્રી'

શ્રી. દશરથલાલ [illegible] જહા

ને

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

કયા ગુજરાતીના મોઢે કવિ શામળદાસની 'બત્રીસ પૂતળી'નું નામ નહિ હોય? સંવત પ્રવર્તક પરદુઃખભંજન. પરનાર સહોદર, પ્રાતઃસ્મરણિય મહારાજા વિક્રમનું નામ આજ કોનાથી અજાણ્યું હશે?

એ પરદુઃખભંજન મહારાજા વિક્રમની વાતો સાંભળતાં–વાંચતાં ક્યારે તૃપ્તિ થાય છે? નાનાથી મોટાં બધાં જ બત્રીસ પૂતળી વાંચી આનંદ અનુભવે છે.

કવિ શામળ ભટે સંસ્કૃતમાંથી સરળ રીતે ગુજરાતીમાં આ પુસ્તકને ઉતાર્યું તે વિદ્વાનોને ગમ્યું. તેમણે વખાણ્યું. એ પુસ્તકને વાંચકો સહેલાઈથી સમજી શકે તેવી રીતે તૈયાર કરવામાં આવ્યું.

'બત્રીસ પૂતળી'ની વાર્તા માનવને પોતાનું કર્તવ્ય શું છે તે સમજાવે છે. ઉદ્ધાર કેમ થાય તેનો માર્ગ સૂચવે છે.

મોહ–માયામાં ભૂલેલો માનવ પોતાની પ્રત્યેક ક્ષણ વિલાસ–વૈભોગ પાછળ ગાળે છે, તે સમયે પોતાને માનવદેહ કેમ મળ્યો છે તે પણ યાદ આવતું નથી. લક્ષ્મી પાછળ ગાંડા થયેલાને લક્ષ્મીપતિ યાદ આવતો નથી. પરિણામે માનવનું પતન થાય છે. પર્વતની ટોચે ઊભેલો માનવ પોતાના પગ ત્યાં સ્થિર ન રાખે તો નીચે જ આવે ને? તેમ શ્રેષ્ઠ માનવદેહ મળ્યા પછી માનવ પોતાના મનને ધર્મમાં–કર્તવ્યમાં સ્થિર ન રાખે તો તેને માટે ભવભ્રમણ રહે ને? અધઃપતન થાય ને?

એ અધઃપતનથી બચવા–ભવભ્રમણથી બચવા બત્રીસ પૂતળીઓએ રાજા ભોજને વાત કહેતાં માનવે શું કરવું જોઈએ તે સમજાવ્યું છે. જ્ઞાન સાથે આનંદ આપ્યો છે.

મહારાજા વિક્રમની કથા પતિતોને પાવન કરનાર છે. તેવું પૂતળીઓએ કહ્યું, પણ તે કથા સાંભળવા માત્રથી પાવન થવાતું નથી. પણ તે કથાના રહસ્યને હૃદયમાં ઉતારી પોતાનું આચરણ તેવું કરવાથી પાવન થવાય છે.

મહારાજા વિક્રમે જનતાને પરોપકારાર્થે જીવનનો ભોગ આપવા સંદેશો આપેલ છે, પોતાને જે ઘણું જ વહાલું હોય તેનો ભોગ આપવા કહ્યું છે.

દુનિયામાં ત્યાગ એ મહાન છે અને એ ત્યાગ પણ પોતાની વહાલામાં વહાલી વસ્તુનો અને તેમ કરતાં માનવ મહાન–પૂજનીય થઈ શકે છે. જેમ મહારાજ વિક્રમનું નામ પરોપકાર કરતાં અમર થઈ ગયું તેમ તે માર્ગે જનારનું નામ પણ અમર થઈ જાય છે. કહેવાય છે.

નામ રહંતા ઠક્કરો, નાણાં નવ રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડ્યાં નવ પડંત.

મહારાજા વિક્રમે પરોપકારનાં કાર્યો કર્યાં–પુણ્યનાં કામો કર્યાં તેથી જ તેમનો આજ સંવત્સર ચાલે છે, પ્રભાતમાં તેમનું નામ લઈ માનવ પુણ્યનું ભાથું બાંધે છે.

આ પુસ્તક વાંચી પુણ્યનાં કાર્યો કરવા, મળેલો માનવદેહ સફળ કરવા વિચાર આવે તો પુસ્તક વાંચ્યું પ્રમાણ.

આ પુસ્તક સ્વ. ભાઈ દાજીરાવે મેસર્સ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે માટે તૈયાર કરાવ્યું. પ્રકાશન માટેની વ્યવસ્થા પણ થઈ. પણ ભાવિ નિર્માણ જુદું જ હતું. ને આ પુસ્તકનું પ્રકાશન આદર્શ પુસ્તક ભંડારના સંચાલક ભાઈશ્રી નવનીતલાલ મદ્રાસી દ્વારા થયું. પણ આજ તે જેમને માટે લખાયું હતું તે જ મેસર્સ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે દ્વારા પ્રકાશિત થાય છે.

આ પુસ્તક તૈયાર કરવા પ્રેરનાર સ્વ. ભાઈ દાજીરાવ માધવરાવ તેમજ તે અંગે જોઈતાં પુસ્તકો શ્રમ લઈ શોધી આપનાર સ્વ. ભાઈ દત્તાત્રેય વામન ઉપાસનીનો આ તકે આભાર માનવો રહ્યો.

મુ શ્રી ગૌરીશંકરભાઈ, શંકરભાઈ, નાથાલાલભાઈ, નવિનચંદ્ર દેસાઈને પણ હું ભૂલી શકતો નથી.

અંતમાં શ્રી. જૈમિનીકુમાર તેમજ શ્રી. અશ્વિનીકુમારની મારા પ્રત્યેની મમતાનું આ પ્રતીક છે એમ મારે કહેવું રહ્યું.

કૃષ્ણપ્રસાદ ભટ્ટ

# શ્રીદત્ત (ઉપાસના) આખ્યાન

લેખક : જેઠાલાલ નારાયણ ત્રિવેદી

નાથ સંપ્રદાયના આદિગુરુ ભગવાન દત્તના અવતારો અને તેમની અદ્‌ભુત લીલાઓ આ પુસ્તકમાં વર્ણવવામાં આવેલ છે. ભગવાન તે જે જે ચમત્કારો બતાવ્યા તે વાંચતા તમે આશ્ચર્ય પામ્યા વિના હેશો નહિ.

. ભગવાન દત્તે મત્સ્યેન્દ્રનાથને ગળી તેમને આપેલી દીક્ષા, રામદાસ સ્વામીને આપેલાં દર્શન, ગોરખનાથ અને દત્તાત્રેયની સંતાકુકડી, શ્રીપાદ વલ્લભનું ચરિત્ર, મંદબુદ્ધિવાળા બાળકની કથા ધોબીને આપેલું વરદાન, ચોરના સપાટામાથી ભક્તનુ રક્ષણ, ચોસઠ જોગણીઓનું પૂજન, ઉદુંબર વૃક્ષની મહત્તા, મરણ પામેલા બાળકતું સજીવન થવું, વાંઝણી ભેંસની કથા. ત્રિવિક્રમભારતીને વિશ્વરૂપદર્શન, પરાન્ન ત્યાગી બ્રાહ્મણની કથા, ગરીબ બ્રાહ્મણનું બ્રહ્મભોજન, બળેલા લાકડાને લીલું કરવું, નામદેવની કથા, યવનરાજની કથા વગેરે પ્રસંગો ઉપરાંત અનેક દૃષ્ટાંતો અને કાવ્યોથી ભરેલા પુસ્તકના પાને પાને ભક્તિરસનાં ઝરણાં ફુટે છે. જીજ્ઞાસુઓને પાનેપાને નવું જાણવા જેવુ મળે છે. ગુરુની ભક્તિનો અનુભવ થાય છે.

આ પુસ્તકમાં સારા કાગળો. સુંદર છપાઈ, સુંદર જેકેટ, હોવા છતાં કીંમત માત્ર રૂા. ૩-૫૦ પોસ્ટેજ જુદું.

વ્યાસ વલ્લભકૃત

# અસલ મોટી

# મહાભારતની કથા સચિત્ર

## ( વાર્તામાં )

આજે એ મહાન કથાકારના નામથી કોણ અજાણ્યું છે? તેમની મીઠી રસભરી વાણી કોનાથી અજાણી છે? વ્યાસ વલ્લભરામે વાંચનારાઓની અનુકૂળતા માટે આખુંય મહાભારત વાર્તારૂપે લખ્યું છે. આમાં વીર, કરુણા, શૃંગાર, ભક્તિરસથી ભરપૂર છે. દરેક પાનેપાને ભક્ત માટે ભગવાને કરેલી લીલાઓ જણાશે.

આ મહાભારતમાં અઢારે પર્વ વાર્તા રૂપે આપેલા છે. જેવા કે:- આદ્ય, સભા, વન, વૈરાટ, ઉદ્યોગ, ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, ગદા, સ્ત્રી, અનુશાસન, શાંતિ, અશ્વમેધ, વ્યાસશ્રમ, મુશળ, યાન અને સ્વર્ગારોહિણી. વળી તેમાં વડવૈધન, લાખાભોવન, મચ્છવેધ, ડાંગવાખ્યાન, ચક્રાવો, સુધન્વા આખ્યાન વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ આખુંય પુસ્તક મોટા અક્ષરોમાં છાપેલુ હોવાથી ઓછુ ભણેલ બહેન-ભાઈ દરેક વાંચી તેમજ સમજી શકે, આનંદ મેળવી શકે તેમ છે. સારા કાગળ પર છપાયેલું તેમજ અનેક ચિત્રોવાળું હોવા છતાં કીમત રૂ. ૧૨-૦૦ પોસ્ટેજ જુદું.

પુસ્તક મળવાનું ઠેકાણું

## બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા, અમદાવાદ



વાકવાદની પરણુમું ગણપત પૂજું પાય,
કરુણાદૃષ્ટિ અવલોકતા બુદ્ધિ પ્રફુલ્લિત થાય
રાજેશ્વર રાધારમણ જાનકીજીવન રામ,
મટે કોટી પાતક સકળ જપતાં નિરમળ નામ
શામળ-કહે હું મંદમતિ, ઇચ્છુ મોટું કાજ,
વિક્રમાર્ક મહિમા કહું રાખો મારી લાજ.

એક વખત મહારાજ મુંજ રાજ કરતા હતા. તેમણે પોતાના ભત્રીજા ભોજનો જીવ લેવા ચંડાળોને કહ્યું. ચંડાળો ભોજને લઇ જંગલમાં ગયા. ભોજે ચંડાળોને મુંજને એક સંદેશો કહેવા કહ્યું, અને જીવ બચાવવા સમજાવ્યા. ચંડાળો ભોજને બચાવી સંદેશો લઈ ગયા. તેમાં ભોજે લખ્યું હતું, 'માંધાતા અને યુધિષ્ઠિર જેવા મહાન રાજાઓ થઈ ગયા તેમની સાથે આ પૃથ્વી ગઇ નથી.'

મુંજે ભોજનો સંદેશો વાંચ્યો, ને ભોજને લાવીને મહારાજા મુંજે—

દુરમત કીધી તાજ, શુભ બુદ્ધિએ સોંપિયું, ભોજને ધારાનુ રાજ.

અને મહારાજા ભોજે ન્યાયનીતિથી રાજ કરવા માંડયું: પ્રજાને જરાય દુઃખ ન પડે તે માટે સદાય જાગતો રહેતો. બધે આનંદ આનંદ થઈ રહેતો. ભોજના રાજમાં બારણાંઓને

રત્નો સોનીને આપ્યાં.

"ત્યારે મારે એકલા જ જવું પડશે. જેવી ભગવાનની મરજી" કહી સોનીએ જવાની તૈયારી કરી. બ્રાહ્મણ તેને થોડે સુધી વળાવી પાછો આવ્યો.

સોની ધીરે ધીરે ઘર તરફ જઇ રહ્યો છે. રસ્તે જતાં પેલાં રત્નો હજમ કરી જવા વિચારો ગોઠવી રહ્યો છે. આખરે તે તેને ઘેર આવ્યો. પછી તેના મળતિયા પાંચ જણાને બોલાવી થોડુંઘણું ધન આપી 'તેણે રત્નો બ્રાહ્મણીને આપ્યાં છે' તેવું કહેવા સમજાવ્યા. ધનના મોહે પેલાઓએ હા કહ્યું. પછી એ પંચને લઈ બ્રાહ્મણને ત્યાં આવ્યો ને બ્રાહ્મણીને તેના પતિના સુખસમાચાર કહી ચાર હુણ આપતાં કહ્યું, "જો આ પંચ દેખતાં બ્રાહ્મણે આપેલા હુણ તને આપું છું."

બ્રાહ્મણી એ હુણ–સિક્કા લઈ રાજીરાજી થઇ ગઈ. પછી સોની પંચને લઈ ગયો. તે પછી બ્રાહ્મણીએ તેમાંથી ઘરમાં જોઈતો સામાન આણ્યો. દિવસો જતાં બધી વાત વિસારે પડી ગઈ.

હવે કર્નકપુરમાં તેજપાળ કુંવર ભણીગણીને હોંશિયાર થયો, ત્યારે બ્રાહ્મણને ઘેર જવા રજા આપી. બ્રાહ્મણ આનંદ પામતો ઘર તરફ જવા લાગ્યો. રસ્તે જતાં તે તો સુખના વિચારો કરતો હતો. 'પેલા રત્નોથી આખી જિંદગી અમનચમનમાં જશે'નાં સ્વપ્નાં આવતાં હતાં. ચાલતાં ચાલતાં એક દહાડો તે પોતાને ઘેર આવ્યો. સગાંસંબંધીઓ બધાં

મળવા આવ્યાં. આખો દહાડો મળવામાં પસાર થયો. રાત્રે જ્યારે ધણીધણિયાણી એકલાં પડયાં ત્યારે બ્રાહ્મણે કહ્યું, "ઘરમાં સોની સાથે મોકલાવેલાં રત્નો હોવા છતાં દુઃખ શા માટે ભોગવે છે? એ રત્નો મને આપ. તેના પૈસાથી આપણે લીલાલહેર કરીશું."

ધણીના શબ્દો સાંભળી બ્રાહ્મણી તો વિચારમાં પડી ગઇ અને કહેવા લાગી, "એ રતન ફતનની વાત જવા દો અને શાંતિથી ઊંઘો. તમને તો સ્વપ્નું આવ્યું હોય તેમ લાગે છે. તમારા ભાઈબંધે મને તો કાંઈ જ આપ્યું નથી."

"હેં!" ગભરાઇને બ્રાહ્મણ બોલ્યો, "શું સોનીએ તને રત્નો નથી આપ્યાં? ભગવાનની સોગન, મેં ચાર રત્નો મોકલાવ્યાં છે."

"શું કહો છો?" બ્રાહ્મણીએ કહ્યું, "એણે તો મને ચાર હુણ જ આપ્યા છે."

"એ....મ, મહારાજા સાચું જ કહેતા હતા, પણ મેં મૂર્ખાએ તેમની વાત ન માની. કાંઇ નહિ. હવે સવારે વાત." કહી પતિપત્ની સૂતાં. પણ ચેન ન હતું, 'કયારે સવાર થાય અને સોનીને ત્યા જઈ રત્નો લઇ આવું.' ના વિચારો કરે જ જતો હતો. આખરે પ્હો ફાટયું. સૂરજનારાયણે કોર કાઢી. પ્રાતઃકર્મ પરવારી બ્રાહ્મણ સોનીને ત્યાં આવ્યો ને કહ્યું, "ભાઈ, પેલા રત્નો મને આપને."

"કેવા રત્નો ને કેવી વાત? ગળે પડે છે કે શું?" બોલતો સોની આંખો કાઢવા લાગ્યો. "મેં તો તારા આપેલા

રત્નો પંચની સાક્ષીએ તારી જોઈને આપ્યા હતા."

"જૂઠો," કહેતા બે જણ લડી પડયા. તેવામાં બ્રાહ્મણી ત્યાં આવી. ઝઘડો વધી પડયો. ને ન્યાય માટે ભોજની સભામાં ગયાં. પંચને ત્યાં બોલાવવામાં આવ્યું. પંચની સાક્ષીએ સોની સાચો ઠર્યો, ને બ્રાહ્મણ જૂઠો મનાયો. એટલે તેને સજા કરતાં ભોજ રાજાએ કહ્યું, "હે જૂઠા વિપ્ર, તું બ્રાહ્મણ હોવાથી તને બીજી તો કાંઇ સજા કરતો નથી, પણ હવે તું એક પળ મારા રાજમાં રહીશ નહિ."

ભોજના શબ્દો સાંભળી રડતાં કકળતાં બ્રાહ્મણ બ્રાહ્મણી જવા લાગ્યાં, ત્યારે લોકો તેમની પાછળ કાંકરા ઉડાડતા 'જૂઠો, જૂઠો' કહી બૂમો પાડતા.

લોકોનો ત્રાસ સહન કરતાં એ ધણીધણિયાણી ગામ બહાર આવ્યાં ત્યાં એક ટેકરો હતો. તે ટેકરા પર ગોવાળના છોકરા બેસી અને રાજા રાજાની રમત રમતા હતા. એ ગોવાળના બાળકોએ આ રડતાં બ્રાહ્મણબ્રાહ્મણી જોયાં એટલે પૂછ્યું, "તમે કેમ રડો છો?" બાળકોનો પ્રશ્ન સાંભળી બ્રાહ્મણે બધી વાત કહી. એટલે પેલા ગોવાળોમાંથી એકે કહ્યું, "ચાલો અમારા રાજા પાસે." કહી તેમને એક ગોવાળ જ્યાં રાજા થઈ બેઠો હતો ત્યાં લાવી બધી વાત કહી. એટલે તેણે કહ્યું, "જાવ, એ સોની અને પંચના માણસોને લઈ આવો." ગોવાળો દોડયા અને સોની તેમજ પંચના માણસોને લઇ આવ્યા. રાજા બનેલા ગોવાળે તેમને કેટલાક સવાલો પૂછયા પછી પંચના માણસોને પૂછ્યું, "આ સોનીએ તમારા દેખતાં બ્રાહ્મણીને રત્નો આપ્યાં હતાં કેમ?" પંચે

હા' કહ્યું ત્યારે તેણે પૂછ્યું. " તે કેવા આકારના હતા તે: કહો જોઈએ "

પંચના માણસો આ પ્રશ્નનો જવાબ આપી શકયા નહિ. બધાએ જુદા જુદા આકાર કહ્યા એટલે પંચના માણસો જૂઠા સાબિત થયા ત્યારે તેણે સોનીને કહ્યું, " એ રત્નો આ બ્રાહ્મણને આપી દે." સોની હા ના કરવા લાગ્યો એટલે સોનીને મારવા તેણે હુકમ કર્યો. હુકમ થતાં જ ગોવાળો મારવા તૂટી પડયા. મારથી ત્રાસી સોનીએ કબૂલ કર્યું ને રત્નો ત્યાં મંગાવીને આપ્યાં.

આ વાત ગામમાં ફેલાઈ. રાજાના કાને પણ આ વાત આવી, એટલે પ્રધાનને લઈ ભોજ રાજા ત્યાં આવ્યા. પ્રધાને ચોતરફ જોઈ કહ્યું, " મહારાજ, આ બાળકોમાં કાંઈ અક્કલ નથી પણ આ જગ્યાનો જ પ્રતાપ છે. એ જમીનમાં કાંઈક હોવું જોઈએ."

" તો ખોદી તપાસ કરાવો."

રાજાનો હુકમ થતાં જ જમીન ખોદવા માંડી તો એમાંથી તેજસ્વી સિંહાસન નીકળ્યું. ભોજ તેને સભામાં લાવ્યો એ સિં[illegible]

> સૂર્યકાંત મણિ કે [illegible], પન્નડ કરે શિર છત્ર.
> પંચ પરથાર સોના પૂતળી, બત્રીસ પુઠે બાવન પૂતળી.
> બત્રીસ ગજ ગોળાકાર, હાથ હાથ પૂતળી તો ડાર.

એ પૂતળીઓ[illegible] જમાં જુદા જુદા વાજિંત્રો હતાં. આવા સિંહાસન પર બેસવા રાજા ભોજે મુહૂર્ત

જોવડાવ્યું. મુહૂર્ત આવતાં સિંહાસનને શુદ્ધ કરી ચંદન, કુમકુમ, ચોખા અને ફૂલથી પૂજા કરી અભિષેક કર્યો; પછી ભગવાનનું નામ લઈ ભોજ સિંહાસન પર પગ મૂકવા જાય છે તેવી જ સિંહાસન પર જડેલી પૂતળીઓ માંહેથી નંદા નામની પૂતળી બોલી ઊઠી. ને ભોજે ચમકી પગ પાછો ખેંચ્યો એટલે તે પૂતળી કહેવા લાગી, "બસ, બસ, રોકાઈ જાવ, આ સિંહાસન પર તો કોઈ પરદુઃખભંજન વિક્રમ જેવાં કામ કરે તે જ બેસી શકે. બીજાથી બેસાશે નહિ."

રાજા ભોજ આ શબ્દો સાંભળી બે હાથ જોડી પૂછવા લાગ્યા, "એ વિક્રમ રાજા કેવા હતા? તેમણે શું શું કર્યું હતું?"

નંદા કહે "સુણ નરપતિ પાંચે પાતિક જાય.
ઘેર બેઠાં ગંગા ભળે પૂર્ણ પાવન થાય.
એહ ચરિત્ર જ કોઈ સાંભળે મનમાં આણી ભાવ.
ટાઢો ઉનો ચોથિયો, સ્વપ્ને ના આવે તાવ."

"એમ? ભોજે કહ્યું.

"હા." કહી પૂતળીએ વાત કહેવા માંડી. "ઉજ્જેનીમાં ગંગા જેવી પવિત્ર ક્ષિપ્રા નદી વહેતી. એ નદીને કિનારે સિદ્ધવડ હતો, ત્યાં સિદ્ધો વસતા, ચોસઠ જોગણીઓ રહેતી, ભૂતપ્રેત અને વંતરાંનો તો પાર નહિ. વીર વૈતાલ ત્યાં હતા, વડની ડાળે ડાળે ભૈરવ રહેતા. ભગવાન શંકરનું સ્થાન હતું. ગામમાં અઢારે વરણ રહેતી હતી. રાજા વિક્રમ હરસિદ્ધ માતાની કૃપાથી ભલભલાનાં ગજે તેવાં કામ હોય તો તે કરતો. તેમણે નરપતિઓનું કામ કર્યું હતું તે સાંભળ.

તે નરપતિઓ ઘેરાં છોકરાંવાળો હતો. તે લોકો આગળ ખેલ–તમાસા કરતો, ભટકતો અને ખાવાનું મેળવી રાતે ઘેર આવતો.

એક દહાડો રાત પડી ગઇ છતાંય ખાવાનું મળ્યું નહિ એટલે નિઃશ્વાસ નાંખી મનમાં બોલ્યો, 'ખાવાનું લીધા વિના ઘેર જઇશ તો બધાં દુઃખી થશે. માટે આજની રાત આ જંગલમાં જ પૂરી કરીશ.' બોલી ચોતરફ જોવા લાગ્યો. અંધારી રાત અને તેમાંય પશુઓના અવાજો કાને પડતાં તે ગભરાવા લાગ્યો. 'ક્યાંકથી આવી તેને હિંસક પશુ ખાઈ જશે' નો વિચાર આવ્યો. તે એકદમ બેઠો હતો ત્યાંથી ઊઠ્યો અને વડના ઝાડ પર ચઢી ગયો. રાત ધીમે ધીમે આગળ વધવા લાગી. તેવામાં સાત જણા તેની નજરે પડ્યા. પછી તો લોકોનાં ટોળેટોળાં જણાવા લાગ્યાં. થોડીક વારમાં કોઇ આબાદ નગર હોય તેવું જણાયું. તેની આંખે સોનાના સિંહાસન પર બેઠેલું હરણ પડ્યું. એ હરણને કેટલાક પંખો નાખતા હતા. તો કોઇ છત્ર ધરતું હતું. આખી રાત નગરનો પ્રકાશ, વેપારધંધા તે જોઇ રહ્યો. સવાર થતાં જ હરણ સિંહાસન પરથી ઊઠ્યું, નાઠું ને બધું અલોપ થઇ ગયું.

આ જોઈ તે ઘેર આવ્યો. પોતાની બૈરીને વાત કરી. પહેલાં તો તેની બૈરીએ વાત માની નહિ, પણ જ્યારે નરપતિએ તેને રાતે ત્યાં લઇ જવા કહ્યું ત્યારે તેને વિશ્વાસ આવ્યો.

રાતે નરપતિઓ પોતાની બરીને લઈ તે જગાએ આવ્યો ને વડના ઝાડ પર ચડી બેઠો. થોડી રાત જતાં, ગઈ રાતની જેમ બધું જ બન્યું. ધણીધણિયાણી જોઈ રહ્યાં. સવાર થયું, બધું અલોપ થયું એટલે તેઓ ઘેર આવ્યાં.

'આપણે આ વાત રાજાને કહીશું ?' બૈરીએ પૂછયું.

'કહેવી તો જોઈએ.' માથું ખંજવાળતા નરપતિઆએ કહ્યું.

આખરે નિર્ણય કરી નરપતિઓ રાજા વિક્રમ પાસે ગયો અને એકાંતમાં બોલાવી કહ્યું,

'મહારાજ રાજ ડિંગક એક હોય, મહિમા કળી શકે ન કોય,
પહેલે દહાડે મે તો કહ્યું, તે મારી ધરુણીને કહ્યું.'

કહી રાતે જે જોયું હતુ તે બધું કહ્યું. તે સાંભળી વિક્રમ વિચારમાં પડી ગયો.

'કેમ મહારાજ,'

'નરપતિઆ.

નૌતમ વાત નીરખી તમો, તેડી જાઓ તે તીર.'

'જરૂર મહારાજ.' નરપતિઆએ બે હાથ જોડી કહ્યું.

'તો સાંજે આવજો.'

'જેવો હુકમ.' કહી નરપતિઓ ગયો.

સાંજ થઈ. નરપતિઓ રાજા વિક્રમ પાસે આવ્યો. એટલે વિક્રમ પણ ધનુષ્યબાણ, હથિયારો લઈ તૈયાર થયો.

'ચાલો.'

તે બેઉ જણા જંગલ તરફ ચાલ્યા. આખરે જ્યાં અદ્ભુત બનાવ બનતો હતો ત્યાં આવી પહોંચ્યા.

'મહારાજ, અહીં શોભો.'

'અહીં જ ?' વિક્રમે પૂછ્યું.

'હા, મહારાજ, રાત જશે એટલે અહીં ગામ વસી જશે. આપણે તે આ વડના ઝાડ પર ચઢી જોઈ શકીશું.'

'ઠીક ત્યારે ચઢો વડના ઝાડ પર.' કહી રાજા અને નરપતિએ વડના ઝાડ પર ચઢી ગયા.

રાત ધીમે ધીમે આગળ વધવા લાગી ને પહેલાંની માફક સાત માણસો આવ્યા. લોકો આવ્યા. ગામ વસ્યું, ચોતરફ અજવાળું અજવાળું થઈ ગયું. સોનાના સિંહાસન પર હરણ આવી બેઠું તેને છત્ર ધરાયું, પંખો નાંખવા માંડયો.

વિક્રમ આ બધું જોઈ રહ્યો હતો અને મન સાથે વિચાર કરી રહ્યો હતો. આખરે તે 'આ હરણમાં જ કાંઈ કરામત છે.' એવા નિર્ણય પર આવ્યો.



રાત પૂરી થઇ. સવાર થયું ને હરણ જેવું નાસવા જાય છે તેવું જ રાજા વિક્રમે ધનુષ્ય પર બાણ ચઢાવી ફેંકયું. આબાદ હરણને વાગ્યું. હરણ પડયું એટલે નગર એમને એમ રહ્યું.

રાજા વિક્રમ ઝાડ પરથી નીચે ઉતર્યો, તેવામાં આકાશમાંથી વૈમાન

નીચે આવ્યું. હરણ દેવરૂપ ધારણ કરી વૈમાનમાં બેસવા જાય છે ત્યાં તો વિક્રમે તેની પાસે આવી નમ્રતાપૂર્વક પૂછ્યું; 'આપ કોણ છો ?'

જવાબમાં દેવરૂપધારી હરણે કહ્યું, 'હું ઇંદ્રનો પુત્ર છું. મારાથી પિતાના વચનનો ભંગ થવાથી તેમણે મને શાપ આપ્યો, 'જા તું વનચર થઈ પૃથ્વી પર પડ.' હું આ શાપ સાંભળી રડવા જેવો થઇ ગયો. પિતાને વિનવવા લાગ્યો ત્યારે તેમણે કહ્યું,

'વર્ષ એક વનચર કહાવજે પછી હજુર મારે આવજે.'

પણ તે કેવી રીતે ?' ત્યારે જવાબમાં તેમણે કહ્યું, 'આપણા વંશમાં જન્મેલ વિક્રમ રાજા પરમાર્થનું કામ કરતા ત્યાં આવશે અને તેમના બાણે તારો ઉદ્ધાર થશે.' તે પ્રમાણે પરદુઃખભંજન રાજા વિક્રમ આજ તમારા હાથે મારો ઉદ્ધાર થયો. હવે મારે આ બધું કાંઈ જ કામનું નથી. તે બધું તમારું જ છે.' કહી વૈમાનમાં બેસીને તે સ્વર્ગે ગયો.

તેના ગયા પછી વિક્રમે નરપતિઆને કહ્યું, 'તારે જોઈએ તેટલું ધન અહીંથી લઈને જા. ખા, પી ને આનંદ કર.'

વિક્રમરાજાના શબ્દો સાંભળી નરપતિઆએ મોઢું ઉતારી નાંખ્યું, એટલે વિક્રમે પૂછ્યું, 'તું મનમાં દુઃખી શા માટે થાય છે ? જે તારા મનમાં હોય તે મને કહે.'

નરપતિઆએ કહ્યું, 'મહારાજ, આ હરણને મેં ન માર્યું'

તેનું મને દુઃખ થાય છે. જો મેં તેને માર્યું હોત તો આ અઢળક સંપત્તિનો માલિક હું જ થાત.'

નરપતિઆના શબ્દોએ વિક્રમરાજા હસ્યા અને કહ્યું, 'ઓહો, એ વાત છે? તો તું આ નગરનું રાજ કર.' કહી વિક્રમે રાજતિલક કર્યું. તેની આણ વર્તાવી છતાં નરપતિઆનું મન ન માન્યું.

'ભાઈ, તને જોઈતું હતું તે મળ્યું છતાં તને આનંદ ન થયો? તારા મનમાં શું દુઃખ છે?'

'મહારાજ, અચકાતાં અચકતાં નરપતિઓ બોલ્યો, 'રાજ મળ્યું પણ....' આગળ તે બોલી શકયો નહિ. તેના મોઢા પર શરમના શેરડા પડયા. રાજા તેના મનનો ભાવ કળી ગયા ને કહ્યું, 'તારી એ ઇચ્છા પણ પૂરી કરવામાં આવશે.' કહી તેમણે પોતાની પુત્રી પરણાવવાનું કહ્યું. રાજા વિક્રમ કહીને જ ન અટકયા પણ ગામોગામ કંકોતરી લખી બધાને બોલાવ્યા. શુભ મુહૂર્તમાં ઘણી ધામધૂમથી વરકન્યાનાં લગ્ન થયાં તે પછી—

> વખાણ કરે ત્યાં વિપ્ર સહુ, ભલો કહે ભાટ,
> તે વેળા પરણ્યો પ્રેમદા, એક સત આઠ.

સાંભળ્યુંને રાજા ભોજ—

> એવાં પુણ્ય પરાક્રમ કરો, એવાં દેજો દાન,
> તો એ આસન બેસજો, પરઠો બીડાં પાન.

એવાં પુણ્યનાં કામ કર્યાં સિવાય તમારાથી એ આસન પર બેસી નહિ શકાય.''

એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ
એ કથા પૂરણ થઈ કહે કવિ શામળદાસ





નંદા પૂતળીના ઊડી ગયા પછી ફરીથી રાજા ભોજે સિંહાસન પર બેસવા વિચાર કર્યો અને આગળ વધ્યો તે સાથે જ સુભદ્રા બોલી, "બસ, રોકાઈ જાવ"

બોલી સુભદ્રા પૂતળી, "રહે રહે વેગળો રાય,
સ્પર્શ મા કરીશ સિંહાસનને નહિ તારો વહેવાર"

સુભદ્રાના શબ્દો સાંભળી ભોજ બોલ્યો, "મને શા માટે રોકો છો ?"

"કારણ, જેવાં દુઃખ વિક્રમે લાગ્યાં, પારકા માટે પ્રાણની પરવા કરી નહી, સદૈવ પુણ્યના કામો કરવા તૈયાર રહ્યો, તેવાં કામો કરો તો જ પગ આગળ ધરો.

ચતુર હોય તો ચેતજો હુંશે થાશે હાણ
દેહસુખ દોહ્યાં થશે, પરહરવા પડશે પ્રાણ

રાજા ભોજ હું કહું છું તે સમજાય છે ?"

"સમજાય છે." રાજા ભોજે કહ્યું

"તો બસ, સિંહાસન પર બેસવાનો વિચાર માંડી વાળો." સુભદ્રાએ કહ્યું.

"એ તો જાણ્યું ઠીક. પણ રાજા વિક્રમે શું કર્યું હતું? તે પરદુઃખભંજન કેમ કહેવાયો તે તો મને જરા કહો?"

"રાજા, વિક્રમની કથા સાંભળવી છે? પાપમાંથી છૂટી પુણ્યવંતા થવું છે તો સાંભળો.

મહારાજા વિક્રમ ઉજ્જેનીમાં રાજ કરતા હતા. તે ઈંદ્ર અવતારી રાતદિવસ પોતાની પ્રજા સુખી કેમ રહે તે જ વિચારતા. પોતાના રાજનો વહીવટ પ્રધાનોને સોંપી બહાર ફરતા રહેતા. તેમનો ન્યાય સદા સાચો જ હોય.

એ મહારાજા વિક્રમ એક દિવસ મૃગિયા રમવા નીકળ્યા. સાથે પ્રધાનો, સામંતો અને સૈનિકો લીધા ને જંગલના રસ્તે આગળ વધ્યા.

જંગલમાં તેમની દ્દષ્ટિએ એક મૃગ પડયો. એ મૃગની પાછળ વિક્રમ પડયા. સૈન્ય પણ તેમની પાછળ જવા લાગ્યું ત્યારે તેમણે કહ્યું, 'મારી પાછળ કોઈ જ આવશો નહિ.' કહી ઘોડો મારી મૂક્યો. પ્રધાનો, સન્યના લોકો વિક્રમ-રાજા વગર મુઝાવા લાગ્યા. તેવામાં સાંજ થઈ, મહારાજા પાછા ન ફર્યા એટલે પ્રધાનો અને સૈન્યના મોઢા પર ચિંતાની કાળી શાહી ઢોળાઈ છતાં તેમને વિશ્વાસ હતો: 'રાજા અજેય છે તેમને કાંઈ જ થવાનું નથી' આખરે રાત ઘેરી આવી. રાજા સિવાય બધા પાછા નગર તરફ જવા લાગ્યા.

મૃગ, પાછળ પડેલા વિક્રમરાજા મૃગને નજરમાં રાખી આગળ વધે જ જાય છે. પણ કોણ જાણે કેવી રીતે મૃગ નજર બહાર થઈ ગયો ને રાજા આમથી તેમ અથડાવા લાગ્યા. જંગલ અને તેમાંય ટાઢ. મહારાજાનું શરીર ધ્રુજવા લાગ્યું. ભૂખતરસ પીડવા લાગી. રાજા વસ્તીમાં પહોંચી જવા વિચારવા લાગ્યા. પણ રસ્તો હાથ આવતો ન હતો. શોધતાં શોધતાં આખરે તેમને માણસનાં પગલાં દેખાયાં. એ પગલે આગળ જવા માંડયું.

જતાં જતાં વિક્રમરાજા મહિકાવતી નગરીમાં આવી પહોંચ્યા. અહીં રાજા મહિપાળ રાજ કરતા હતા.

હવે વિક્રમ રાજાએ કોને ત્યાં જઈ મુકામ કરવો તે વિચારવા માંડયું. આખરે મન સાથે નિર્ણય કરી જ્યાં ઊભા હતા તેની સામેના મકાન આગળ જઈ પૂછ્યું, 'ભાઈ, અહીં કોણ રહે છે?'

'કોણ છે?' કહેતા બ્રહ્મતેજથી દીપતા બ્રહ્મદત્તની પુત્રી બહાર આવી.

'બેન, હું એક મુસાફર છું. ભૂલો પડયો છું. આજની રાત અહીં રહેવા દેશો?'

'શા માટે નહિ? વેદપાઠી બ્રહ્મદત્તનું મકાન અતિથિઓ માટે સદાય ખુલ્લું છે. આવો, પધારો.'

'કોણ છે બેટા?' બોલતા બ્રહ્મદત્ત બહાર આવ્યા. બ્રહ્મદત્તને જોતાં જ મહારાજા વિક્રમ ઘોડા ઉપરથી ઉતરી તેમના પગે પડી બોલ્યા, 'હું છું બ્રહ્મદેવ.'

'શત' જીવ.' બ્રહ્મદત્તે કહ્યું, 'શા માટે બહાર ઊભા રહ્યા છો ? અંદર આવો. અતિથેદેવનાં પગલાં અમારે ત્યાં કયાંથી ? જયાંસુધી રહેવા ઇચ્છા હોય ત્યાંસુધી રહો. આનંદ કરો. બેટા.' કહેતા બ્રહ્મદત્ત પોતાની પુત્રી તરફ ફર્યા. 'અતિથિદેવને જમવા બેસવા આસન આપો.'

બ્રહ્મદત્તની પુત્રીએ વિક્રમને આસન આપ્યું પછી તે ઘરમાં ગઈ. બ્રહ્મદત્ત પણ પાછળ પાછળ ગયા.

'બાપુ.'

'શું છે બેટા ?'

'આપણને વૃદ્ધિસૂતક છે તેનો અણુસારોય અતિથિને આવવો ન જોઈએ. નહિ તો અતિથિદેવ ભુખ્યા રહેશે'

'નહિ દીકરા, એવી તો ભૂલ થાય ?' કહેતા ઋષિએ વિક્રમને નાહવા ગરમ પાણી આપ્યું. રસોઇની તૈયારી કરી.

ભોજન તૈયાર થતાં રાજા વિક્રમ જમ્યા પછી બ્રાહ્મણના પગ દબાવી સાત સોનામહોરો આપી.

પથારી પાથરવા માંડી. ત્યારે વિક્રમે કહ્યુ', 'બ્રહ્મદેવ, મને તો બહાર જ સૂવા દેજો, આપ અંદર સૂઈ જાવ. હું આવ્યો છું તો આજની રાત ચોકી કરતો બહાર રહીશ. મને ઊંઘ તો આવવાની જ નથી.'

'અતિથિદેવની ઇચ્છા.' પંદર વર્ષની બ્રહ્મદેવની પુત્રીએ કહ્યું.

બધાં વાતો કરતાં સૂતાં, મધરાત થઈ.

બ્રહ્મદત્તને ત્યાં આજ છ દિવસ થયા પુત્રજન્મ થયો હતો. વિધાતા છઠીના લેખ લખવા આવી રહી હતી, ત્યારે રાજા વિક્રમ,

બાર વચ્ચે બેઠો છે રાય, કોપયું ખડગ ધર્યું કરમાંય,
આગિયો ઇષ્ટ પાસે છે થોર, કર ઝાલી થોડાની દોર.
કઠિનક એક થયું તે દાર, આવી ત્યાં એક સુંદર નાર.
સોળ વરસ સરખી શુભ રૂપ, નિરખીને હરખ્યો મન ભૂપ.

અનુપમ સૌંદર્ય જોઇ રાજા વિચારમાં પડી ગયો. મને મનમાં બોલવા લાગ્યો, 'આટલી અડધી રાત્રે આ કોણ હશે ? રૂપમા તો મા જોગણી જેવી છે.' રાજા આમ વિચાર કરે છે તેટલામાં તો વિધાતા વિક્રમ પાસે આવી પહોંચી અને ઘરમાં જવા જાય છે ત્યાં તો વિક્રમે કહ્યું, 'બસ, એટલે જ ઊભાં રહો.' ને. વિધાતા આગળ વધતી અટકી.



'કોણ છો ? પરાયા ઘરમાં શા માટે જાવ છો ? હું અહીં ચોકી કરવા બેઠો છું તે શું દેખાતું નથી ? આટલી રાતે આવનાર તમે ચોર, જારકર્મ કરનાર છો કે કોઇની ભાગ્યલક્ષ્મી કે. સતી છો ? કોણ છો ? જે હો તે કહો.'

વિધાતાએ વિક્રમના પ્રશ્નોના જવાબ ન આપ્યા. તે તો શાંત જ ઊભી રહી.

'કોણ છો એ નહિ કહો ત્યાંસુધી તમે આ મકાનમાં

જઈ શકશો નહિ.'

ત્યારે—

ક્રોધથી બોલી તે નાર, 'બાળી ભસ્મ કરું આ હાર.'

પણ રાજા વિક્રમ આવા શબ્દોથી તો કાંઈ ડરે ? તે તો હસીને કહેવા લાગ્યા. 'ઓ...હો, એટલું બધું કાંઈ ? રાતના કોઈના ઘરમાં જવું છે અને આટલો બધો ક્રોધ ? જરા સાચવીને બોલજો, નહિ તો પળમાં હતા ન હતા થઈ જશો. તમે

ખીવરાવ્યા છે બહુ જણા દેખાડીને શૂળ,
આજ હાથ તમે ઘાલિયો ગોખરુ કેરે મૂળ.

અજીત પાસે આવ્યા તમો, જીવ્યાની નહિ આશ,
વાદ મૂકી કહો વારતા, પ્રીતે બેસો પાસ."

'ઓ....હો, કાળા માથાના માનવી, આટલો બધો તને અહંકાર છે ? જેનું મૃત્યુ પાછળ દોડી રહ્યું છે તે માનવ મને, 'જીવ્યાની નહિ આશ' કહે ?' બોલતી વિધાતા હસી.

'હા, હા, તમને સ્ત્રી જાણી અત્યારસુધી વિચાર કરી રહ્યો છું.'

'ત્યારે તમે ક્ષત્રી હો તેમ જણાવ છો. કોણ રાજા વિક્રમ તો નહિ ? તેના સિવાય બીજું કોઈ મને જોઈ શકે નહિ.'

'તમારું માનવું સાચું છે. હું તમારો ચરણસેવક વિક્રમ છું. હવે તો કહો તમે કોણ છો ?'

'ધર્મપુરીથી આવિયાં, વિધાત્રી મારું નામ,
લખું અક્ષર છઠ્ઠી તણા આવી છુ હું તે કામ.

...મ સમજ્યા ને? હવે મને આગળ જવા દો. નાહક વખત બગાડવાથી લાભ શો?'

વિધાતાના શબ્દો સાંભળી રાજા વિક્રમ દૂર ખસ્યો અને કહેવા લાગ્યો, 'જાવ, હવે ખુશીથી જાવ. અને લેખ લખી પાછા આ જ રસ્તે આવજો.'

'ઠીક' કહી વિધાતા ઘરમાં ગઇ અને થોડી જ વારમાં પાછી આવી. એટલે રાજા વિક્રમે પૂછ્યું, 'કેમ લેખ લખી આવ્યાં?'

'હા.' વિધાતાએ જવાબ આપ્યો.

'તમે શું લખ્યું? જે કાંઇ લખ્યું હોય તે મને કહી સંભળાવો.'

'રાજન્' શાંતિથી વિધાતાએ કહ્યું, 'હું તેમાંનું કાંઇ જ જાણતી નથી,

ઉદરે ગર્ભ રહ્યો જે દિન, તે દહાડે લખાણું શીષ

હું તો માત્ર લખાયેલા લેખના અક્ષરોની પૂજા કરી પાછી ફરી છું.'

"ના, હું તે માનવા તૈયાર નથી.' રાજા વિક્રમે કહ્યું, "તમારે મને કહેવું જ પડશે અને જો નહિ કહો તો તમે અહીંથી જઈ પણ નહિ શકો.'

'રાજા વિક્રમ મને રોકી રાખશે?'

'હા.' વિક્રમે કહ્યું.

વિક્રમના શબ્દે વિધાતા વિચારમાં પડી ગઈ. વિક્રમને કોઈ રીતે સમજાવી શકાય તેમ ન હતો.

'કેમ કાંઇ બોલતા નથી ?'

'રાજા વિક્રમ, મેં કહ્યું તેમાં જરા પણ જૂઠું નથી. મને જવા દો તો હું પૂછીને પાછી આવું.'

'જવા દઉં ? અને તે તમને ? અશક્ય. તમે શું લખ્યું છે તે કહ્યા વિના જઇ શકશો નહિ.'

'રાજા વિક્રમ, હું સોગંદ ખાઈ કહું છું કે હું પૂછી ને પાછી આવીશ.'

'સોગંદ ખાવ છો ને ?' વિક્રમે પૂછ્યું.

'હા.' વિધાતાએ કહ્યું.

'તો જાવ.'

ને વિધાતા બ્રહ્માજી પાસે આવી. તે વખતે તેના મોઢા પર ઉદાસી હતી.

'બેટા.' માથે હાથ ફેરવતા બ્રહ્માજીએ પૂછયું, 'શું છે ?'

જવાબમાં વિધાતાએ મૃત્યુ લોકમાં બનેલી વાત કહી. બ્રહ્માજીએ કહ્યું, 'બેટા, માત્ર પૂર્ણ પુરુષોત્તમ નારાયણ વિના એ લેખ સંબંધમાં કોઇ જ કાંઈ જાણતું નથી.'

'તો શું થશે ? મારા વચનનું શું થશે ?'

'વચનનું શું થશે ?' શબ્દે બ્રહ્માજી વિચારમાં પડ્યા. કોઈ રસ્તો શોધવા લાગ્યા. આખરે તેમણે કહ્યું,

'ચાલ બેટા, નારાયણ પાસે.'

ને પિતાપુત્રી નારાયણ પાસે આવ્યાં. બ્રહ્માજી નારાયણના પગ દબાવવા લાગ્યા એટલે અશરણાશરણ બોલ્યા

'કહો વિધાતા, કેમ આવિયા, કહો અમ સરખું કાજ,
સંદેહ કહો તમ મન તણો રહે મારી લાજ.'

નારાયણના શબ્દો સાંભળી બ્રહ્માજીએ અથેતિ વાત કહી. હસીને નારાયણ બોલ્યા, 'એ વિક્રમને જઇને કહે કે એ બાળકનું મૃત્યુ સાત વરસે થશે. પાંચ વરસે તે જનોઇ દેવામાં આવશે સાતમે વરસે જ્યારે ચોથું મંગ વરતાતું હશે ત્યારે વાઘ તેને મારી નાખશે.'

આ ભવિષ્યવાણી સાંભળી પિતાપુત્રી નમન કરી ત્યાંથી ગયાં. વિધાતા મૃત્યુલોકમાં વિક્રમ પાસે આવી ને નારાયણે કહેલી વાત કહી કહ્યુ,'બસ, હવે હું સોગંદથી છૂટી.'

'હા, હવે તમે જઇ શકો છો.' ને વિધાતા ચાલી ગઇ. આખી રાત વિક્રમે ચિંતામાં પસાર કરી. સવાર થયું ત્યારે વિક્રમ મનમાં બોલ્યો, 'આ વાત અત્યારે કોઇને કહેવા જેવી નથી. આગળ પર જોઇ લઇશું.'

વિક્રમ આગળ કાંઈ મનમાં બોલે તે પહેલાં બ્રહ્મદત્ત ત્યાં આવ્યો ને આશિષ આપી. વિક્રમ પગે લાગ્યો.

પ્રીતે રાજા લાગ્યો પાય, પાસે બેસાર્યો છે દ્વિજરાય,
વિક્રમેને લખ્યો એક પત્ર, આપ્યો વિપ્રને હાથે તત્ર.

પત્ર આપતાં વિક્રમ કહેવા લાગ્યો, 'મહારાજ, જ્યારે

આ પુત્રનાં લગ્ન લ્યો ત્યારે મને જરૂર યાદ કરજો.'

વિક્રમના શબ્દો સાંભળી બ્રહ્મદત્ત હસ્યા અને કહેવા લાગ્યા, 'ભાઈ, મારા વાળ સામું તો જુઓ. હવે મૃત્યુ રાહ જોઈ રહ્યું હોય ત્યાં પુત્રને પરણાવવાની આશા કેમ રખાય ?'

'આવા બોલ શું બોલો છો ?' વિક્રમે કહ્યું, 'પરમાત્મા કરશે તો કાલ સારો દહાડો આવશે. પણ એ દહાડે મને યાદ કરવો જ પડશે. મને કહ્યા વિના પુત્રને પરણાવો તો તમારા બધાં સુકૃત ફોક થાય તેવું તમે ત્રણ જણાં વચન આપો.' કહી વિક્રમે આગ્રહ કરવા માંડયો, તેથી લાચાર થઈ ત્રણે જણાંએ વચન આપ્યાં. પછી બ્રાહ્મણે પૂછ્યું, 'મારે તમને શોધવા કયાં ?'

'મને ?' બ્રાહ્મણ સામે જોતાં વિક્રમે કહ્યું, 'ઉજ્જેનીમાં વિક્રમની સભામાં આવજો. સાથે આ કાગળ પણ લેતા આવજો. ત્યાં હું તમને મળીશ.' કહી રાજા પગે લાગી ઘોડેસવાર થઈ ચાલતો થયો.

વિક્રમ જ્યારે ઉજ્જેનીમાં આવ્યો ત્યારે બધાનાં હૃદય પરનો ભાર દૂર થયો.

દિવસો પછી માસ અને માસ પછી વરસ પસાર થવા લાગ્યાં. બ્રહ્મદત્તનો છોકરો પાંચ વરસનો થયો એટલે તેને જનોઈ દેવામાં આવી. જે દિવસે જનોઈ દીધી તે દહાડે વૈશાખ માસની દસમ ને ગુરુવારે ન્યાત પટેલે પોતાની પુત્રીનો વિવાહ તેની સાથે કર્યો. આનંદ થઈ ગયો.

દહાડાને જતાં વાર થોડી જ લાગે છે ? સુખના દહાડા જોણે ટૂંકા ન હોય તેમજ લાગે છે. એક દહાડો બ્રહ્મદત્તના વેવાઈ ત્યાં આવ્યા અને લગ્ન લેવાની વાત કહી. વેવાઈ કહે એટલે લગ્ન લીધા વિના છૂટકો પણ શી રીતે થાય ? લગ્ન લેવાયું, મંગળ વાજાં વાગ્યાં.

લગ્ન આડા ત્રણ મહિના રહ્યા ત્યારે ઘરમાં બ્રહ્મદત્ત અને તેની સ્ત્રી સાથે બેસી વિચાર કરે છે.

'ઘરમાં તો ફૂટી કોડી નથી અને આ અવસર શી રીતે સચવાશે ?'

'મને એ વિચાર, ચિંતા રાત દહાડો ખાઈ જાય છે. શું કરીશું ?' બ્રહ્મદત્તની સ્ત્રીએ પૂછ્યું.

'હવે લાજ કેમ રહેશે ?' નિઃશ્વાસ નાંખી બ્રહ્મદત્ત બોલ્યો.

'કોઈ એવો જજમાન નથી ?' નિઃશ્વાસ નાખતા પતિને પત્નીએ પૂછ્યું.

'જજમાન ?' બોલતો તે વિચારવા લાગ્યો. તેવામાં કાંઇ યાદ આવ્યું હોય તેમ તેની પત્ની બોલી, 'તે દહાડે પેલા એક ભાઈ આવ્યા હતા ને ?'

'કોણ ?' તેણે પૂછ્યું.

'કેમ, પેલા ભાઈ યાદ નથી આવતા ? આપણી પાસે સોગંદ ખવડાવી ગયા હતા ને કાગળ આપી ગયા હતા.'

'હા....હા... હા.' બ્રાહ્મણ બોલ્યો, 'હવે યાદ આવ્યું.

તેણે ઉજ્જેન આવવા કહ્યું હતું. પણ તે અત્યારે હશે કે કેમ?'

'આવા વિચાર શું કરવા કરો છો? ભગવાન સારું જ કરશે, તમે જાવ તો ખરા.' કહી જવા આગ્રહ કરવા લાગી. જેમ સુદામાને તેની પત્ની શ્રીકૃષ્ણ પાસે જવા વિનવતી હતી તેમ.

સ્રીના સમજાવ્યાથી બ્રાહ્મણ જવા તૈયાર થયો. પેલો કાગળ પણ સાથે લીધો ને 'જે ભગવાન' કહી આગળ ડગલું ભર્યું.

ચાલતા ચાલતા બ્રહ્મદત્ત ઉજ્જેનમાં આવી પહોંચ્યો. આ ક્ષિપ્રામાં નાહ્યા પછી વિક્રમની સભામાં આવ્યો. -

> ધસી વિપ્ર સભામાં ગયો રાજા ઊઠી બેઠો થયો,
> વિપ્ર જાણીને પૂજા કરી ચરણામૃત પીધું ભરી.
> પછી પૂછવા લાગ્યા, 'ભૂદેવ કયાંથી પધાર્યાં,
> આ સેવકને કેમ કૃતાર્થ કર્યો?'

બ્રહ્મદત્ત વિક્રમને આશિષ આપતાં કહેવા લાગ્યો, 'હે મહારાજ, સાત વરસ પહેલા એક ભાઈ મારે ત્યાં આવ્યા હતા તેમણે મને ઉજ્જેની આવવા કહ્યું હતું ને કાગળ....' બોલતાં તેણે કાગળ કાઢ્યો, 'આ કાગળ મને આપ્યો હતો.'

'લાવો જોઇએ.' વિક્રમે કહ્યું ને બ્રાહ્મણે તે કાગળ વિક્રમને આપ્યો. વિક્રમે તે કાગળ, તેના પરના અક્ષરો જોયા ને હસીને કહ્યું, 'સોગ દ તો બરાબર પાળ્યા. આવો બિરાજો.'

'ઓહો તમે તો ભાઈ મને શિખામણ દેવા આવ્યા છો ને શું ? આ તો 'હાથી સાસરે ન જાય ને ગાંડીને શિખામણ આપે' એવી વાત થઇ. પહેલાં પોતાના પગ નીચેનું તો ઓલવો પછી બીજાને કહો. તમે દરમાં કેમ પેસી રહ્યા છો ? તમારે ધનદોલત શું કરવી છે ? ત્યાંથી ચાલ્યા જાવ. અને જમીનમાં રહેલા ધનને લેવા તો દો. આ તો કોઈ માથાનું મળ્યું નથી એટલે પડી રહ્યા છો. જો કોઇ ત્યાં તેલ રેડે તો તમે મરી પરવારો અને બધું ધન બહાર નીકળી આવે.'

'મને મારવાની વાત કરે છે તો તારી વાત સાંભળી જો કોઇ મારી પાસે આવે તો હું તેને સીધો રસ્તો બતાવું. છાશની સાથે જો કાળી કોચલી રાજા વિક્રમને પાય તો તારા ટૂકડે ટૂકડા થઈ જાય.' બોલતા બે નાગ લઢી, થાકી પોતપોતાને સ્થાને ગયા.

રાજકુમારીએ આ વાત સાંભળી. પોતે રાજા વિક્રમ સાથે પરણી છે જાણી, આનંદસાગરમાં ડૂબકાં ખાવા લાગી. સાથે સાથે નાગોને ઠેકાણે પાડવા વિચારવા લાગી.

સવાર થતાં જ તેલને ગરમ કરી રાજકુમારીએ દરમાં રેડયું. પરિણામે નાગ મરી ગયો ને ધન બહાર આવ્યું. પછી કડવી કોચલી આણી છાશ સાથે વિક્રમને પાઈ, જેથી રેચ લાગ્યો. ને કટકે કટકે નાગ બહાર નીકળ્યો, એટલે રાજાનો તો રોગ જ ગયો, સહજ વાતમાં સુખીઓ થયો.

રોગ દૂર થતાં જ રાજા શુદ્ધિમાં આવ્યો. તેણે પોતાની પાસે બેઠેલી છોકરી જોઇને આશ્ચર્ય પામતાં પૂછ્યું, 'તમે કોણ છો ? હું ક્યાં છું ?'

જવાબમાં રાજકુમારીએ અથેતિ બધી વાત કહી. રાજા વિક્રમે કહ્યું.

'ફટ ફટ રે નમેરી નાર, કીધો અન્યાય તેં અપરંપાર.

તેં તો ભયંકર જુલમ કર્યો, મેં જેને જીવાડવા સારા પેટમાં રાખ્યો તેને તેં મારી નાખ્યો. મારું પરદુઃખભંજન બિરુદને ધૂળધાણી કર્યું.

કામ વણસાડયું તેં માહરું, મુખ નવ જોવું હું તાહરું.'

બોલતા રાજાએ નાગના કટકા પાણીથી ધોયા અને તેલથી બળેલા નાગને કંડિયામાં ઘાલ્યો. પછી રાજા પેલા કટકા લઈ ચાલવા લાગ્યો એટલે રાજકુમારીએ કહ્યું, 'મહારાજ, પરદુઃખભંજન, જરા મારા શબ્દો તો સાંભળો. મને સાથે લ્યો. હું તમારા વગર જીવી નહિ શકું.' કહી તે રડવા લાગી. ત્યારે વિક્રમને દયા આવી ને કહેવા લાગ્યો, 'મારી પાછળ આવીને શું કરીશ ? હું તો આ નાગના કટકા લઈ ગંગાજી જઈશ. ગંગાજીમાં આ કટકા પધરાવી હું પણ ડૂબી મરીશ.''

'તો હું પણ તમારી સાથે ડૂબીશ.'

'તો ચાલ.' કહી રાજકુમારીને સાથે લીધી.



ચાલતાં ચાલતાં તેઓ જંગલમાં આવ્યાં. ત્યાં રસ્તામાં એક નાગણ મળી. તે તેમને કહેવા લાગી, 'જરાય ડરશો નહિ, હું તમને કરડીશ નહિ. જરા થોભો. મારે તમને પૂછવું છે. દીકરી, તું જરા આમ રહે.'

નાગણના શબ્દો સાંભળી રાજકુમારી જરા દૂર ખસી એટલે વિક્રમને ધારી ધારીને જોતાં નાગણ બોલી, 'હે વટેમાર્ગુ, તમારા જેવડો જ રાજા વિક્રમ છે તેણે મારા દીકરાને પેટમાં રાખ્યો છે, તે જીવે છે કે મરી ગયો ? તે તમે જાણતા હો ને ન કહો તો તમને બ્રહ્મહત્યાનું પાપ.'

પાપના ભયે રાજા વિક્રમે અથેતિ વાત નાગણને કહેતાં કહ્યું,

'હું તો મારું સત હારિયો, તાહરો પુત્ર અમે મારિયો.'

બોલતા રાજાની આંખમાં આંસુ આવ્યાં. ત્યારે નાગણે આશ્વાસન આપતાં કહ્યું, 'તમે તો તેને જીવાડવા બધું જ કરી છૂટયા પણ વિધાતાના લેખ ત્યાં શું થાય ? જો મારા એ દીકરાના શરીરનો એકાદ ટુકડો આણી આપો તો હું તેને જીવતો કરું. મારી પાસે સજીવન અંજન છે.'

'સજીવન અંજન, તમારી પાસે કયાંથી ?'

'મારી પાસે કયાંથી ? રાજા, મારું પિયર પાતાળમાં

છે અને મારા બાપે મને તે આપેલું છે.'

'એ અંજનથી કેટલા જણને જીવાડી શકો તેમ છો?' વિક્રમે નમ્રતાથી પૂછયું.

'ત્રણ જણાને.' નાગણે કહ્યું.

'મા.' કહેતા વિક્રમે પોતાની વાત કહી.

રાજાની વાત સાંભળી નાગણે કહ્યું, 'રાજા, આ સજીવન અંજન તમે લઇ જાવ. મારે તે કંઇ કામનું નથી. મારો પુત્ર ગયો/સાથે મારું બધું જ ગયું. એટલે મારે જીવીને શું કરવું છે?' કહી નાગણે સજીવન અંજન રાજાના હાથમાં આપ્યું. રાજા વિક્રમે તે હસીને લીધું ને નાગને જીવતો કર્યો. નાગ સજીવન થતાં જ માને મળ્યો, તેના શરીરનો રોગ જતો રહ્યો. એટલે નાગ નાગણે આશીર્વાદ આપ્યા.

આશીર્વાદ લઇ રાજા પોતાની પત્ની સાથે સદાવતી નગરીમાં આવ્યો અને કાઢેલું ધન પાછું જમીનમાં મૂકી નાગને સજીવન અંજનથી જીવતો કર્યો, તે પછી પતિપત્ની મહિકાવતી નગરીમાં આવ્યાં, રાજા વિક્રમના આવવાના સમાચારે ગામમાં હો....હો.... થઇ ગઇ, બધા લોકો હવે શું થશે તે જાણવા આતુર થઈ ઘેરઘેરથી પેલી પેટી હતી ત્યાં આવ્યા.

રાજા વિક્રમે પેટીમાંથી બ્રાહ્મણના બાળકને બહાર કાઢી સજીવન કર્યો. બાળક બેઠો થયો એટલે આનંદમંગળ વરતાઇ ગયાં.

આ સમાચાર સદાવતી નગરીના રાજાએ જાણ્યા

એટલે પોતાના જમાઈ વિક્રમ રાજાને મળવા રાજારાણી આવ્યાં, મળ્યાં ને પોતાની દીકરીને આશીર્વાદ આપતાં કહ્યું, 'બેટા, ખરેખર દુનિયામાં પોતાનું જ કરમ જ બધું કરી શકે છે. જો કોઈ કહેતું હોય કે મારે લઈને જ બધું થાય છે તે સાચે જ ખોટું છે. અને એવો ભાર લઈ ફરનારા ગાડા નીચે કૂતરા જેવા જ છે.'

કહી તેમણે દીકરીના નસીબને વખાણ્યું.

પછી સહુ સહુને સ્થાને ગયાં.

હે રાજા ભોજ!" પૂતળી કહેવા લાગી, "વિક્રમે બ્રાહ્મણના બાળકને જીવાડયો. પેટમાં સાપ રાખ્યો અને તેનો રોગ દૂર કર્યો. એવાં કામ તમે કરી શકો તો આ સિંહાસન પર પગ ધરો."

એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ.

---



સુભદ્રાના ઊડી ગયા પછી રાજા ભોજે ફરીથી સિંહાસન પર બેસવા વિચાર કર્યો તે જેવો બેસવા જાય છે, તેવી

ધન્યદા પૂતળી બોલી, "બસ રાજા ભોજ, અટકી જા."

પૂતળીના શબ્દો સાંભળી ભોજ રાજા પાછો પડ્યો. તેને કહેવા લાગ્યો, "મને કેમ રોકો છો ?"

"કારણ, તું પરદુઃખભંજન મહારાજા વિક્રમ જેવો નથી. તેના જેવો થાય તો જ સિંહાસન પર પગ દેવા વિચાર કરજે."

"હે પૂતળી, રાજા વિક્રમે એવાં તો શું કામ કર્યાં હતાં તે મને કહે."

"રાજા ભોજ, સાંભળ." કહી ધન્યદા કહેવા લાગી—

"એક વખત રાજા વિક્રમ મૃગયા રમવા ગયા ત્યાં તેમણે એક વરાહ જોયો. એ વરાહની પાછળ તેમણે ઘોડો દોડાવ્યો. આગળ વરાહ ને પાછળ વિક્રમ જંગલમાં



દોડયા જ જાય છે આમ દોડવામાં દહાડો પૂરો થયો રાત પડી. વિક્રમના માણસો નગર તરફ ચાલ્યા. અને રાજા વિક્રમે રાત કયાં પસાર કરવી તેનો વિચાર કરતાં ચોતરફ જોવા માંડયું. તેવામાં એક વાવ તેની નજર પડી.

વિક્રમ વાવ પાસે આવ્યો. વાવમાં ઉતરી હાથપગ ધોઈ બહાર આવ્યો. તેવો જ તેણે એક દુર્બળ માણસને

ત્યાં જોયો. તેના મોઢા પર દુઃખનાં ચિહ્નો જણાતાં હતાં. રાજા વિક્રમ તેની પાસે ગયો ને કહેવા લાગ્યો,

'નિર્બળ તમારું શું છે નામ, કરી રહ્યા છો આજે કામ.
છો ભિક્ષુક કે આપે ભૂપ કયમ લાગે છો ઊંડે કૂપ?'

વિક્રમના શબ્દો સાંભળી પેલો દુઃખી દુર્બળ માણસ ગુસ્સે થઈ કહેવા લાગ્યો, 'તમે તમારે રસ્તે જાવ. પારકાની પંચાત શા માટે કરો છો?

તું જા મારગ તાહરે અંતર નહિ ઉચાટ.
કામે આવ્યા તે કરો, જાઓ તમારી વાટ.

ભાઈ ભલા થઈ ચાલવા માંડો.'

દુઃખિયાના શબ્દો સાંભળી વિક્રમ સહેજ પણ ગુસ્સે થયા વિના એની પાસે આવ્યો અને આશ્વાસન આપવા માંડ્યું. પરંતુ પેલો દુઃખિયો તો ચિડાયેલો હતો. તેણે કહ્યું,

'દેખે તેને પૂછે કામ, મોટો મૂર્ખ તેનું નામ.

ભાઈ, તું તારે રસ્તે જાને મારું દુઃખ તારાથી દૂર થવાનું નથી. પછી પૂછીને મને વધારે દુઃખી શા માટે કરે છે?'

'ભાઈ, પણ કહ્યા પછી કામ નહિ થાય તેવું કેમ માની લે છે. જરા કહે તો ખરો?'

'ડીધા, ડીધા, હવે જોયો ના હોય મારું દુઃખ ભાંગનારો બીજો વિક્રમ, આયો વિક્રમ થવાનો મોહ ત ભાઈ ક્યારથી થયો?'

'— બધી નકામી વાતો જવા દઈ તમારું દુઃ

હો, હું જરૂર તે દૂર કરીશ. જો તમારું દુઃખ દૂર ન કરું તો મારી તીર્થયાત્રાનું પુણ્ય ફોક થાય.'

'ઓહો, બીજા વિક્રમ રાજા નીકળી આવ્યા ને શું ?
તું ક્યાંથી પેદા થયો ? કહેરે તારું નામ ?
નર કોઈએ સરજ્યો નથી વિક્રમ કેરી જોડ,
કામ તમથી થાશે નહિ, શીદ કરો મનથી કોડ ?'

તે માણસનાં વચન સાંભળી વિક્રમે કહ્યું,

'વિરજીત વિક્રમ તે અમો, સુખ દુઃખ મનથી કહો તમો.
ભાગું દુઃખ મનાવું મન, ત્યાર પછી લેવું જળ અન્ન.

જ્યાંસુધી તમે તમારા હૃદયનું દુઃખ નહિ કહો ત્યાંસુધી મારે અન્ન પાણી હરામ છે.'

પોતાની સામે ઊભેલો વિક્રમ છે તે જાણતાં જ પેલો દુઃખી માણસ આભો જ બની ગયો અને વિક્રમને કહેવા લાગ્યો,

'ઓળખ્યા અંગતણા એંધાણ, સાચા એ વિક્રમ રાય.'

વિક્રમને ઓળખી એ દુઃખિયો પોતાનું દુઃખ કહેવા લાગ્યો, 'હે વિક્રમરાજા, તારાપુર પાટણ કરીને ગામ છે. ત્યાં જશવંતદેહ રાજા રાજ્ય કરે છે એ રાજાનો હું પુત્ર છું. મારું નામ અજીતદેહ છે.

અમારી સભામાં એક બ્રાહ્મણ રોજ કથા વાંચવા આવતો હતો. એક દહાડો તેણે કથા વાંચતાં કહ્યું, 'જે કોઈ માણસ પૃથ્વી પ્રદક્ષિણા કરે તે માણસ કદીય ગર્ભાવસ્થામાં ન આવે. બ્રાહ્મણના આ શબ્દો મારા હૃદયમાં ચોંટી ગયા. મેં પૃથ્વી પ્રદક્ષિણા કરવા નિર્ણય કર્યો.

ત્યાં જોયો. તેના મોઢા પર દુઃખનાં ચિહ્નો જણાતાં હતાં. રાજા વિક્રમ તેની પાસે ગયો ને કહેવા લાગ્યો,

'નિર્મળ તમારું શું છે નામ, કરી રહ્યા છો આજે કામ.
છો ભિક્ષુક કે આપે ભૂપ કયમ લાધિ છો ઊંડે કૂપ?'

વિક્રમના શબ્દો સાંભળી પેલો દુઃખી દુર્બળ માણસ ગુસ્સે થઈ કહેવા લાગ્યો, 'તમે તમારે રસ્તે જાવ. પારકાની પંચાત શા માટે કરો છો?

તું જા મારગ તાહરે અંતર નહિ ઉચાટ.
કામે આવ્યા તે કરો, જાઓ તમારી વાટ.

ભાઈ ભલા થઈ ચાલવા માંડો.'

દુઃખિયાના શબ્દો સાંભળી વિક્રમ સહેજ પણ ગુસ્સે થયા વિના એની પાસે આવ્યો અને આશ્વાસન આપવા માંડયું. પરંતુ પેલો દુઃખિયો તો ચિડાયેલો હતો. તેણે કહ્યું,

'દુખે તેને પૂછે કામ, મેરો મૂર્ખ તેનું નામ.

ભાઈ, તું તારે રસ્તે જાને મારું દુઃખ તારાથી દૂર થવાનું નથી. પછી પૂછીને મને વધારે દુઃખી શા માટે કરે છે?'

'ભાઈ, પણ કહ્યા પછી કામ નહિ થાય તેવું કેમ માની લે છે, જરા કહે તો ખરો?'

'ડીધા, ડીધા, હવે જોયો ના હોય મારું દુઃખ ભાંગનારો બીજો વિક્રમ, આવો વિક્રમ થવાનો મોહ તને ભાઇ કયારથી થયો?'

'એ બધી નકામી વાતો જવા દઈ તમારું દુઃખ

તે જાએ તો પહોંચે આશ, નહિતર દેહનો થાશે નાશ.
રાજા, આ મારો છેલ્લો નિર્ણય.'

"પછી તમે એ કમળને દૂરથી જોયેલું ખરું?' વિક્રમે અજીતદેહની વાત સાંભળી પૂછયું.

'હા, જયારે બીજી આઠમ આવી ત્યારે ફરીથી એ દેખાયું હતું.'

'એટલે એ આઠમને દિવસે જ દેખાય છે કેમ?'

'એવું જ.'

'તો મારે પણ દેખવું,' કહી રાજા વિક્રમ ત્યાં જ રહ્યો.

આઠમનો દિવસ આવ્યો. રાજા વિક્રમ વાવમાં જઈ રહ્યો. એકાએક તેની નજરે કમળ પડયું. આવું કમળ તેને કયારે પણ જોયું ન હતું તેમ સાંભળ્યું પણ ન હતું. કમળ પાછળ રાજ છોડનાર અજીતદેહને તે વખાણવા લાગ્યો. પછી મનમાં હરસિદ્ધ માતાને યાદ કરી કાછડો માર્યો, વીર વૈતાળને યાદ કરી વાવમાં કૂદી પડવા તૈયાર થયો ત્યારે

'હાં હાં હાં' દુ:ખીએ કહ્યું, 'મા, મા, ભારે ચુપ,'
પલટ વાળી પૃથ્વીપતિ પડયો તે કારણે કૂપ.

વાવમાં પડતાં જ તેનો ધબાકો થયો. વાવમાં તરતો ચોતરફ જોતો તે ઊંડે ને ઊંડે જવા લાગ્યો. આખરે તેના પગ જમીનને અડકયા. ત્યાં એક ગુફા હતી. ગુફામાં ગુફા ઉઘાડી અંદર પેઠો. મહેલ

હું માત્ર નિર્ણય કરીને અટક્યો નહિ પણ એ જ શર્તે કોઈને કહ્યા સિવાય જ ઘરમાંથી નીકળી પડ્યો. ચાલતાં ચાલતાં અહીં આવ્યો. અને તરસ તો લાગી હતી. પાણી માટે જીવ તરફડતો હતો છતાં ઘટાદાર વડ હેઠે આરામ લેવા બેઠો. તે દહાડો આઠમનો હતો. દિવસ ચાર ઘડી ચઢ્યો હતો.

આરામ લીધા પછી હું પાણી પીવા જવા તૈયાર થાઉં છું, ત્યાં તો એક અદ્ભુત કમળ જોયું. તે કમળ સહસ્ર પાંખડીનું હતું, તેના જુદા જુદા રંગો હતા. તેની દાંડી પાણીમાં હતી રાજા એ કમળનું વર્ણન કરતાં શેષ થાકે તો હું શી રીતે કરી શકું?

કહેવા થકી કહેવાય નહિ દીઠે તો મનાય.
દીઠે સહુ સુખ ઉપજે, વણ દીઠે દુઃખ થાય.

એ કમળને જોયા પછી પૃથ્વી પ્રદક્ષિણાનો વિચાર જતો રહ્યો અને એ કમળ મેળવવા જીવ અધીરો થયો. જો એ કમળ મારા હાથમાં આવે તો હું ધર્મ, અર્થ, કામ અને મોક્ષ બધું જ મેળવી ચૂકયો એમ માની એ કમળ લેવા ઊઠયો. જેમ જેમ હું એ કમળ પાસે જાઉં, તેમ તેમ એ કમળ આઘું આઘું જવા લાગ્યું. છેવટે પાણીમાં સમાઈ ગયું. બસ તે જ ઘડીએ મેં એ કમળ મેળવવા સોગંદ ખાધા. સોગંદ ખાઇ હું અહીં રહેવા લાગ્યો. ખાવાપીવાનું છોડી દહાડા પસાર કરું છું. રાત્રે ઊંઘ આવતી નથી. એટલે ઝાડ પર ચઢી રાત વિતાવું છું.

તે મળે તો પહોંચે આશ, નહિતર રેહનો થાશે નાશ.

રાજા, આ મારો છેલ્લો નિર્ણય.'

"પછી તમે એ કમળને દૂરથી જોયેલું ખરું?' વિક્રમે અજીતદેહની વાત સાંભળી પૂછયું.

'હા, જયારે બીજી આઠમ આવી ત્યારે ફરીથી એ દેખાયું હતું.'

'એટલે એ આઠમને દિવસે જ દેખાય છે કેમ?'

'એવું જ.'

'તો મારે પણ દેખવું.' કહી રાજા વિક્રમ ત્યાં જ રહ્યો.

આઠમનો દિવસ આવ્યો. રાજા વિક્રમ વાવમાં જઈ રહ્યો. એકાએક તેની નજરે કમળ પડયું. આવું કમળ તેને કયારે પણ જોયું ન હતું તેમ સાંભળ્યું પણ ન હતું. કમળ પાછળ રાજ છોડનાર અજીતદેહને તે વખાણવા લાગ્યો. પછી મનમાં હરસિદ્ધ માતાને યાદ કરી કાછડો માર્યો, વીર વૈતાળને યાદ કરી વાવમાં કૂદી પડવા તૈયાર થયો ત્યારે

'હાં હાં હાં' દુઃખીએ કહ્યુ, 'મા, મા, ભારે ભુપ,'
પલટ વાળી પૃથ્વીપતિ પડયો તે કારમે કૂપ.

વાવમાં પડતાં જ તેનો ધબાકો થયો. વાવમાં તરતો ચોતરફ જોતો તે ઊંડે ને ઊંડે જવા લાગ્યો. આખરે તેના પગ જમીનને અડકયા. ત્યાં એક ગુફા હતી. ગુફામાં મહેલ હતો. રાજા વિક્રમ ગુફા ઉઘાડી અંદર પેઠો. મહેલ

તો ઇંદ્રભવનને ભુલવે તેવો હતો. ત્યાં બગીચો હતો. જુદી જુદી જાતનાં ફૂલઝાડ હતાં;

ફૂલવાડી ફૂલ ને ફળી, બાર એરાક રહ્યા છે વળી,

ત્યાં,

સુંદર એક સરોવર સાર, કમળ ખીલ્યાં છે અપરંપાર

રાજાએ આ કમળો જોતાંની સાથે જ તે જાણે સ્વર્ગમાં આવ્યો હોય તેમ તેને લાગ્યું. તેના કાને હંસ, ચકોર, મેના, પોપટ અને મોર વગેરેના મધુરા શબ્દો પડવા લાગ્યા.

આનંદ અનુભવતો રાજા ધીમા ધીમા પગલાં ભરતો આગળ ને આગળ જવા લાગ્યો. તે મહેલ પાસે આવ્યો. મહેલમાં દાખલ થતાં જ તેણે જોયું.

આંહી બેઠી મોહક માનુની, ભરજોબન ભારે ભામની.

અને એ મહયેલીની આસપાસ કેટલીય સખીઓ હતી. તેનું રૂપ ભલભલાને ભાન ભૂલાવે તેવું હતું. પણ પરનારીના ભાઈ વિક્રમનું મન ચળિત ન થયું. તે તો આગળ ડગલાં ભરે છે. તેવામાં પેલી સ્ત્રીની નજર વિક્રમ પર પડી. તે ગભરાઈ ને 'કોઈ આવો, દોડો, ચોર, ચોર'ની બૂમો પાડવા લાગી. તેના અવાજથી ચોકીદારો ચોકી છોડી આવ્યા અને ક્રોધ કરી 'માર માર' કરતા વિક્રમ પર તૂટી પડયા. વિક્રમે હરસિદ્ધ માત યાદ કરી સારું યુદ્ધ કરવા માંડયું. અને વૈતાળને યાદ કરવા લાગ્યો.

યુદ્ધ તો ખરેખરું જામ્યું. ચોકીદારો 'મારો, મારો'ની

બૂમો પાડવા લાગ્યા. હરસિદ્ધ અને વૈતાળની સહાયથી. વિક્રમે ચોકીદારોને ભુ ભેગા કર્યા.

> હોંસીલા દોડે હારિયા, સામા થયા તે મારિયા.
> રામ રાવણની રાદ જ ઘણી તેવી રાદ થઈ તે તણી.

અને એમ કરતાં જે મરતા બચ્યા તે નાઠા. નાસીને જ્યાં ચામુંડા હતા ત્યાં આવ્યા. અને તેમના પગમાં હથિયારો નાંખી બનેલી વાત કહી. એટલે ચામુંડા હાથમાં હથિયાર લઈ જ્યાં વિક્રમ હતો ત્યાં આવ્યાં. વિક્રમ સામે ક્રોધભરી દૃષ્ટિ નાંખી. પરંતુ વિક્રમનું સ્વરૂપ જોતાં તેના પર પ્રેમ ઉપજ્યો અને પૂછવા લાગ્યાં.

> 'સાંભળ રે તું વડવય વીર, તુજને કેમ ન ભોજે નીર.
> કેમ જીવતો આવ્યો અહીં મારી વાડીના જ વનમહીં.'

ચામુંડાના પ્રેમભર્યા શબ્દો સાંભળી વિક્રમે બધી વાત કહેતાં કહ્યું, 'હું ઉજ્જૈનનો રાજા વિક્રમ છું. મારી ઇષ્ટ દેવી મા હરસિદ્ધ છે. વીર વૈતાલ મારો સહાયક છે. હું મહાકાળનો સેવક છું. દુઃખિયાઓનાં દુઃખ દૂર કરવા બધું જ કરું છું. આજ અહીં પણ એક દુઃખી માણસ માટે જ આવ્યો છું.

> એ હકીકત મારી ખરી, સુણ માત તું મન ધરી.
> એક કમળ કેરે કારણ, આવ્યો છું તારે બારણે.
> આપો કમળ અહીંથી એક ત્યારે અમારી રહેશે ટેક.
> નહિ તો યુદ્ધ અમારે થશે, લાજ ચોકીવાળાની જશે.'

વિક્રમની વાત સાંભળી ચામુંડા આનંદ પામ્યાં અને કહેવા લાગ્યાં, 'વિક્રમરાય, હું તમારી કેટલાય દિવસથી રાહ

-જોતી હતી. ભલે આવ્યા ઉજ્જૈનના ધણી.'

'મારી રાહ જોતા હતા ?' નવાઈ પામતા વિક્રમે ચામું-ડાને પૂછયું, 'હું તો તમારી વાત માની શકતો નથી.'

'મનાય તેવી તો વાત નથી છતાં ખરી છે.'

'કેવી રીતે ?' વિક્રમે પૂછયું.

'કેવી રીતે? રાજા વિક્રમ વાત એમ હતી—

પૂજા કરવા નિત્ય જતાં પાર્વતીની પાસ
એક દિવસ પ્રસન્ન થયાં અદકી દીધી આસ.

રાજા વિક્રમ, પાર્વતીજીએ પ્રસન્ન થઈ કહ્યું, 'તમે અહીં રોજ આવવાનો ત્રાસ વેઠશો નહિ. માત્ર નવરાત્રમાં જ આવજો.' પાર્વતીજીના શબ્દે પછી હું નવરાત્રમાં પૂજા કરવા જવા નીકળી. રસ્તામાં એક મરેલી બાઇ પડી હતી. એ મરેલી બાઇને એક નાની છોકરી ધાવતી હતી. આ જોઈ મને દયા આવી. એ નાની બાળકીને ઉપાડીને હું પાર્વતીજી પાસે આવી. તે બાળકી તેમની પાસે મૂકી. તેમણે તે બાળકી તરફ પ્રેમભરી દૃષ્ટિએ જોઈ મને કહ્યું, 'આ બાળકીને તમારી પાસે રાખો, જ્યારે તે તેર વરસની થશે ત્યારે ધરણીપત ધણી-પરદુઃખભંજન વિક્રમ કોઈ કારણસર તમારી પાસે આવશે તેને તમે આ કન્યા આપજો.'

વિક્રમે ચામુંડાની વાત સાંભળી. પોતાની રાહ જોવાનું કારણ તેને સમજાયું.

'રાજા હવે એ બાળકીને હું તમારી સાથે પરણાવી

ચિંતાથી છુટી થવા વિચારું છું.'

'આ,' વિક્રમે કહ્યું, 'પણ વાત એવી છે, જ્યારે હું કોઈનું કામ કરવા નીકળું છું, ત્યારે રસ્તામાં મળતી વસ્તુઓ તેને જ આપી દઉં છું. એટલે તમારે વિચાર કરવો રહ્યો.

એવું જોઈ ને આપજો મુને, આગળથી ચેતાવું તુને
વળતા દેશો મુજને શાપ, તે તો હું નહિ લઉં પાપ.'

'એ વાત તમે અને કન્યા જાણો. મારે કાંઈ જ નહિ. પણ હવે મહેલમાં તો આવો.'

'તો ચાલો.' કહી વિક્રમ ચાસુંડા સાથે મહેલમાં ગયો. ત્યાં તેને નાહવા પાણી આપ્યું. પછી ભોજન પિરસ્યું. ત્યારે વિક્રમે કહ્યું, 'જ્યાંસુધી મને કમળ ન મળે ને દુઃખિયાને ન આપું ત્યાંસુધી ભોજન મારે હરામ છે.'

વિક્રમના શબ્દ સાંભળી ચાસુંડાએ કાંઈ પણ ન કહેતા કન્યાને કમળ સાથે આપવા મન સાથે નક્કી કર્યું. અને કન્યાને વિક્રમ પાસે બોલાવી બધી વાત કહી. એટલે કન્યાએ કહ્યું, 'મહારાજ, જો તમે પરદુઃખભંજન હો તો અને મારા ગયા ભવના પતિ સાથે પરણાવો.'

વિક્રમ કન્યાના શબ્દો સાંભળી આનંદ પામ્યો. અને કહેવા લાગ્યો, 'તમારો ગયો ભવ મને કહો તો કાંઈ સમજણ પડે.'

કન્યાએ કહ્યું, 'મહારાજ, ગયા ભવમાં હું શ્રાવક કન્યા હતી. મને ધર્મમાં ઘણી જ શ્રદ્ધા હતી. હું મોક્ષ

ઇચ્છતી હતી. મારા લગ્ન કરવા મારા પિતાએ મને કહ્યું, પણ મેં ના પાડી, ત્યારે મારા પિતાએ મને અનેક રીતે સમજાવી છેવટે મેં હા પાડી એટલે તેમણે જેમની સાથે મારાં લગ્ન કર્યાં તે પણ મોક્ષાર્થી હતા. તેમણે માત્ર તેમના પિતાનાં હૃદયને સંતોષવા મારી સાથે લગ્ન કર્યાં. અમને બંનેને સંસારસુખ ગમતું ન હતું. શ્રાવકધર્મનાં બધાં જ વ્રતો પાળવામાં અમે અમારું જીવન વિતાવતાં હતાં. આમ વ્રતો કરતાં એક દિવસ મેં મારા મનથી અજવાળિયામાં પતિને ભાઈ જેવો ગણવા નિર્ણય કર્યો. આથી તેમણે અંધારી પક્ષમાં મને બહેન જેવી ગણવા નિર્ણય કર્યો. એટલે અમે માત્ર નામના જ ધણીધણિયાણી થઈ રહ્યાં. આમ અમારી યુવાની પૂરી થઈ. ઘડપણ આવ્યું. મરવા ટાણે બુદ્ધિ બગડી. પતિસુખ ઇચ્છયું. પરિણામે જેવી ભાવના તેવું થયું. હું શુળકાને પેટ અવતરી. પણ સારી રીતે ધર્મ પાળવાથી આ દેવ જેવી સ્થિતિમાં રહું છું. વિક્રમરાય, આ મારા ગયા ભવની વાત.'

'બહેન, નક્કી હું તમને તમારા ગયા ભવના પતિ સાથે પરણાવીશ. મા હરસિદ્ધ પ્રતાપે તમારી મનની ઇચ્છા પૂરી થશે'

ચામુંડાએ પછી અગણિત દ્રવ્ય હાથી પર ભરીને આપ્યું. વસ્ત્રાલંકાર અને હજાર કમળ આપ્યાં. તે લઈ વિક્રમ કન્યા સાથે વાવમાંથી બહાર આવ્યો. પેલા દુઃખિયાએ કમળો, કન્યા અને ધન જોયું એટલે તેને પોતાની જાત પર તિરસ્કાર આવ્યો. તેટલામાં વિક્રમ તેની પાસે

આવ્યો ને કહેવા લાગ્યો, 'લે ભાઈ, આ કમળ અને રાજી થા.' પણ જેનું મન કન્યા લક્ષ્મી પર ચોંટયું હોય તે કમળથી કાંઈ રાજી થાય ખરો ?

દુઃખિયાને સૂનમૂન બેઠેલો જોઇ વિક્રમે કહ્યું, 'ભાઇ, કમળ લ્યોને. જેની ખાતર મરવા તૈયાર થયા હતા તે કમળ શાને લેતા નથી ? શા માટે આમ થઇ ગયા છો ?'



પેલા દુઃખિયાએ કહ્યું, 'મહારાજ, મને માફ કરજો, પણ આ કમળ, લક્ષ્મી, કન્યા બધું જ મારે લઇને છે. મેં તમને કમળની વાત ન કહી હોત તો તમે આ બધું કેવી રીતે મેળવતા ? આ તો મેં તમારા પર ઉપકાર કર્યો.

તમો પરદુઃખ ભંજન હતા, કરતા'તા પરનોં કામ,
તારું દુઃખ મે ભાગિયું, દુઃખભંજન મુજ નામ."

'હા ભાઈ હા,' વિક્રમે હસીને કહ્યું, 'સીધી રીતે કહો ને કે આ બધું તમારે જોઈએ છે ? પણ ભાઈ કન્યા સિવાય બધું જ તમોને આપી શકું તેમ છું. કારણ, કન્યા તેના ગત જન્મના પતિ સાથે પરણવા આવે છે. અને તેને તેની સાથે પરણાવવા હું કહી ચૂકયો છું.'

'એમ ? મહારાજ એ કન્યા પણ મારા નસીબની જ છે. તેની તેને ખાતરી કરવી હોય તો તે કરી શકે છે.'

'તો તમે મારા પ્રશ્નનો જવાબ આપશો ?' કન્યાએ પૂછ્યું.

'હા, પૂછો.'

ત્યારે કન્યાએ પૂછયું,

'પ્રેમદા પરણ્યો પકાણી ઘણા ઘડાવ્યા ઘાટ
પ્રીતે કીધો ખરેખરો, વેદ ઉડાડી વાટ,
જોબન મધ્ય જરા જનિયો, ઘણી કીરત ગુણ ઘાટ.
ચૂકયા ચતુર થઈ જડપણે, વિવેક ઉડાડી વાટ.'

દુઃખિયાએ આ પ્રશ્ન સાંભળ્યો. એટલે તેણે જવાબ આપ્યો.

'નરનારી પરણ્યા સ્નેહથી, ધાર્યું વળતું ધર્મ
માનનીનું તો મન ઠર્યું, કીધું કુડું કર્મ.'

જવાબ સાંભળીને કન્યા આનંદ પામી તેણે પોતાના પતિને ઓળખ્યો એટલે તેણે વિક્રમને કહ્યું,

રાજાને કહે 'સાંભળરે રામ, મહિપતિ સમજો રે મનમાંય
હું કામની એ તો કથ, પરમેશ્વરે મેળવ્યો પથ.'

અને વિક્રમે તેમને પરણાવીને બધું ધન આપવા માંડયું, ત્યારે પેલા દુખિયાએ ના પાડતાં કહ્યું, 'ક્ષત્રી છું એથી કાંઈ લઈશ નહિ.'

'ભાઈ, ક્ષત્રી છો તેથી શું થયું ? આ કન્યા હું પરણાવું છું એટલે હું સસરા જેવો છું. અને સસરા આગળ જમાઈ

હાથ લાંબો કરી શકે.'કહી વિક્રમ હસ્યો. દુઃખિયો પણ હસ્યો.

'આજથી તમે સ્વતંત્ર છો. તમારે ખંડણી કે કાંઇ પણ મને આપવાનું રહેતું નથી.' વિક્રમના આ શબ્દે દુઃખિયો રાજી થયો.

"રાજા ભોજ વિક્રમનાં કામો જેવાં કોઈ કામ કરે તે જ આ સિંહાસન પર બેસવા માટે યોગ્ય છે."

આકાશ પૂતળી ઉપડી, "કથા સાંભળી કર્ણ,
એવાં પરાક્રમો જો કરો તો ચતુર ધરજો ચર્ણ."

---



ધન્યદા પૂતળીના ઊડી ગયા પછી રાજા ભોજ ફરીથી સિંહાસન પર બેસવા તૈયાર થયો. તેણે પગ ઊંચો કર્યો તે સાથે જ માનવંતી પૂતળી બોલી, "રાજા ભોજ, જો સુખ ઇચ્છે તો એટલે જ રહેજે." પૂતળીના શબ્દે રાજા ભોજ આગળ વધતો અટક્યો અને કહેવા લાગ્યો, "મને શા માટે અટકાવો છો ?"

" રાજા ભોજ, આ સિંહાસન પર તો પરદુઃખભંજન વિક્રમનાં જેવાં પરોપકારી કામો કરે તે જ બેસી શકે.

તેવો જો કોઈ થાય, તે ધરે સિંહાસન પાય."

" હે પૂતળી, રાજા વિક્રમે કેવાં કામ કર્યાં હતાં તે મને કહે."

"ખુશીથી રાજા ભોજ, હું તેમના પરદુઃખભંજનપણાની વાત કહું છું." માનવંતી પૂતળીએ કહ્યું, " હે રાજા ભોજ, એક રાતે રાજા વિક્રમ અસ્ત્રશસ્ત્ર ધારણ કરી નગરચર્ચા જોવા તૈયાર થયો. તેને અંધારપછેડો ઓઢી લીધો. પછી હરસિદ્ધ માતાને યાદ કરતો આગળ વધવા લાગ્યો. આખુંય નગર ફરી તે બહાર નીકળ્યો. તે વખતે તેણે અગ્નિનો પ્રકાશ જોયો. રાજા 'શું હશે?' ના વિચારમાં પડ્યો. પણ પગલાં તો આગળ ભરે જ જતો હતો. આખરે તે એક ચિતા સળગતી હતી ત્યાં આવી પહોંચ્યો.

એ ચિતા એક જણે તૈયાર કરી હતી, તે ચિતા તૈયાર કરનાર તેમાં કૂદવા જાય છે તેવી જ રાજા વિક્રમે તેને બાથ ભીડાવી. અને કહ્યું, 'ભલા ભાઈ, અકાળે શા માટે મરવા માંગો છો? તમને શું દુઃખ છે? જો તમે સાચે સાચું ન કહો તો તમને પરમાત્માની આણ છે.'

જવાબમાં પેલાએ કહ્યું,

'જા મારગ તું તાહરે, હું લાગું તારે પાય.
ખોટી કરે છે તું મને, હોલાવે મારી આગ.

ભાઇ તું તારે રસ્તે જા. મને બળવા દે.'

'એમ તો કાંઇ બળી મરવા દેવાશે.' વિક્રમે કહ્યું. 'તમારે બળી મરવાનું કારણ કહેવું જ પડશે. જ્યારે તમે કારણ કહેશો ત્યારે જ તમારે જે કાંઇ કરવું છે તે કરી શકશો.'

'પછી તો બળી મરવા દેશો ને ?' પેલાએ પૂછ્યું.

'પહેલાં કહો તો ખરા.' વિક્રમે કહ્યુ.

પેલાએ પોતાની વાત કહેવા માંડી. હે ભાઈ, હું



બ્રાહ્મણ છું. ઈશ્વરકૃપાથી મારે માટે યોગ્ય સ્ત્રી હતી પણ તે સ્ત્રી અકાળે મરણ પામી. તેના મરણ પછી હું દુ:ખના દહાડા વિતાવતો હતો. એવામાં એક સુદ ચૌદશની રાત્રે પથારીમાં સૂતો હતો, એકાદ પહોર રાત ગઇ હશે, તેવામાં મને એક સ્વપ્ન આવ્યું.' બોલતો તે અટક્યો.

'તમને સ્વપ્ન આવ્યું ? સ્વપ્નામાં શું જોયું ?' વિક્રમે પૂછ્યું.

'ભાઇ, જાણે સ્વપ્નમાં હું જંગલમાં ગયો. કોઈ કહેતાં ત્યાં કોઇ જ મળે નહિ. ત્યા એક ચમત્કાર બન્યો. ત્યાં તો એક હાથણી જોઈ. જાણે ઐરાવતની પત્ની જ ન હોય !

શું તેનું વર્ણન કરું ? તે હાથણી મારી પાસે આવી. એ હાથણી પર અંબાડી હતી. અંબાડીમાં એક સ્ત્રી બેઠી હતી.' તેને બધાં ચમ્મર ઢોળતાં હતાં. શું તે સ્ત્રીનું સ્વરૂપ ? જાણે બીજો ચંદ્રમા. તેના હાથમાં મોતીની વરમાળા હતી. તે વરમાળાવાળો હાથ ઊંચો કરી મને પાસે બોલાવતી હતી.

'આવો સમીપે મોટા બ્રહ્મ, આજ થકી કર્યું તુજ કર્મ,
સ્વામી સ્થાપીને સેવા કરું, વચન આપ મસ્તક હું ધરું.'

તેના શબ્દે હું આગળ વધ્યો. તેણે મને એકવાર નહિ પણ દસ બારવાર બોલાવ્યો, ભાઈ, હું આગળ વધ્યો, તેવો જ ખાટલામાંથી નીચે પડ્યો. ઝબક્યો, જાગ્યો, મારું સ્વપ્નસુખ બધું જ તે સાથે ચાલ્યું ગયું. અને ત્યારથી મારા અંતરમાં આગ સળગી રહી છે. આ દુઃખ કોઈને કહેવાતું નથી ને રસ્તો જડતો નથી. ભાઈ, વિરહમાં બળતા મેં કેટલાય દહાડા કાઢ્યા. છેવટે આ વાત પરદુઃખભંજન વિક્રમરાયને કહેવા વિચાર આવ્યો. પણ તે સાથે બીજો વિચાર આવ્યો આ તો સ્વપ્નું. સ્વપ્નની વસ્તુ તે શી રીતે મળી શકે ? સ્વપ્નું સાચુંય ક્યારે હોય છે ? એટલે મેં વાત તેમને કહેવાની માંડી વાળી આ રસ્તો લીધો.'

વિક્રમે તેની વાત સાંભળી.

વિક્રમ કહે છે વિપ્રમુખ, 'રાખો ઠેકે હામ,
સેવક હું તુ જ સરણનો વિક્રમ મારું નામ;
પરણાવું તે પ્રેમદા તો મુખ લેઉં નીર,
અહિનામાં મેળો કરું તો જાણો વિક્રમ વીર.'

વિક્રમની ઓળખાણ પડતાં બ્રાહ્મણ તેની સામે જોઇ રહ્યો. તેની વાતમાં વિશ્વાસ આવતો ન હોય તેમ તેના મોઢાપરથી જણાતું હતું ત્યારે વિક્રમે કહ્યું,

'કદાચ કામ થાયે નહિ, તરુણીને ન મળાય,
ચિતા રચી આપણે બળી મરશું આંય."

આમ અનેક પ્રકારે આશ્વાસન આપી તેને પોતાના મહેલે લઈ ગયો. રાત વાતોમાં પસાર કરી.

સવાર થતાં જ વિક્રમને ચિંતા થવા લાગી. તે મનમાં બોલવા લાગ્યો, 'કાલે ત્રીસ દહાડા પૂરા થઇ જશે ને બ્રાહ્મણનું કામ પૂરું નહિ થાય, માટે કાંઈક અત્યારથી કરવું જ જોઈશે.' આમ બોલતો કપડાં પહેરી અસ્રશસ્ત્ર ધારણ કરી સ્મશાનમાં હરસિદ્ધ માતાનું સ્થળ હતું તે તરફ ચાલ્યો. માતાજીના મંદિરે આવી ત્યાં હોમ હવન કરવા કાંડયાં. હવનમાં તલ, પંચામૃત, ખીર વગેરે હોમવા માંડયું.

. રાત પૂરી થઈ ચૂકી હતી, સવાર થવાની તૈયારી હતી ત્યારે વિક્રમે છેલ્લી આહુતિ આપી. પણ માતાજી પ્રસન્ન ન થયાં ત્યારે ખડગ કાઢી મસ્તકનું બલિદાન માતાને આપવા માંડયું. તે સાથે માતાજીએ પ્રગટ થઇ તેનો હાથ ઝાલી કહ્યું, "વીર વિક્રમ, આ શું કરે છે? કયા દુઃખે મરવા તૈયાર થયો છે?'

'મા.' બોલતો વિક્રમ ઊભો થયો. પ્રદક્ષિણા ફર્યો પછી બે હાથ જોડી કહેવા લાગ્યો, 'મા, તમારાથી શું

અજાણ્યું છે ?' કહી કહેવા માંડયું, 'એક બ્રાહ્મણે સ્વપ્નમાં કોઈ સુંદરી જોઈ. એ સુંદરી તેને વરમાળા પહેરાવવા તૈયાર થઈ એટલેથી સ્વપ્નું અધુરું રહ્યું, મા, મા, કહો, કહો, એ કોની છોકરી છે ? ક્યાં રહે છે ? તે છોકરી કેવી રીતે મળે ? બ્રાહ્મણનું દુઃખ શી રીતે જાય ?'

'વિક્રમ, એ છોકરી મેળવવી કઠણ છે. અહીંથી દૂર દૂર સિંહલ કરીને દ્વીપ છે. એ જ દેશની એ સ્ત્રી છે. ત્યાં દેવ, દાનવ, ગાંધર્વથી ન જવાય તો કાળા માથાનો માનવી તો શી રીતે જવાનો હતો ? તે રસ્તામાં ચોકીઓ છે. એ ચોકીઓ વટાવી જવાય તેમ નથી.' બોલતી માતાએ અમીદષ્ટિથી વિક્રમ તરફ જોયું.

'મા.' આનંદસાગરમાં ઉછાળા ખાતો વિક્રમ બોલ્યો, 'મા, મને વરદાન આપો. હું તે સ્ત્રી લાવી પેલા બ્રાહ્મણ સાથે પરણાવું, તેવું વરદાન આપો. જો આટલું વરદાન નહિ મળે તો મારે મરવું જ રહ્યું, મા, જેને તમારી સહાય, તમારો આશરો તેનાથી આ કામ ન થાય ? મા, હું સિંહલદ્વીપ જઈશ. ચોકીઓ વટાવી એ સ્ત્રીને લાવીશ મા, તું રસ્તામાં મારું રક્ષણ કરજે.

> જાઉં છું સિંહલ પાસરો, મારે તો તારો આશરો.
> વાટે રક્ષા કરજે માય,' પંથ ચાલવા માંડયું રાય.

ત્યારે હરસિદ્ધ માતાએ કહ્યું, 'વિક્રમ, એ રસ્તામાં પાંચ ચોકીઓ છે. તે એવી તો ભયંકર છે કે ન પૂછો વાત. પહેલી ચોકી રાક્ષસની છે તે રાક્ષસ કદી કોઈને જીવતો

જવા જ ન દે, છતાં તું ત્યાં સાચવીને જજે. આગળ જતાં ચોદિશ અગ્નિ સળગતો હશે માટે જરા વિચાર કરજે. આગળ જતાં ત્રીજી ચોકી સિંચાણાઓની હશે તેની જોડે બીજા કેટલાય પંખીઓ છે તે તો માંસ ખાનાર જ છે. ચોથી અલેહ પોળ આવશે ત્યાં માણુસ ખાનારી કર્કશા હશે તેની ચોકી વટાવી જતાં સિંહલદ્વીપ આવશે. ત્યાં જતાં માણુસ પથ્થરનો બની જાય છે. વળી ત્યાં હજારો હાથીઓ હશે તે આગળ જવા નહિ દે છતાં....છતાં....

મારો તારા મસ્તક હાથ, વૈતાળ વડેરો સાથ.'

'મા,' બોલતો વિક્રમ હરસિદ્ધ માને પગે લાગ્યો ને આગળ ચાલ્યો.

ભૂખ, તરસ, ઊંઘ અને થાક બધું જ ભૂલી વિક્રમ રસ્તો કાપે જ જાય છે. રસ્તામાં તેને કોઈની બીક લાગતી નથી.

ચાલતાં ચાલતાં તે પહેલી ચોકી આગળ આવી પહોંચ્યો. એક મોટો રાક્ષસ તેની નજરે પડયો.

ઊંચો તાડ સરિખડો પર્વત જેવું ગાત્ર,
જળભક્ષી તે હતો તો માનવી કુંણુ ગાત્ર.

કાયા પણ લોહની પર્વત જેવો દેહ,
રણમાં દીઠો રાયને ધસીને આવ્યો તેહ.

તે દોડતો વિક્રમ રાજા પાસે આવ્યો અને બાથમાં ઘાલી બોલ્યો, ' આજ ઘણા દહાડે માણુસ ખાવાની ઇચ્છા પૂરી થશે. આવ, આવ, સોપારીના કટકા, હું તને મારી....'

'મને મારી તું ખાઈ જઈશ એમ ?' વિક્રમે હસતાં હસતાં કહ્યું, 'ઓ નીચ, તને તો હું જ મારીશ.'

'મને તું મારીશ ?' રાક્ષસ હસ્યો અને બોલ્યો. 'અલ્યા, તું મારે માટે એક કોળિયા જેવડો છે અને મોટી વાત કરે છે. એ ગાંડપણની વાત છોડી તારા ભગવાનને યાદ કરી લે.'

"હા, હા, હું ભગવાનને યાદ કરું છું.' વિક્રમે કહ્યું.

લઘુ લાઘવી વિદ્યા જેહ, તેથી બમણો કીધો દેહ.

રાક્ષસ તો આ જોઈ વિચારમાં જ પડી ગયો. એક પળ પહેલાં એક નાના સરખા છોકરા જેવડો લાગતો માનવી અત્યારે તેના કરતાં બમણો મોટો જણાવા લાગ્યો, ને રાક્ષસને મારવા માંડ્યો રાક્ષસ પણ ગુસ્સે થઈ વિક્રમ સાથે લડવા લાગ્યો. બંને એક બીજાને એવા ગડદા મારતા કે બ્રહ્માંડ ધ્રુજી ઊઠતું. રાક્ષસ વિક્રમને મારતો ત્યારે વિક્રમને ફૂલ જ અડયું હોય એમ લાગતું. પણ વિક્રમ જ્યારે રાક્ષસને મારતો ત્યારે તે બેવડો વળી જતો. તેમના પગના પ્રહારથી ધરતીમાં ખાડા પડતા. તેઓ બાથંબાથ બાઝતા. આમ એકબીજા જોડે લડતા ચાર દહાડા પૂરા થયા. નથી કોઈ હારતું કે નથી કોઈ જીતતું.

ચોથો દિવસ પૂરો થતાં રાક્ષસ માર ખાઈ હારી થાકી ત્યાંથી નાઠો. વિક્રમ તેની પાછળ દોડવા લાગ્યો.

રાજા દોડતો રાક્ષસના મહેલ આગળ આવ્યો.

મહેલ જોતાં જ- સ્વર્ગની રચના વિક્રમને યાદ આવી. તે
મહેલના ઓરડામાં,

કનક દોર હિંડોળા ખાટ, હિંચે છે ત્યાં તરુણી એક
તેની શોભા વિવિધ વિવેક.

રાજાએ હિંચકા પર હીંચતી યુવાન બાળાને જોઈ એટલે પોતાનું મુળ સ્વરૂપ ધારણ કરી કહ્યું, 'હે બાળા, તમે કોણ છો ? અહીંઆ કયાંથી આવ્યાં છો ? તમારા માતપિતા કોણ છે ? તમે કયાં પરણ્યાં છો ?'

'હે રાજા,' કહેતાં તે બાળાએ વિક્રમ તરફ જોઈ કહેવા માંડયું, 'મારા પિતા કનકવતી નગરીના રાજા કનકશીખર છે. મારું નામ ચંદ્રકામા છે. એક ઉત્સવના દિવસે હું સરખી સાહેલીઓ સાથે નાહવા માટે ગઇ, ત્યાં વાડીમાં અમે રમત રમવા લાગ્યાં. રમતાં રમતાં ફેરકુંદડી ફરતાં હું વચમાં બેસી ગઇ, તેવામાં આ મુવો રાક્ષસ ત્યાં આવ્યો, અને મને ઉપાડી. એટલે હું બૂમેબૂમ પાડવા લાગી. મારી સખીઓ ગભરાઇ મદદ માટે બૂમો પાડવા લાગી. પણ કાંઇ જ અર્થ સર્યો નહિ. રાક્ષસ જરા પણ ડર્યા વિના મને અહીં લઇ આવ્યો તેથી મારાં સગાં વહાલાંએ મારી શોધ કરાવી છેવટે આશા મૂકી દીધી હશે.' કહી તે બોલતી અટકી.

'સગાં સંબંધીઓના વિયોગ સિવાય બીજું કાંઈ તમને અહીં દુઃખ નથી તેમ આ બધું જોતાં મને લાગે છે.'

'તમારી માન્યતા સાચી છે. રાક્ષસ મારા પર ઘણું

અજવાળ્યો. તે વખતે જક્ષણી રાક્ષસ પર પ્રસન્ન થઈ પ્રત્યક્ષ થયાં અને કહેવા લાગ્યાં, 'હું તારા પર પ્રસન્ન થઈ છું. અને હું તને આ ત્રિશૂળ આપું છું.

લે તને આપું ત્રિશૂળ ઉદ્ દાહરા વેરીનું સુળ,
અજીત અને અમર હશે તો પણ પલમાં આજે થશે.'

કહેતી જક્ષણીએ ત્રિશૂળ આપવા હાથ લંબાવ્યો. એટલે રાક્ષસ બોલ્યો, 'મા, તારા વગર મારા પર કોણ દયા કરે?' કહી નમસ્કાર કરવા ગયો તે સાથે જ વિક્રમે

'જે જે' કરી મૂકીઓ, ઘા ત્રિશૂળનો એમ,
પાપીને આજે કર્યો, 'લેજે ભવાની ભોગ.'

ત્રિશૂળના ઘાથી રાક્ષસનો પ્રાણ ગયો પછી ચંદ્રકામા પાસે તે આવ્યો ને કહ્યું, 'હમણાં તો હું આગળ જાઉં છું પણ જ્યારે પાછો આવીશ ત્યારે તને મારી સાથે લઈ જઈશ, ત્યાંસુધી તું અહીં જ રહેજે.' ત્યારે ચંદ્રકામાએ કહ્યું,

'આ માણસ ને રાખ્યું ધ્યાન, રહે એકલી ત્યાં ઉપમાન,

માટે—

મૂકી આવો માળવ દેશ, પછી કરો સુખે પ્રવેશ.'

'ગાંડી, હવે તો પાછાં પગલાં ન ભરાય. હવે તો કામ પૂરું કર્યા પછી જ એ વિચાર.' કહેતો રાજા પવન સાથે હરીફાઈ કરતો આગળ વધ્યો. આગળ જતાં બીજી ચોકી આવી. દૂર દૂર સુધી ચોતરફ અગ્નિ સળગી રહ્યો હતો. એ અગ્નિમાં થઈ જઈ શકાય તેમ ન હતું. એથી

વિક્રમરાજા વિમાસણમાં પડયો, રસ્તો કોઇ સૂઝતો ન હતો. છેવટે તેણે વૈતાલને કહ્યું, 'હે વીર, તું ઇંદ્ર પાસે જા અને મારી વાત કહી વરસાદ વરસાવવા કહે.'

વિક્રમના શબ્દે વીર વૈતાલ ઇંદ્ર પાસે આવ્યો. સ્તુતિ કરી પ્રસન્ન કર્યા પછી બધી વાત કહી અને કહ્યું, 'જો તેમનું વચન જશે તો જરૂર આત્મહત્યા કરશે.

સિંહલ જાઉં તેહને, અગ્નિ ઝાળે છે આપ.
વચન પાળે તો દેહ ધરે નહિતર છોડે પ્રાણ,
મહારાજ પુત્ર એ તમતણો તેની મનને હાણ.
સિંહલ જાવા મન કર્યું મૂકયું સઘળું રાજ,
સેવી ત્યાંથી પદ્માણી, તે બ્રાહ્મણને કાજ.
ત્યાં ચોકી છે અગ્નિ તણી જોજન ઊઠે ઝાળ,
ત્યાં જઈ કો ન શકે વન છે મહા વિકાળ.'

'તો શું કરવું છે?' વૈતાળને ઇંદ્રે પૂછયું.

'મહારાજા, સુરાધિશ, ત્યાં વરસાદ વરસાવો તો આગળ જઇ શકાય.'

'બસ એ જ ને? તો એ અગ્નિ આગળ જઈ મારી આણ આપજો એટલે તમને રસ્તો આપશે.' કહી ઇંદ્રે વરસાદને બોલાવી વૈતાળ સાથે જવા જણાવ્યું.

અહીં પૃથ્વીપર વિક્રમ વૈતાળની રાહ જોતો ચિંતા કરી રહ્યો છે. તેવામાં વૈતાળ આવ્યો. ને ઇંદ્ર સાથે થયેલી વાત કહી. એટલે વિક્રમે અગ્નિને ઇંદ્રની આણ આપી તે સાથે જ અગ્નિ બે ભાગમાં વહેંચાઈ ગયો. આ જોઈ વિક્રમ આનંદ પામ્યો ને આગળ વધવા લાગ્યો. ત્યાં તો વરસાદ

વરસવા લાગ્યો. વરસાદના વરસવાથી ત્યાં સુખ શાંતિ થઈ.

આગળ વધતાં ત્રીજી ચોકી આવી એટલે વરસાદને વિદાય કર્યો.

'વૈતાળ, હવે શું થશે ? આ પંખીઓની ચોકી કેમ વટાવાશે ?'

'પરદુઃખભંજન રાજા, એની તો વળી ચિંતા હોય ?' કહેતા વૈતાળે પોતાના શરીરમાંથી લોહી કાઢી કેટલાક પથ્થરો લોહીવાળા કર્યા.

એ પથ્થરો જ્યારે પંખીઓ વિક્રમ તરફ આવવા લાગ્યા ત્યારે તેમની તરફ ફેંકયા. માંસ ભૂખ્યા પખીઓ તે પથ્થરો પર પડયા અને વિક્રમ સહિસલામત ચોકી વટાવી ગયો.

હવે આવી ચોથી ચોકી,

ચોથી ચોકી અભેદપોળ પાસે વિક્રમ આવી અટક્યો. પોળના બારણે કર્કશા બેઠી હતી,

બેઠી કર્કશા કારમી, પરવત જેવો વેશ,
દંત તાડ સરીખડા મહા ભયાનક કેશ



આ કર્કશા લાંબા હાથ કરી બેઠી હતી. તેને જોઇ રાજા વિક્રમ વિચાર કરે છે. 'આને શી રીતે જીતાશે ? આગળ શી રીતે જવાશે ?' વિચાર કરતાં તેને કાંઇકરસ્તો સુઝયો ને એકદમ કર્કશા પાસે જઈ કહ્યું, 'મા, મા, હું તારા શરણે આવ્યો છું.'

બોલતાં રાજાએ તેના પગમાં માથું નમાવ્યું. એટલે કર્કશા ખુશ ખુશ થઈને કહેવા લાગી, 'તારા મીઠા શબ્દોથી મારો ક્રોધ જતો રહ્યો છે. હવે હું તને મારીશ નહિ.'

'મા.' વિક્રમે કહ્યું.

'પણ તું અહીં ક્યાંથી આવ્યો ?' તેણે પૂછ્યું, 'બધી ચોકીઓ શી રીતે વટાવી !' જવાબમાં વિક્રમે બધી વાત કહી.

'વિક્રમ, અત્યાર સુધી તો તને વાંધો આવ્યો નથી પણ હવે આગળ નહિ જઈ શકાય, મારી ચોકી વટાવી તારાથી નહિ જવાય. તેં મને મા કહી બોલાવી માટે જ આટલી વાત તારી જોડે કરી. હવે ભલો થઈ પાછો જા. આગળ જવાની વાત માંડી વાળ, જેટલું નાહ્યા એટલું પુણ્ય.'

'એટલે મને આગળ તું નહિ જવા દે.'

'ના.' મક્કમતાથી કર્કશાએ કહ્યું.

રાજા વિક્રમ આ જવાબથી વિચારમાં પડ્યો. આ રાક્ષસણી જીતાશે નહિ કદાચ લડવા વિચારું તો—

'વદતાં વદતાં દિન વહી જશે, વિઘ્નનો વાયરો પૂરો થશે.'
એમ કરતાં પડી છે રાત, વિક્રમે વિચારી વાત.

'મા, મેં વહી ઝગડી આગળ જવાનો વિચાર માંડી વાળ્યો છે.'

'સાચે જ.'

વિક્રમે તેનો જવાબ ન આપ્યો.

છે. તેવામાં સ્ત્રીઓની દૃષ્ટિ વિક્રમ ઉપર પડી.

'કાળા માથાનો માનવી.' એકે કહ્યું, અને વિક્રમ પાસે આવી ક્રોધથી પૂછવા લાગી. પણ વિક્રમ શાંત રહ્યો. તેને તે સ્ત્રીના ક્રોધની પરવા ન હતી. જ્યારે પેલી સ્ત્રી પૂછી પૂછીને થાકી ત્યારે વિક્રમે કહ્યું, 'ટાઢાં પડો. શાંત થાવ. જે માણસ તમારી બધી ચોકીઓ વટાવી અહીં સુધી આવ્યો હશે, તે તમારા બૂમ બરાડાથી ડરી જશે? હું તો પદ્મણી લેવા આવ્યો છું. રમત રમવા આવ્યો નથી.'

રાજાના શબ્દો સાંભળી એ સ્ત્રી નવાઇ પામી અને બીજી એક આગળ આવી હસતાં હસતાં પૂછવા લાગી. 'આપ કોણ છો? ક્યાંથી આવો છો?'

જવાબમાં વિક્રમે કહ્યું,

'મેનક શ્રી હરસિધનો વિક્રમ નર નિજ નામ,
સહોદર પરનારનો દુઃખભંજન દાતાર.'

'કોણ ઉજ્જેણીનો પતિ?'

'હા.',

'ધન્યભાગ્ય ધનભાગ્ય. પણ અહીં કેમ પધારવું થયું છે?'

'કહ્યુંને પદ્મણી લેવા.'

'શા માટે?' સવાલ પૂછાયો.

જવાબમાં વિક્રમ કહેવા લાગ્યો, 'એક રાતે હું નગરચર્યા જોવા નીકળ્યો હતો. તે વખતે મેં એક બ્રાહ્મણને

ચિતામાં પડવા તૈયાર થયેલો જોયો. હું તેની પાસે ગયો. અને મરતાં અટકાવી તેને મરવાનું કારણ મેં પૂછ્યું. ત્યારે તેણે સ્વપ્નમાં પદ્મણીને જોઈ હતી અને પદ્મણી તેને વરમાળા પહેરવા બોલાવી રહી હતી તેવું જોયું.'

'પછી?'

'પછી એ સ્વપ્નમાંથી જાગી ઊઠયો. અને તે દિવસથી પદ્મણીની ઝંખના કરવા લાગ્યો. તેનાથી પદ્મણીનો વિયોગ સહન થઈ શક્યો નહિ માટે ચિંતામાં પડી બળી મરવા તૈયાર થયો હતો.'

'એમ?'

'હા એમ. હવે હું તમને તમારા ઇષ્ટદેવના સોગન આપી પૂછું છું કે તમારામાંથી કોણ સ્વપ્નમાં આવી હતી?'

સોગંદના ભયથી એક સ્ત્રી આગળ આવી બોલી,

'સાચું કહું સમ દીધા માટ, હુ ગઈ હતી માળવાની વાટ,
રમવાનું થયુ હતું મન, હતો ચતુર્દશીનો દન.
અતિ ઉપજ્યો મન આહલાદ મેં દીધો'તો તેને સાદ.'

'તમે?' વિક્રમે તેની સામે જોઈ પૂછ્યું.

'હા મહારાજ.' તેણે નીચું જોઈ કહ્યું.

'ત્યારે સ્વપ્ન સાચું પડયું. બ્રાહ્મણે જેવું વર્ણન કહ્યું તેવું જોવા મળ્યું. સારું રાજ છોડી અહીં સુધી આવવું, ચોકી વટાવતાં વેઠેલું દુઃખ પ્રમાણ પડયું ખરું.'

વિક્રમના શબ્દે તે સ્ત્રીઓને મોહબાણ વાગ્યાં તેઓ

વિક્રમને જોઈ જ રહી.

'ટયો ત્યારે જઈશું,

રમો જમો તમે ભોજન વેશ, અમે અમારે જશું દેશ'

કહી વિક્રમ જવા તૈયાર થયો. એટલે તે સ્ત્રીઓ અરસપરસ કહેવા લાગી, 'આપણે જેવો વર વરવા ચાહતા હતાં તેઓ જ પુરુષ છે. માટે આપણે આપણાં લગ્ન તેમની સાથે કરી લઈએ' કહી એક વિક્રમ પાસે આવી કહેવા લાગી, 'તમે અમારે ત્યાં ચાલો. અમારા માબાપને મળો.'

'ચાલો ત્યારે.' વિક્રમે કહ્યું.

બધાં જ્યાં તેઓ રહેતાં હતાં ત્યાં આવ્યાં. વિક્રમને જોનારાં બધાં જ એનાં વખાણ કરતાં. છોકરીઓએ પોતાના માતાપિતાને લગ્નની વાત કરી. આવા વરને જવા દેવા કયો છોકરીનો બાપ તૈયાર થાય? કદાચ એ દેશના માબાપ વાંધો લે તો છોકરીઓ પોતાની ઇચ્છાથી પરણી શકે એટલે તેઓએ વિક્રમ આગળ લગ્નની વાત કરી. ત્યારે રાજાએ કહ્યું,

'જે વચન આપે મુજ હાથ, તે પરણે મુજ ખાંડા સાથ,
વચન લોપ મરું નવ કરે, જે કહીએ તે કાને ધરે.
પરદુખભંજન કહેવાઉં કોનો વેચ્યો હું ન વેચાઉં,
મારી વેગી જે વેચાય, તે ખાંડાની સ્ત્રી થાય

અને એ મારા ખાંડાને વરેલી સ્ત્રી જ્યારે મારા મહેલમાં દાખલ થાય ત્યારે જ મારી સ્ત્રી ગણાય, જો રસ્તામાં કોઇ એની માંગણી કરે તો હું તેને ના ન જ પાડું, છે કબૂલ?'

ને તે સ્ત્રીઓએ તે વાત કબૂલ કરી, એટલે ગાંધર્વ-લગ્ન કરવામાં આવ્યાં. પછી ત્યાંથી તે બધીઓને લઇ માળવા તરફ તે જવા લાગ્યો.

> હરતીપર અનોપમ ઝુલ, ભર્યાં રત્ન મોતી અમૂલ,
> સાસરવાસો કરોડ જ તણો ભર્યો માલ ખજાનો ઘણો.

માલ મિલકત અને સ્ત્રીઓ સાથે રાજા આગળ વધવા લાગ્યો. આગળ જતાં પેલી કર્કશા હતી ત્યાં તે આવ્યો ને કહ્યું, 'જો મા, પદ્મણી લાવ્યો.'

કર્કશાએ પદ્મણી જોઈ ખુશી થઈ રાજાને અમૂલ્ય હાર આપ્યો. તે લઈ તે આગળ વધ્યો. સિંચાણા અને અગ્નિની ગોટી ચટાવી ચંદ્રકામા હતી ત્યાં આવ્યો, પછી ત્યાંથી રાક્ષસનો રથ હતો તેમાં બધા બેઠાં ને ઉજ્જેની તરફ ચાલ્યાં.

વિક્રમ જ્યારે ઉજ્જેનીમાં આવી પહોંચ્યો ત્યારે આખાય નગરમાં આનંદ ઉત્સવ મનાવવામાં આવ્યો. બધાં વિક્રમને સત્કારવા ઘેરથી નીકળ્યાં. પેલો બ્રાહ્મણ પણ નીકળ્યો. અને જ્યારે તે વિક્રમ લગભગ થયો ત્યારે,

> બ્રાહ્મણ જુએ ને કરે વિચાર, કન્યા તો દીઠી દશબાર,
> ચિત્રામણમાં લખ્યો હોય જેમ રહ્યો ઊભો વિમાસી તેમ,
> નવ બોલે મુખથી તેહ, થર થર ધ્રૂજે તેનો દેહ.

વિક્રમ આ જોતાં તેની પાસે આવ્યો ને કહેવા લાગ્યો, 'ભાઈ, આમાંથી જેને તેં જોઇ હોય તેને તું તારી પાસે બોલાવી લે.'

રાજાનાં વચન સાંભળી બ્રાહ્મણે કહ્યું, 'મહારાજ, ખોટું ન લગાડશો. આ બધાંનો માલિક હું છું. મેં તમને મારા સ્વપ્નાની વાત કહી એટલે તમે ત્યાં ગયા ને આ બધું લઇ આવી મને નહિ જેવું આપવા તૈયાર થયા. વાહ રે પરદુઃખભંજન. જો તમે સાચા પરદુઃખભંજન હોત તો મને જ આ સ્ત્રીઓ હતી ત્યાં જવાનો રસ્તો બતાવતા, ને હું ત્યાં જઈ આ બધું લઈ શકત.'

બ્રાહ્મણના શબ્દ સાંભળી રાજા હસ્યો અને કહેવા લાગ્યો, 'ભાઈ, તારી વાત સાચી છે. આ બધી સાથે તારે પરણવું છે ? તો ખુશીથી તેમની સાથે પરણ.' કહી રાજાએ સિંહલદ્વીપની સુંદરીઓને તેમનું વચન યાદ કરાવી બ્રાહ્મણ સાથે પરણવા કહ્યું. વચને બંધાયેલી સ્ત્રીઓ કચવાતા મને પરણી.

એ સુંદરીઓ જ્યારે પરણી રહી હતી ત્યારે તેમના મોઢા પર ઉદાસી હતી. આ ઉદાસી જોઇ રાજાએ કારણ પૂછયું. જવાબમાં તેમણે કહ્યું, 'રાજા, અમે આવું નહોતા જાણુતા. તમે અમને આમ પરણાવી દુ:ખી કરશો તેવું નહોતા માનતા. અમારે નસીબે ભીખ....'

'ના, ના.' કહેતા વિક્રમે દરેકને બાર બાર ગામ લખી આપ્યાં. આનંદ વર્તાઈ ગયો."

એમ કહી પૂતળી આપે ગઈ આકાશ,
એ કથા પૂરણ થઈ કહે કવિ શામળદાસ.

માનવંતી પૂંતળીના ઊડી ગયા પછી રાજા ભોજે ફરીથી સિંહાસન પર બેસવા નિર્ણય કર્યો. તેણે પોતાનો પગ લંબાવ્યો, જેવો લંબાવ્યો કે તરત જ હંસા પૂતળી બોલી ઊઠી, "મા, મા, આગળ મા વધ."

"મને કોણ રોકી રહ્યું છે?"

"હું." હંસાએ કહ્યું.

"કારણ?"

"રાજા ભોજ, આ સિંહાસન પર તો પરદુઃખભંજન, પરાક્રમી અને ધર્મવીર વિક્રમ જેવા હોય તે જ બેસી શકશે."

"રાજા વિક્રમે એવાં તે શાં પરાક્રમ કર્યા તે કહેશો?"

"શા માટે નહિ, તેનાં ગુણ ગાતાં તો મહાન પાપથી પણ છુટકારો થાય. પાપી પાવન થાય."

હંસા પૂતળી બોલી વાણુ, "સાંભળ રાજા સુજાણ
ઉજ્જેનીનું કરતો રાજ, અસત્ય અન્યાય તાજ.

એ ઉજ્જેનીમાં કોઇ દુઃખી મળે નહિ. માગણ તો શોધવા જતાં મળવો મુશ્કેલ હતો."

"હાં, પછી?" ભોજે પૂછ્યું.

"રાજા ભોજ, એક દહાડો રાજા વિક્રમ વાડીએ રમવા જવા નીકળ્યો ત્યારે વાજીંત્રો વાગવા લાગ્યાં. મદઝરતા

હાથીઓની હાર થઇ હતી, ઘોડાઓનો તો પાર જ ન હતો. સવારો, રથીઓ તો ગણાય નહિ તેટલા હતા. રસ્તે ચાલતાં રાજા વિક્રમ દાન કરતો જાય છે.

આ સવારી માર્ગે થોડી ઘણી આગળ વધી હશે ત્યાં તો ચમત્કાર બન્યો."

" ચમત્કાર "

" હા, રાજા ભોજ, ચમત્કાર." હંસાએ કહ્યું." રસ્તામાં દેવદમની ઘાંચણનું ઘર આવતું હતું. જ્યારે સવારી તેના મકાનથી થોડે દૂર રહી ત્યારે તેણે પોતાની દાસીને કહ્યું,

'જાઓ માળિયે વાળો છાર, કરો અજવાળું ઘરબાર.'

દમનીના શબ્દો સાંભળી દાસી તો આભી જ બની ગઈ. એટલે દમની કહેવા લાગી, 'કેમ સંભળાતું નથી? ઊભી કેમ રહી છે?'

કહે દાસી 'આણો કઈ લાજ, આવે છે મહિપત મહારાજ.

મહારાજા વિક્રમ આવી રહ્યા છે તે વખતે આપણે કચરો ઉડાડીએ તે શું સારું કહેવાય?'

'સારું કે નરશું તે શું તારે જોવાનું છે? હું કહું છું તે જ તારે કરવાનું છે. રાજા આવે છે તો શું થઈ ગયું? એ શું કરી નાખશે?

તને મારે તો દંડ જ દઉં, કહે તો સર્વસ્વ ખૂંચી લઉં.
કહે તો ઉડાડું આકાશ, એટલું જોર રાખું છું પાસ.
સમજીને? જા કામ કર, વાર ન કર.'

રિદ્ધીની ચાકર દાસી બિચારી દમનીના કહેવા પ્રમાણે

સાફસુફ કરવા લાગી, તેથી ધૂળ ધૂળ રસ્તામાં થઇ અને એ ઉડતી ધૂળ વિક્રમ પર પડવા લાગી.

આ જોઈ સૈન્યના માણુસોએ દાસીને ન ઉડાડવા કહ્યું. પણ દાસી તો સાંભળે જ શાની ? તે તો તેનું કામ કરે જ જતી હતી. એટલે તેને રોકવા સૈન્યના લોકો ગુસ્સે થઇ દાસી પાસે આવ્યા. લાપટઝાપટ કરી. એટલે દાસી દોડતી દમની પાસે આવી અને કહેવા લાગી,

'તમારા કહે હુ તો ગઈ અદમુઈ માર ખાતાં થઈ.
મારી મારા ભાગ્યાં હાડ, તુજમાં બળ હોય તે દેખાડ.'

દાસીના શબ્દો સાંભળી દમની ગુસ્સે થઇ ઘરમાં જઇ એક ડંડ લાવી રસ્તામાં ત્રણ લીટીઓ દોરી. તે સાથે જ આગળ વધતી સવારી અટકી ગઈ. પ્રયત્નો કરવા છતાં પણુ આગળ જઈ શકાયું નહિ. જાણે ન દેખાતી ભીંત આડે આવી ન હોય !

રસ્તો રોકાયો. હો હા થઇ રહી હતી એટલે રાજાને ખબર આપવામાં આવી. વિક્રમ ત્યાં આવ્યો. ઘણી મહેનત કરી. ન દેખાતી ભીંત તોડવા પ્રયત્ન કર્યો પણ પરિણામ શૂન્ય આવ્યું ત્યારે હસતી હસતી દમની વિક્રમ પાસે આવી અને કહેવા લાગી, 'રાજા વિક્રમ, બધી મહેનત કરવી નકામી છે. એ તો અભેદ ભીંત છે, એ ભીંત તો જેની પાસે પંચદંડ હોય તે જ તોડી શકે.'

વચન સાંભળ્યું તે તણુ, મનમાં થયો ઉચાટ.
પાછો ફરિયો રાયજી, બીજી લીધી વાટ.

બીજે રસ્તે થઇ રાજા પાછો ફર્યો, ત્યારે તેના મનમાં દુઃખ થયું. તેનો જીવ બળવા લાગ્યો. તેણે દમનીને બોલાવવા માણસ મોકલ્યા.

દમની માણસો સાથે રાજાને મહેલે આવી ત્યારે રાજાએ પૂછ્યું,

'પંચદંડ તે નામ શું, તે છે કોને દ્વાર
કેવું છે કારજ વડું, હું જાઉં તે દ્વાર
એ પંચદંડ શું છે ? ક્યાં છે ? તે મને કહો ?'

હસીને ત્યારે દમની કહેવા લાગી, 'મહારાજ, પચદંડ એમ હાથ ન આવે. તે માટે પહેલા તમારામાં કેટલું પાણી છે તે બતાવવુ જોઈશે.'

'મારે ?' વિક્રમે પૂછ્યું.

'હા, મહારાજ તમારે.' હસતાં હસતાં દમની બોલી, 'તમારે મારી દીકરી નિર્મળ દમનીને જીતવી જોઈશે. જો તેને જીતશો તો જ તમે પચદંડ લાવી શકશો.

તેને તમો જીતશો, તો મુજને વિશ્વાસ.
નહિ તો કામ સરે નહિ, મૂકો તેની આશ.
સમજ્યા ને મહારાજ.'

કહી દમની શાંત ઊભી રહી વિક્રમ આંટા મારવા લાગ્યો.

'મહારાજ, હું જાઉ છું. વિચાર કરજો.' કહી દમની ચાલી ગઈ. થોડી જ વાર પછી વિક્રમે નિર્મળ દમનીને બોલાવવા માણસ મોકલ્યો.

રૂપરૂપની અંબાર નિર્મળ દમની રાજસભામાં આવી. રાજાએ સત્કાર કરી કહ્યું, 'તમે કઈ કઈ રમત જાણો છો ?'

'હું તો બધી જ રમતો જાણું છું. તમને ગમે તે રમત રમવાનું તમે શરૂ કરો.'

નિર્મળ દમનીના શબ્દો સાંભળી,

હરખ્યો રાજા મનમાં ઘાટ, માંડ્યો ત્રણ પાસાનો પાટ.

રાજા કહે 'જે તારે કોડ, તેના મુખથી બોલો હોડ

હે નિર્મળ દમની, કઇ શરતથી રમત રમવી છે ?'

'શરત, રાજા,' બોલતી નિર્મળ દમની હસી, 'મહારાજ, જો હું હારું તો તમારી દાસી થાઉં. તમારી સાથે પરણું. અને જો તમે હારો તો રાજ મૂકી ચાલ્યા જાવ. આ રાજની માલિક હું. આપણે જે રમત શરૂ કરીએ તે રમત ચાર દહાડા રમવાની છે. છે કબૂલ ?'

'કબૂલ.' રાજાએ કહ્યું. અને રમત રમવી શરૂ કરી. આ વાત વાયુવેગે આખાય નગરમાં ફેલાઈ ગઈ.

બે પહોર સુધી નિર્મળ અને વિક્રમ રમત રમ્યા પણ ન કોઈ હાર્યું કે ન કોઈ જીત્યું તે દિવસે રમત રહેવા દીધી



બીજે દિવસે ફરીથી રમત શરૂ કરી. બે પહોર રમ્યા પણ હાર જીત ન થઈ. તે દહાડે પણ રમત અટકાવી. ત્રીજે દહાડે ફરીથી રમવા માંડયું. નગરજનો રમતનું પરિણામ જાણવા ઉમટયા હતા.

બે પહોર સુધી રમત રમ્યા પછી રમત અટકાવી.

રાજાને દમની કહે 'રહ્યો કાલનો દિન.'
કાલ પહેલા જીતશો તો પગ નમાવું શીશ.'

'જોયું જશે.' રાજાએ કહ્યું. નિર્મળ દમની ચાલી ગઈ.

'જોયું જશે.' કહેનાર રાજા મહેલમાં જઈ ચિંતાતુર વદને બેઠો. તેને ચેન પડતું ન હતું. નિર્મળ દમની જીતાતી ન હતી તેનું તેને દુઃખ હતું.

રાજાને મન ચિંતા થઈ, 'રખે રાંડ જીતી જાય.'

અને એ ન જીતે માટે રાજા વિચાર કરવા લાગ્યો. આખરે વિચાર કરતાં થાક્યો. નગરચર્ચા જોવા સંધ્યા સમયે નીકળ્યો. ગામમાં બાર મોઢે બાર વાતો થતી હતી.

'જીતે કાલ પાંચણની બાળ, લેશે રાજાજીનો માસ.'
કોઈ કહે 'એ માઠું થયું, રાય રાજ વિક્રમનું ગયું.'
કોઈ કહે 'રાજા પીનો થયો, હોડે બોલે બોલ કામીનીએ કહ્યો.'

તો કોઈ કહેતું 'હાથ કંકણને આરસીની શું જરૂર છે? કાલ સવારે બધું જ જણાશે.'

રાજા આ સાંભળતો સાંભળતો કૂવાકાંઠે આવ્યો. ત્યાં સ્ત્રીઓ પાણી[illegible]તી વાતો કરતી હતી. 'હવે તો બૈરાનું રાજ [illegible] વિક્રમનું રાજ જશે.'

'લાગે તો એવું જ છે.' બીજીએ કહ્યું, 'રાજાના ત્રાસથી છૂટાશે. આનંદથી વાતો કરાશે. આ રાજા વિક્રમના રાજમાં ક્યારે છાનીછપની વાત થતી નથી. કોણ જાણે ક્યારે એ આવી પહોંચે ને વાત સાંભળી જાય.'

'હશે બેન, જે થવાનું હશે તે થશે આપણે શી પંચાત.'

રાજા આ શબ્દો સાંભળી મહેલે આવ્યો ને છત સામે જોઈને બોલ્યો, 'પ્રતિજ્ઞા ભંગ થવું તે કરતાં મરવું વધારે સારું.' ને તેના બોલના પડઘા મહેલની ભીંતોએ પાડયા 'મરવું વધારે સારું.'

ને મરવા માટે રાજાએ મા હરસિદ્ધના દહેરે જવા તૈયારીઓ કરવા માંડી. પૂજાનો થાળ લીધો. વીર વૈતાલને સાથે લીધો. અને ચાલવા માંડયું.

માતાના મંદિરે આવી માની સારી રીતે એક પહોર પૂજા કરી. પણ માતાજીએ દર્શન ન દીધાં. એટલે રાજાએ તલવારથી મસ્તક જુદું કરવા તૈયારી કરી. આ જોઈ હરસિદ્ધમા પ્રગટ થઈ બોલ્યાં, 'બસ, બસ. રાજા વિક્રમ, બહુ થયું. તારે તો વળી આમ મરવાનું હોય ?'

'મા,' બોલતાં વિક્રમે હાથ જોડયા. 'નિર્મળ દમની સાથે રમતાં પરિણામની બીક લાગે છે.'

'ઓહો.' બોલી મા હસ્યાં. અને કહેવા લાગ્યાં, 'રાજા વિક્રમ, એ નિર્મળ દમની જેવી તેવી ન હોય, છતાં તેને જીતવાનો રસ્તો તને હું બતાવું છું. તું ઇંદ્રરાજાના દરબારમાં વૈતાળ સાથે જા. મારી તો તને સહાય છે જ.

કામ કરી ઘેર આવશો, પહોંચશે, મનના કોડ,
એ યુવતીને જીતશો, હોમે કરીને હોડ.'

'જેવી આજ્ઞા.' વિક્રમે કહ્યું. ને હરસિદ્ધમા અંત-

કહી દમની પથારીમાં બેઠી. ચોતરફ જોતાં બોલી, 'તું હવે જા હું હમણાં જ આવું છું.'

'આવું છું આવું છું કહી વખત ના ગુમાવતી. મહારાજા તારી રાહ જોતા સભામાં બેસી રહ્યા છે.'

'બેસી રહ્યા છે તો ભલે બેસી રહે. હું તો મારો સમય થશે એટલે ત્યાં આવી જ પહોંચવાની. તારા રાજાને કહેજે, દમની હારવાની બીકે ઘરમાં બેસી રહેશે નહિ. તું જા.'

'ઓહો આટલો બધો અહંકાર ?' પ્રતિહાર બોલ્યો, 'દુનિયામાં કોઈનો અહંકાર રહ્યો છે તે તારો રહેશે ? રાજા રાવણ જેવાનો અહંકાર ધૂળમાં મળી ગયો તો તું કોણ ? આજ હારવાનું જ તારા નસીબમાં લખાયેલું છે.' કહી પ્રતિહાર ગયો. ને દમની સભામાં જવાની તૈયારીઓ કરવા લાગી.

બેઠી સુખપાસે તે નાર.

સમય થતાં નિર્મળ દમની રમવા આવી, રાજા પણ હસતો હસતો સામો આવી બેઠો. છેલ્લા દિવસનું પરિણામ જાણવા લોકો દોડાદોડ કરવા લાગ્યા.

રમત શરૂ કરી અને રમતાં રમતાં

મહિપતે મુખે નાખ્યો હાથ, બોલ્યો વચન રામાની સાથ.

'દમની ત્રણ ત્રણ દહાડાથી તું મને રમાડી રહી છે'

છેલ્લે દિવસે જીતે હોડ પહોંચે તેના મનના કોડ.'

રાજાના શબ્દો સાંભળી દમની હસી.

'હસવું આવે છે? દમની, આજ રમતમાં તું હારવાની.'

ત્યારે દમની બોલી વાણુ 'સાંભળ રાજા ચતુર સુજાણ.
મારાથી કંઈ હારી ગયા, તે તો સેવક મારા થયા.

મારું કહેલું સમજાય છે. રાજા, આજ તમારે નસીબે ગુલામીનો કાળો ડાઘ લાગવાનો જ.'

'દમની ભાવિના ભીતરમાં શું છુપાઈ રહેલું છે તે કોણ જાણે છે? હું હારીશ કે તું, તે તો મા મારી હરસિદ્ધ જાણે. પણ આજ તારું પાણી ઉતર્યા વગર રહેવાનું નથી.'

'પાણી? અને તે મારું? અને તે તમે ઉતારશો? રાજા ઘેલા ના થાવ. આજ તમારી આ સુખ સાહ્યબીનો છેલ્લો દિવસ છે.'

'ઠીક છે ઠીક.' કહી રાજાએ

મૂક્યો વાદ બેઠો તે કરી, રમત હતી તે ન્યારી કરી.

ઘડી બે ઘડી રમત રમ્યાં હશે ને,

જોરાવરીની જીત જ થાય.

દમનીએ વિક્રમને હરાવવા કમર કસી હતી. તેના ધાર્યા પાસા પડી રહ્યા હતા. ત્યાં ભેગાં થયેલાં બધાં

'બેમાં કોનું પાણી જાય.'

નો વિચાર કરતા હતાં. 'રાજા જીતશે કે દમની?' એમ માંહોમાંહ્ય પૂછતા હતાં. દમની હસતી હસતી રમે જતી હતી.

રાજા વિક્રમ દમનીને હરાવવાની એક પણ તક જવા દેવા માંગતો ન હતો. રમત બરાબર જામી—

ત્યાં તો રાજા વિક્રમે કહેવા માંડ્યું, 'દમની, આજ તો સ્વપ્નું આવ્યું. એ સ્વપ્નમાં મેં તને ઇંદ્રરાજા આગળ નાચતી જોઈ.'

રાજાના આ શબ્દો સાંભળતા દમની પીળી પડી ગઈ. છતાં હિંમત રાખી બોલી, 'રાજા, સ્વપ્નું તો વળી સાચું હોતું હશે?'

'ના, ના, દમની એ સ્વપ્નું તો જૂઠું ન હોય. તું જ્યારે નાચ કરતી હતી ત્યારે ઇંદ્રરાજાએ તને હાર આપ્યો હતો.'

'જૂઠું, જૂઠું.' દમની ધ્રુજતાં ધ્રુજતાં બોલી.

'જૂઠી વાત રાજાએ કહી.
આળ પંપાળ એ જૂઠું હોય, સ્વપ્નું સાચું હોય ન કોય.'

'જૂઠું.' બોલતાં રાજાએ હાર કાઢ્યો ને કહ્યું, 'જો આ એ હાર હોય કે?'

પ્રત્યક્ષ ત્યાં દેખાડ્યો હાર, દીઠો દમની નવ લાગી વાર.

હાર જોતાં જ દમનીના શરીરે પરસેવો થયો. તે પાસા નાખવા યત્ન કરવા લાગી. પણ ધાર્યા પડ્યા નહિ ને હાર તરફ તેણે પહેલું પગલું પાડ્યું.

'અને દમની પછી ઇંદ્ર રાજાએ તને પાન આપ્યું. જો એ પાન હોય કે?'

પાન જોતાં દમનીનો શ્વાસ થંભી ગયો. હાર તરફ બીજું પગલું ભરાયું.

'અને દમની તારા કાનની ઝાલ હતી તે તે વખતે પડી ગઈ.'

'અરે એ તો મારે ઘેર છે.'

દમની કહે 'એ જૂઠી પેર ઝાલ મૂકી છે ઘેર.'

'દમની,' રાજા વિક્રમે કહ્યું, 'તું જૂઠું કયાં સુધી બોલીશ? તારે ઘેર છે.' બોલતો રાજા હસ્યો ને કહ્યું, 'લે આ રહી.' બસ ખલાસ. ઝાલ જોતાં જ દમની પૂતળી જેવી થઇ ગઈ. હાર તરફ ત્રીજું પગલું ભરાયું.

'અને આ પગનું ઝાંઝર.' કહેતાં રાજાએ ઝાંઝર ત્યાં મૂકયું. તે સાથે જ જાણે વિંધાયલી મૃગલી તરફડે તેમ તરફડવા લાગી. તે હારી ચૂકી.

'જીત્યો જીત્યો વિક્રમવીર.'ની બૂમો પડવા લાગી.

હારી દમની હોડથું જીત્યો વીર સુજાણ
ગાંધર્વ વિવાહ ત્યાં કર્યો, ક્ષણુ ન લાગી વાર.

નિર્મળ દમની સાથે ગાંધર્વલગ્નથી પરણી રાજા દમની ઘાંચણુ પાસે આવ્યો ને નવી બધી વાત કહી. ત્યારે દમનીએ કહ્યું, 'તમે કોંકણુ દેશ જાવ. ત્યાં સોપારાગઢ નામનું ગામ છે. ને ગામમાં શિવશરમા નામનો બ્રાહ્મણુ રહે છે. એની સ્ત્રીનું નામ ઉમાદે છે. એ ઉમાદેની ચર્ચા લેજો. તમે કદીય ત્યાં ઊંઘજો નહિ. જાગશો તો જીવશો.

ખરચા જોઈ ને આવજો, ગામ ઠામ ઘર એહ
જાગશો તો જીતશો, ઊઘે ખોશો દેહ'

દમનીનાં વચનો સાંભળી રાજા વિક્રમે સોપારાગઢ તરફ જવા તૈયારી કરી,

વડા વજીરને સોપ્યું રાજ, ચાલ્યો કુકણ જોવા કાજ
વૈતાળ સાથે તેડ્યો વીર, ચાલ્યો મન ધરીને ધીર

રાજા વિક્રમે વૈતાળને પોતાની સાથે લઇ સોપારાગઢ તરફ જવા ડગલાં ભરવા માંડયાં.

અનેક દિન વીહતા થયા, કોડ ધરી કુકણમાં ગયા

ચાલતા ચાલતા તે સોપારાગઢ આવી પહોંચ્યો. અને રસ્તે સામા મળનારને પૂછવા લાગ્યો, 'ભાઈ, અહીં શિવશરમા કયાં રહે છે?'

જવાબ મળતો, 'ભાઇ, અહી' તો કેટલાય શિવશરમા છે. કાંઇ નિશાની આપો તો બતાવાય.

ઊંચા નીચા દામણા કે ગોરા દેહ દામણા
ભાઇ, એ કેવા છે તે તો કહો?'

'ભાઇ, એમની સ્રીનું નામ ઉમાદે છે.' રાજાએ કહ્યું.

'એ વાત પહેલાં જ કહેવી હતી ને.' કહી રસ્તો બતાવતાં કહેવા લાગ્યા, 'એ પેલી નિશાળ છે તે શિવશરમાનુ મકાન.'

રાજાએ લઘુલાઘવી વિદ્યાથી બાળ સ્વરૂપ ધારણ કર્યું અને શિવશરમા પાસે આવી પ્રણામ કરી, પોતે ભણવા આવ્યો

છે તેવું કહ્યું. શિવશરમા તેનું સ્વરૂપ જોઇ ખુશ થયા અને કહ્યું, 'ભાઈ, અહીં ખુશીથી રહો. ભણો, ગણો ને આનંદ કરો.' ને વિક્રમ ત્યાં રહ્યો. ગોરાણી વિક્રમ પર ઘણું હેત કરવા લાગ્યાં.

> બાસઠ પહેલા નાના તન ત્રેસઠમે વિક્રમ રાજન,
> રમે જમે ભણે મન મુદે, રાત દિવસ તે ચર્ચો જુએ.

ચર્ચા જોતાં દિવસો જવા લાગ્યા. તેવામાં એક મધરાતે, જ્યારે બધાં જ ઊંઘી ગયાં હતાં ત્યારે ઉમાદે ઉડણ ઠંઠ લઇ નીકળી. વિક્રમ જાગતો આ જોઇ રહ્યો હતો. ઉમાદેને જતી જોઇ એટલે ધીરે ધીરે તે પણ નીકળ્યો.



ઉમાદે ઘરમાંથી બહાર નીકળી ઘર બારણે ઊગેલા આંબલીના ઝાડ પર ઠંઠ સાથે ચઢી. એટલે વિક્રમ ઝાડમાં પોલાણ હતું તેમાં પેસી ગયો.

ઉમાદેએ ઝાડ પર બેસી ઠંડના ત્રણ પ્રહાર કર્યા અને 'ઊડ' કહ્યું તે સાથે જ આંબલીનું ઝાડ ઊડ્યું.

> ઉપર ઉમાદે હેઠો રાય, સો યોજન સુધી તે જાય.

ઊડતું ઊડતું ઝાડ કોઇ એક મસાણમાં આવી ઉતર્યું. મસાણ ભયંકર હતું. ત્યાં ભૂત હતા, પ્રેત હતાં, સિદ્ધો હતા,

જોગણીઓ હતી, અગ્નિના ભડકા થતા હતા, ત્યાં ઉમાદે ઝાડપરથી 'જુહાર' 'જુહાર' કહેતી નીચે ઉતરી એટલે જોગણીઓએ 'જૂઠી' 'જૂઠી' કહી.

'ના, હું જૂઠી નથી. હવે હું તમારામાં ભળી જ જવાની. મારા સારા નસીબે ચોસઠમો બત્રીસ લક્ષણો આવી મળ્યો છે. હવે

તમે કહો તેમ કરું ટળે આપણો રોગ,
અને કરો તમે જોગણી ભરું ભરપૂરણ-ભોગ.'

ઉમાદેની વાત સાંભળી જોગણીઓએ એ ચોસઠની પૂજનવિધિ બતાવતાં કહ્યું, 'પૂજનવિધિ પતાવી ભાણામાં ખંડ ભરી ડંડને હેઠે મૂકી પ્રદક્ષિણા ફરજે અને ઉદો ઉદો બોલજે, પછી લેજો ભવાની ભોગ કહેજે ત્યારે અમે હુંકારો દઈશું. ભોગને વહેંચી લઈશું. પણ જો આમાં ભૂલ થઈ તો તને જ ખાઈ જઈશું.'

'સારું.' કહી ઉમાદે પાછી ફરી. વિક્રમ બધું જ સમજી ગયો ને,

રાજાને મન ચિંતા થઈ
'દેખાડી સાસુએ વાટ, મોકલ્યો મરવા મારો ઘાટ.

મારી સાસુએ સીધો જ મને મોતના મોઢામાં ધકેલ્યો છે. પણ મા હરસિદ્ધ જ્યાં સહાય છે ત્યાં શું થનાર છે?

વેઠું દુઃખ મારી દેહને ઉગારું ત્રેસઠ એહને.

એ ઉમાદેના સપાટામાંથી બચાવવા માટે મારે કાંઈ કરવું

જ જોઈએ. બિચારા નિર્દોષોને અકાળે મોતના મોઢામાં ન જ જવા દેવાય.

તેમને બચાવવા જ ભગવાને મને અહીં મોકલી આપ્યો છે. ધર્મનો જય અને પાપનો ક્ષય કરવા જ જાણે અજાણ્યે હું અહીં આવી પહોંચ્યો છું. મા હરસિદ્ધ મારી લાજ રાખજે. આ નિર્દોષોને બચાવવા સહાય કરજે.

પરાક્રમ જેમાં છે પ્રચંડ કરામતવાળો છે ડંડ
આવે તો છુટી લડું............'

રાજા એ ડંડને જીતવા, ત્રેસઠનો નાશ કરનાર ઉમાદેને શિક્ષા કરવાનો વિચાર કરતો સમય પસાર કરવા લાગ્યો.

સવાર થઈ, બધા પ્રાતઃક્રિયા સ્નાનસંધ્યાદિ કરવા નદીએ ગયા. સ્નાનસંધ્યા કરી રહ્યા પછી વિક્રમે એક પ્રશ્ન જોવાનું કહેતાં ગોરને કહ્યું, 'મહારાજ, મને કાલે સ્વપ્નું આવ્યું. તેમાં જાણે આપણા સાથે કાળ ભમતો હોય તેમ લાગ્યું.'

બધા હસી પડયા. પણ ગોર મહારાજ વિચાર કરતા કહેવા લાગ્યા, 'ભાઈ, તને શું સ્વપ્નું આવ્યું હતું?'

'મહારાજ, હવે થોડા દહાડા પછી ચૌદશ આવશે. ગોરાણી ઉમાદે નૈવેદ્ય કરશે, આપણને બેસાડી ખંડ પૂરશે, ગળામાં માળાઓ પહેરાવશે. અને ભવાનીને ભોગ આપશે.'

'ઠીક ઠીક' ગોરે કહ્યું, 'પણ તેમાંથી બચવા કોઈ રસ્તો શોધ્યો છે ખરો?'

'મહારાજ, ડર્યા વગર મારી પાછળ ચાલ્યા આવશે તો જ બચાશે. જો પાછળ જોવા રહ્યા તો મર્યા પડયા સમજજો.'

'બહુ સારુ'.' કહી ગોરે પોતાના વિદ્યાર્થીઓને કહ્યું, 'કોઈએ આ વાત બહાર કરવી નહિ, જાણે કશું જ જાણ્યું નથી.'

ને વિદ્યાર્થીઓએ તેમજ કર્યું. તેરસને દહાડે ઉમાદે શિવશરમાને કહેવા લાગી, 'મારે જોગણીની બાધા છે. જો તમે રજા આપો તો નૈવેદ કરું. બધા વિદ્યાર્થીઓને જમાડું.'

'સારુ.' ગોરે કહ્યું ને ગોરાણીએ તૈયારી કરવા માંડી.

બીજે દિવસે વિક્રમે બધાને હિંમત રાખવા કહ્યું. બધા ચૂપચાપ શાંતિથી જમવા બેઠા, ઉમાદેએ પૂજા કરી ભાણામાં ખંડ ભર્યા. પછી ડંડ લઇ આવી ને ડંડને નીચે ચક્રી પ્રદક્ષિણા ફરવા લાગી પ્રદક્ષિણા ફરતાં બોલી, 'ભવાની ભોગ લેજો.'

જેવી ઉમાદે 'ભવાની ભોગ લેજો' બોલી તે સાથે જ વિક્રમ રાજા ઊભો થયો અને ડંડ લઈ નાઠો. બધા તેની પાછળ મુઠીઓ વાળી નાઠા.

બધા નાઠા તે વખતે જોગણીઓ 'ખાઉં ખાઉં' કરતી આવી. અને ઉમાદેને ખાઇ ગઈ.

પેલા ચોસઠ જણા બાર ગાઉ સુધી દોડે જ ગયા. બાર ગાઉ દોડવાથી થાક તો લાગ્યો હતો. ભૂખ પણ લાગી હતી. એટલે એક ગામના સિમાડે આંબાના ઝાડ નીચે બેઠા.

'તમે બધા બેસજો. હું ગામમાં જઈ ખાવાપીવાનું લઈ આવું છું.' કહી વિક્રમ ગામમાં ગયો. ગામમાં દુકાનો, ઘરો ખુલ્લાં હતાં. પણ માણસનું નામનિશાન ન હતું. ચોતરફ જોતો ચાલતો ચાલતો તે રાજમહેલમાં આવ્યો.

પેઠો મહેલ ઉપર ચડ્યો ઊંચી અટારી પર ચડ્યો.



એ મહેલમાં પથારી પર એક બિલાડી બેઠી હતી. ત્યાં આવી વિક્રમે પૂછ્યું, 'તમે કોણ છો? હું ઉજ્જેનીનો રાજા વિક્રમ પૂછી રહ્યો છું. આખાય ગામમાં પશુ, પંખી કે માનવ કેમ કોઈ જણાતું નથી?'

જવાબમાં બિલાડીએ એક અંજનની ડાબલી ખેસવી. રાજાએ તે ઉઘાડી અને અંજન બિલાડીને આંજ્યું. એટલે બિલાડી નવયૌવના થઈ ગઈ.

રાજા તો બિલાડીને નવયૌવના થયેલી જોઈ આશ્ચર્ય પામ્યો. ને તેને ધારી ધારીને જોવા લાગ્યો પછી,

રાજા કહે, 'તારું શું નામ? ઉજ્જડ કેમ થયું તારું ગામ?'

જવાબમાં તે કહેવા લાગી, 'હું ચંદ્રશિખરની છોકરી છું. આ ગામમાં એક રાક્ષસે કાળો કેર વરતાવ્યો છે. તેના ત્રાસે કેટલાય નાશી ગયા છે, જ્યારે કેટલાયને તે ખાઈ ગયો છે. માત્ર મને જ બિલાડી બનાવી અહીં રાખી છે. તે જ્યારે અહીં આવે છે ત્યારે અંજનથી મને સ્ત્રી બનાવે છે, તે મને પુત્રી કરતાં વધારે પ્રેમથી ચાહે છે. તે અજેય છે. તેની પાસે અદ્ભુત દંડ છે. અને એ દંડને તેના માથામાં મારવામાં આવે તો જ તે મરણ પામે.'

'ઠીક. પણ એ દંડ તે વેગળો મૂકે છે ખરો?'

'હા. તે હંમેશાં દંડની પૂજા કરે છે. પ્રદક્ષિણા કરે છે. બસ એટલી જ વાર તે દંડને એ અળગો મૂકે છે.'

'વાહ વાહ, પ્રભુ.' બોલી વિક્રમે પેલી છોકરીને કહ્યું, "હવે તમે બિલાડી બની જાવ. અને મને સંતાવાની જગા બતાવો.

છતો રાખ મને તું ઘેર હું કરું પાપીની પેર.'

તે છોકરીએ વિક્રમને સંતાવાની જગા બતાવી એટલે વિક્રમે તેને અંજનથી બિલાડી બનાવી દીધી. ને પોતે સંતાઇ ગયો.

થોડી જ વારમાં રાક્ષસ આવી પહોંચ્યો. તેણે અંજનથી બિલાડીમાંથી પેલીને રાજકુંવરી બનાવી. પછી દંડની પૂજા કરવા દંડ વેગળો મૂકી બેઠો. પૂજા કરી જેવો તે પ્રદક્ષિણા

ફરવા જાય છે ત્યાં તો રાજા વિક્રમ દોડી આવ્યો. ડંડ લઈ 'ચેત ચેત.' કહી રીસ કરી ડંડ માથામાં માર્યો.

ડંડનો ઘા થતાં જ રાક્ષસ તરફડતો યમરાજનો મહેમાન બની ગયો. આ સમાચાર ચોતરફ ફેલાયા. આજુ-બાજુ સંતાઇ રહેલા લોકો પાછા દોડી આવ્યા. પછી ચંદ્રશિખરને વિક્રમ મળ્યા. એટલે પેલા ત્રેસઠ જણાને બોલાવવા મોકલ્યા. તેઓ આવતાં જ તેઓની વ્યવસ્થા કરી રાજાએ પોતાની કુંવરીને પરણવા વિક્રમને આગ્રહ કર્યો. કુંવરી પરણાવી. કુંવરી સાથે પરણી વિક્રમ કોંકણ પાછો આવ્યો આ વાત કોંકણમાં પણ થઈ ગઈ હતી. એટ રાજા વિક્રમને મળવા ત્યાંનો રાજા અને ગામ લોકો આવ્યા. રાજાએ વિક્રમનો સત્કાર કરી પોતાની દીકરી પરણાવી. ને ગોર સાથે પુરોહિતની દીકરી પરણાવી. પછી રાજા વિક્રમ બે ડંડ અને બે કન્યાઓ સાથે ઉજ્જેન આવ્યા. નગરમાં આનંદઓચ્છવ થયો.

રાજા વિક્રમ મહેલમાં બે સ્ત્રીયો મૂકી દમની પાસે ગયો. અને બે ડડ બતાવ્યા એટલે દમનીએ કહ્યું, 'હવે તમે ત્રંબાવટી જાવ. ત્યા ત્રંબકસેન રાજા છે ત્યાં જઈ ચર્ચા જોજો.

' ટરે રાજ ત્રંબાવટી ત્રબક તેનુ નામ
ત્રંબકસેન તો બહુ યશ, પણ તેનુ છે નામ
ગરણ બાંધું કાંઇ ગાંઠડી બીજાનુ શું કામ '

'ઠીક.' કહી વીર સાથે વિક્રમ ત્રબાવટી આવ્યો.

[illegible]

અહિસાગરમાં નાખ્યો. પછી મહેલ તરફ ચાલ્યો. મહેલનાં પગથિયાં ચઢતાં એક તેર વરસની કુંવરીને કોઈની રાહ જોતી બેઠેલી જોઈ. આ વખતે એક પહોર રાત ગઈ હતી.

કુંવરી જેની રાહ જોતી હતી તે દૂત સાંઢણી સાથે આવ્યો એટલે કુંવરીએ કહ્યું, 'તમે બહાર બેસો હું હમણાં જ આવું છું.' દૂત ગયો કે તરત જ વિક્રમે પોતાના દામોદર પોપટને કાગળ સાથે આવતો જોયો. એ કુંવરીએ દામોદરની કોટે બાંધેલો કાગળ છોડી વાંચવા માંડ્યો. વિક્રમે પણ વાંચ્યો.

> 'સ્વસ્ત શ્રી ત્રંબાવટી રત્નમંજરી નામ,
> લખીતંગ વાંચણુ દમની, વાસ ઉજ્જેણી ગામ.
>
> સમાચાર એક પ્રીછજો, પાડી વિક્રમ શું હોડ
> મુજને હતી તે વર્યો લાગી મુજને ખોડ,
>
> હુંશ ન પહોંચી આપણી જે ધારી હતી વેર.
> કાળાગ્રહે પડી કામિની વિક્રમસેનને ઘેર.'

રાજા આ કાગળ વાંચતાં સમજી ગયો કે આ કાગળ નિર્મળ દમનીએ કુંવરી પર લખ્યો છે. તેને એ કાગળ આગળ વાચવા માંડ્યો. તેમાં કુંવરી રત્નમંજરીને વિક્રમ સાથે પરણવા તેડું લખ્યું હતું. આગળ વાંચી 'પોતે વિક્રમ સાથે પરણવા ઇચ્છતી નથી' એવું લખી કાગળ દામોદરની ડોકે બાંધ્યો. પોપટ ઊડી ગયો.

પોપટના ઊડી ગયા પછી રત્નમંજરીએ પેલા કાગળને

ફાડી નાંખ્યો ને પછી કાગળના ટૂકડા સામે જોઈ હસીને બોલી, 'તું તારા પાપે વિક્રમના હાથે ચડી. હું શા માટે વિક્રમ સાથે પરણું? હું તે કોઇ રાજકુમાર સાથે પરણીશ હું તો વિક્રમને પગ દબાવાય ઘરમાં ન રાખું. તારો વિક્રમ તને ગંધાય. મને વિક્રમની પડી છે શું?' બોલતી કુંવરીએ કાગળને પગથી ખસેડી કહ્યું, 'જો વિક્રમ અહીં આવે તો એને કાન પકડી બેસાડી દઉં.' કહી પોતાની સાથે લઈ જવાનો સામાન તેણે ભેગો કરવા માંડયો.

પછી રત્નમંજરીએ 'અભેદ ડંડ' અને રત્નોથી ભરેલી પેટી દૂતને બોલાવી ઊંટપર મૂકવા કહ્યું. ત્યારે વિક્રમ વિચારવા લાગ્યો, 'આ છોકરી ડંડના પ્રતાપે નાસી જશે. તેને રોકવી જ જોઇશે.' આમ વિચારતા વિક્રમે વૈતાળને પેટી અને ડંડ ઊઠાવી જવા જણાવ્યું. દૂતે એ ડંડ પેટી ઊંટ પર મૂકી એટલે વૈતાળ તે હરી ગયો. પછી વિક્રમે તે દૂતને ચોર કહી માર્યો. દૂત ગમે તેમ બોલવા લાગ્યો. એટલે વિક્રમે તલવારથી તેનું માથું ઉડાડી દીધું.

દૂતને મારી રાજા વિક્રમ દૂતનું રૂપ લઈ રાજકુંવરી પાસે ગયો. અને કહેવા લાગ્યો, 'હજી કેટલું મોડું કરવું છે. આવવું હોય તો ચાલો, હું જાઉં છું.'

'ચાલ આ આવી.' કહેતી રાજકુમારી ઊંટ પર બેસી ગઈ એટલે વિક્રમે પૂર્વ દિશા તરફ દોડાવ્યું. ત્યારે રત્નમંજરીએ કહ્યું, 'આપણે તો પશ્ચિમ દિશાએ જવાનું છે. ને તું પૂર્વ દિશા તરફ ઊંટને કેમ લઈ જાય છે.'

'કેમ લઈ જાય છે ?' કહી વિક્રમ હસ્યો, 'ભૂંડી, મારે ક્યાં પશ્ચિમમાં જવું છે ? મારે તો પૂર્વ દિશામાં મારે ગામ જવું છે ?'

'એટલે, એટલે ?' ગભરાઈને રત્નમંજરી પૂછવા લાગી, 'તું કોણ છે ?'

'હું કોણ છું ?' બોલતો વિક્રમ કુંવરી તરફ જોઈ રહ્યો,' રત્નમંજરી, હું તો માળવાનો રહીશ છું. મારું નામ જુવારી. સ્ત્રીઓનો ચોર.'

'હેં !' એકાએક વીજળી પડતાં માણસ ચમકે તેમ રત્નમંજરી ચમકી અને રડવા જેવી થઈ ગઈ.

વિક્રમ આ જોઈ કહેવા લાગ્યો, 'ભૂંડી, આમ શું કરે છે ? તું જોજે તો ખરી કે મારામાં કેટલી શક્તિ છે. કોઈ ન કરે તેવાં કામો હું કરી શકું છું'

'હા, ભાઈ હા. કરે છે જ સ્તો. હે ભગવાન, મારી સખીએ મને વિક્રમ સાથે પરણવા કહ્યું હતું, તે મેં ન માન્યું ને હવે, ચોર જુગારીના પનારે પડી. ઓ લુચ્ચા, તેં મને ફસાવી છે માટે શ્રાપ આપીશ, ઓ ભગવાન.'

'ભગવાન ને ભગવાન. ભૂંડી, હવે રડે શું વળવાનું ?'

'શું વળવાનું ? ક્યાં છે મારી પેટી અને દંડ ?'

'એ તો પહેલેથી જ ગૂમ.'

'હા...ય...હા...ય. ત્યારે તો માર્‌ં સત્યાનાશ જ'

વળી ગયું. ઓ ભગવાન મારું શું થશે ?'

'થવાનું શું છે વળી ? ખાઈ પીને મજા કરજે.'

'અને તે તારી સાથે ?'

'મારી સાથે નથી ગમતું, તો તું કોની સાથે રહેવા માગે છે ? સાચું કહીશ તો હું તને તેની પાસે લઇ જઇશ.'

ત્યારે નારી બોલિયાં 'વિક્રમ ઉજ્જેની ભૂપ,
સકળ કળા ગુણ જાણે છે શિયળવંત સ્વરૂપ.
રાજેશ્વર રાજા ગુણી હરસિદ્ધ તે જ હજુર,
તેને મળવા મન ઘણું જે નારાયણનું નુર

મારે તો રાજા વિક્રમ સાથે રહેવું છે.'

'વિક્રમ સાથે રહેવું છે ? ઘણી ખુશીથી. પણ તું વિક્રમને ઓળખે છે ખરી ?'

'હા.' કહી રાજકુંવરીએ વિક્રમને ઓળખવાની નિશાની આપતાં કહ્યું.

'પગે પદ્મ છે તેહને ઢીંચણ સુધી હાથ,
જમણે હાથે ચક્ર છે, તે પૃથ્વીપતિ નાથ,
કમળ પત્રશાં નેત્ર છે, તરુવર છે તે જ
ચંદ્રવદન ચંચળ બુદ્ધિ નારાયણ શું નેહ'

એટલે વિક્રમે કહ્યું, 'જરા ધારીને જુઓ તો, હું તે છું કે નહિ ?' કહી વિક્રમે મણિ આપ્યો.

છોડયો મણિ ગાંઠે થકી, આપ્યો ઓને હાથ.
જાણે દિનકર ઉગિયો, દીઠો તે નરનાથ.

રત્નમંજરી હવે આવેલા મણિના પ્રકાશમાં વિક્રમને ધારી ધારી જોવા લાગી, બધા જ એંધાણ મળ્યા એટલે ગંધર્વ લગ્ન કર્યું

...રત્નમંજરી વિક્રમ વરી

યાલ્યા આવે છે વાટ, મહ્યા મન તણા ઉચાટ,

જંગલમાં મંગલ જ્યારે વર્તાઈ રહ્યું હતું, ત્યારે દામોદર પોપટ ઊડતો ઊડતો વિમલપુરમાં આવી પહોંચ્યો. અહીં તેનો ભાઈ નીલી ગુણકાને ત્યાં રહેતો હતો. ત્યાં આવ્યો, બને ભાઈની દષ્ટિઓ મળી. ને આનંદ પામ્યા. પછી ગુણકાને ત્યાંનો પોપટ બોલ્યો, 'ભાઇ, આમ એકાએક ક્યાંથી ? કયા ગામ ગયા હતા ?'

'ભાઈ; નિર્મળ દમનીને રાજા વિક્રમ પરણ્યા તે પછી ત્રંબાવતી ગામમાં એ ગયા હતા. ત્યારે મને દમનીએ ત્રંબાવતીની રત્નમંજરી કુંવરી પર વિક્રમ સાથે પરણવા કાગળ આપી મોકલ્યો હતો. રાજકુમારી વિક્રમ સાથે પરણી આ રસ્તેથી હમણાં જશે, એમની સાથે અભેદ ડંડ અને રત્નોની ભરેલી પેટી છે. આ સમાચાર આપવા હું વેળાસર જાઉં છું.' કહી દામોદર ઊડી ગયો.

આ પોપટની વાતચીત ગુણકાએ સાંભળી. એટલે તેણે વેહમ અને રત્નમંજરીને છેતરવા મનમાં વિચાર કરી લીધો. તે રસ્તામાં જઈને બેઠી. તેવામાં તેણે વિક્રમ અને ...જરી ઊંટ પર બેસી આવતાં જોયાં.

વિક્રમ અને રત્નમંજરી ગામ પાસે આવતાં વિક્રમે

કહ્યું, 'આપણે ખાવાપીવાનું અહીં જ પતાવી લઈએ. હું ગામમાંથી સામાન લઈ આવું.'

'સારું.' રત્નમંજરીએ કહ્યું એટલે વિક્રમ ગામમાં ગયો. થોડીવારે ગુણકા રત્નમંજરી પાસે આવી કહેવા લાગી, 'ઓ રે મારી ભાણી, તું અહીં ક્યાંથી? મારી દીકરી તું વિક્રમ સાથે પરણી એ શું વાત ખરી છે?'

'માસી, તમને એ વાત કોને કરી?'

'કેમ કોને કરી! મારા જમાઈએ, વિક્રમરાયે. તે તો આપણે ઘેર બેઠા છે. ચાલ પેટી લઈને આપણે ઘેર.'

ભોળી રત્નમંજરી ગુણકાની ચાલબાજીમાં ફસાઈ, સગી માસી સમજી પેટી સાથે તેને ત્યાં ગઈ, ઘરનાં રંગ-ઢંગ જોતાં પોતે છેતરાઈ છે એમ લાગ્યું એટલે ક્રોધ કરી બોલી, 'ક્યાં છે મારા પતિ?'

'અરે પતિ ને ફતિ. બધી વાતો જવા દે. અહીં મોજ કરો રોજ નવનવા પુરુષ સાથ આનંદ માણો.

જેવો તારે મન ગમે, ભોગવી લ્યો ભરથાર.
ગુણકા જાત છે આપણી મોટી જન શુ સંગ
નીત દિવાળી આપણે, નીત નીત નવલા રંગ.

સમજીને....

શુભ સુકોમળ સેજ
નર રૂડા નિત્ય નવા ભોગવ આણી પ્રેમ.

'કુતરી, ચૂપ રહે.' બોલી રત્નમંજરી 'શું કરવું' ના વિચારમાં પડી, ત્યારે સામાન લેવા ગયેલો વિક્રમ સામાન

લઈ ત્યાં આવ્યો. તેણે રત્નમંજરી ન જોતાં બૂમો પાડવા માંડી પણ જવાબ કોણ આપે ? જવાબમાં તેના અવાજના પડઘા સંભળાતા હતા. તેથી વિક્રમને દુઃખ થયું, ને તેને શોધવા ગામમાં ફરવા લાગ્યો. આમ ફરતા રાત પડી, ત્યારે રત્નમંજરી બૂમો પાડતી ગુણકાના ઘરમાંથી નાઠી, લોકો તેની પાછળ પડ્યા. હો....હા થઈ ગઈ અને એ વાત રાજાને કાને આવી, રાજા ત્યાં આવ્યા ને રત્નમંજરીને જોઈ હૃદયમાં પ્રેમ ઉપજ્યો અને પૂછવા લાગ્યો. 'દીકરા, આ બધું શું છે ?'

રત્નમંજરીએ બધી વાત કહેતાં કહ્યું, 'હવે મારે જીવીને શું કરવું છે ? હું તો ચિતાએ ચડીશ મને કોઈ જ રોકશો નહિ.'

રાજાએ બહુ સમજાવી પણ ન સમજી. ત્યારે લાકડાનું ગાડું ભરાવી નદીકિનારે આવ્યા. રાજા વિક્રમે પણ આ વાત સાંભળી એટલે તે પણ ત્યાં આવ્યો, એકાએક બન્નેની નજર એક થઈ એટલે રત્નમંજરી વિક્રમ પાસે આવી. આ જોઈ રાજાએ પૂછ્યું, 'તમે કોણ છો ?'

'હું વિક્રમ.' વિક્રમે કહ્યું.

વિક્રમની ઓળખાણ થતા રાજા ગાંડોઘેલો થઈ ગયો ને નમી નમી પૂછવા લાગ્યો, 'મને કાંઈ હુકમ કરો.'

'નીલી ગુણકાને અમારી પેટી સાથે અહીં બોલાવો.' વિક્રમના મોઢામાંથી શબ્દો નીકળતાં જ રાજાએ નીલી

ગુણકાને બોલાવવા માણસો દોડાવ્યા. પળમાં જ માણસો પેટી અને ગુણકાને લઈ ત્યાં આવ્યા. એટલે ગુણકાનું માથું મુંડાવી, ગધેડે બેસાડી આખા ગામમાં ફેરવવા હુકમ કર્યો. હુકમનો અમલ તરત જ થયો. ને રાજા વિક્રમ રત્નમંજરીને લઇ રાજાને મહેલે ગયો.

આ સમાચાર ત્રંબાવતી પહોંચતા રાજા ત્રંબકસેન સૈન્ય સાથે વિમલપુર ગામના પાદરે આવ્યો ને રાજાને કહેવડાવ્યું, 'મારી પુત્રીને ઉપાડી જનાર ચોર તમારે ત્યાં છે તે મને સોંપી દો. નહિ તો લઢવા તૈયાર થાવ.' જવાબમાં રાજાએ કહેવડાવ્યું, 'રાજાજી, એ ચોર નથી પણ એ તો પરદુઃખભંજન રાજા વિક્રમ છે.' આ સમાચાર સાંભળતાં ત્રંબકસેન વિક્રમ પાસે આવ્યો ને પગે પડ્યો, પછી વિમલપુરના રાજાએ પણ પોતાની દીકરી આગ્રહ કરી વિક્રમ સાથે પરણાવી. રાજા વિક્રમ સબંધીઓ સાથે ત્રંબાવતી આવ્યો, અહીં ત્રંબકસેને રત્નમંજરીને યથાવિધિ પરણાવી સાસરે વળાવી. વિક્રમ ડંડ સાથે બે સ્ત્રીઓ લઈ ઉજ્જૈન આવ્યો. રાણીઓને મહેલે મૂકી દમની પાસે ગયો ને બધી વાત કહી. એટલે દમનીએ કહ્યું, 'આપણા ગામમાં વીરભટ વિપ્ર છે તેને બોલાવી ધનમાલ આપો. તેની છોકરીની ચર્ચા જુઓ પણ બોલશો નહિ.'

'સારું.' કહી રાજા મહેલે આવ્યો. સવાર થતાં જ રાજાએ દરબારમાં વીરભટને બોલાવ્યા. વીરભટ આવ્યા એટલે ધનમાલ આપવા કહ્યું. વીરભટે ચોખ્ખા શબ્દોમાં

ના પાડી ચાલવા માંડયું. વીરભટનું આ વર્તન જોઇ રાજા તેની ચર્ચા જોવા તેની પાછળ થયો.

રાત પડી રાજા ત્યાં જ અદશ્ય રીતે ફરી રહ્યો હતો, તેવામાં વીરભટની પુત્રી નીકળી. તેની પાસે એક ઠંડ હતો. તે છોકરી ચાલતી ચાલતી ચૌટે આવી. રાજા પણ પાછળ પાછળ આવ્યો. ચૌટામાં બ્રાહ્મણની છોકરી ઊભી છે ત્યાં પ્રધાન પુત્રી, વણિક પુત્રી અને ક્ષત્રીની પુત્રી આવી મળી. ચાર જણીઓ ભેગી થઈ. પછી ચૌટામાંથી લગ્નની સામગ્રી ચૂડો, ચૂંદડી અને કેટલાંક કપડાં લીધાં.

'આ બધું લીધું તો ખરું પણ ઉપાડશે કોણ?' એકે કહ્યું, 'તું.' બીજી કહે, 'તું.' આ ભાર ઉપાડવા કોઈ જ તૈયાર ન હતું આખરે કોઈ મજૂર લાવવા તેમણે વિચાર કરતાં એકે કહ્યું, 'જરી જોને આટલામાં ક્યાંય મજૂર છે?'

વિક્રમે આ શબ્દો સાંભળ્યા એટલે પોતાનાં કપડાં મેલાંઘેલાં કરી તેમની તરફ આવવા લાગ્યો. મજૂરને જોવા નીકળેલી એક જણી વિક્રમને મળી બોલી, 'કેમ અલ્યા, ભાર ઉપાડશે ને?'

'હાવે શા માટે નહિ. પણ મને પેટ ભરી ખવડાવવું પડશે.'

'બસ, એટલું જ ને? તને ખાવાનું મળશે થાક.' કહી મજૂરને લઇ પોતાની બહેનપણીઓ પાસે આવી. મજૂરને જોઇ એકે પૂછયું, 'અલ્યા, તું ક્યાંનો રહેનારો છે? તારું નામ શું?'

'હું તો અહીં જ રહું છું મારું નામ માટકો.'

રાજા એવી રીતે બોલ્યો જે સાંભળી બધી ખડખડ હસી પડી. પછી રાજાના માથે ભાર ચઢાવી ચારે જણીઓ ચાલવા લાગી. ચાલતાં ચાલતાં બધાં સ્મશાનમાં આવી પહોંચ્યાં ને હરસિદ્ધ માતાના મંદિરે જઈ પૂજા કરી. એટલે માતાજી પ્રગટ થયાં અને પૂછવા લાગ્યાં, 'કેમ ચારે જણીઓ અહીં આવી છો ?' જવાબમાં ચારેએ કહ્યું, 'પાતાળમાં અમારી બેનપણી કુમકુમવતી છે, તેનાં લગ્ન છે, અમારે ત્યાં જવું છે. એ જેની સાથે પરણે તેની સાથે અમે પરણવાની છીએ, તો અમને પાતાળમાં જવા રસ્તો બતાવો.'

'આ તારા ડંડથી ત્રણ રેખાઓ દોર, એટલે રસ્તો થઈ જશે.' માતાજીએ કહ્યું.

પેલી બ્રાહ્મણપુત્રીએ માતાજીના કહેવા પ્રમાણે કર્યું એટલે પાતાળમાં જવાનો ત્યાં માર્ગ થયો.

'માટકા, જો અમે જઈએ છીએ. સવારે આવીશું તું ત્યાંસુધી અહીં અમારી રાહ જોતો બેસી રહેજે.'

આ સાંભળી માટકો રોવા જેવો થઈ ગયો અને કહેવા લાગ્યો, 'ના, તમને હું અહીંથી નહિ જવા દઉં. અને તો બીક લાગે છે. હું તો તમારી જોડે જ આવીશ.'

રડતા રડતા ચાળા કરતા વિક્રમે કહ્યું એટલે એક જણી કહેવા લાગી, 'ભલેને બિચારો આપણી જોડે આવે, ખાશે, પીશે ને લહેર કરશે.'

'સારું.' કહી બધાં પાતાળમાં જવાના રસ્તે ચાલ્યાં. જ્યાં કુમકુમવતી રહેતી હતી તે ગામ પાસે પહોંચ્યાં. ગામ બહાર તળાવ હતું ત્યાં આવી કપડાં, દાગીના અને દંડ વિક્રમને સોંપી પાણીમાં નગ્ન નાહવા પડી, જળમાં પડી એક બીજીને પાણી ઉડાડે છે, આનંદ કરે છે. ત્યારે વિક્રમે વૈતાલને યાદ કર્યો કે તરત જ વૈતાલ ત્યાં આવ્યો એટલે વિક્રમે કહ્યું, 'આ બધું અને પરણવા આવેલા વરરાજાને લઈ જા.' વૈતાળે વિક્રમના કહેવા પ્રમાણે કર્યું.

ચારે જણીઓ જ્યારે નાહી રહી ત્યારે પાણીમાં રહે રહે કપડાં માગ્યાં, એટલે વિક્રમે કહ્યું, 'અહીં' તો કાંઈ જ નથી. કોઈ લઈ ગયું. શી રીતે તેની મને પણ ખબર પડી નહિ.'

વિક્રમના શબ્દો સાંભળી ચેલીઓ ખૂબ ચિડાઈ અને છેવટે કુમકુમવતીને ત્યાં જઈ કપડાં લાવવા કહ્યું.

વિક્રમ કુમકુમવતીને ત્યાં જઈ કપડાં શણગાર લાવ્યો. તે તેમણે પહેર્યાં ને ગામમા ગયાં, બેનપણીઓ ગળી. આનંદસાગર ઉલટયો. ત્યારે જાનમાં ખળભળાટ થઈ રહ્યો હતો. વરને શોધવા દોડધામ થઈ રહી હતી. તેવામાં વિક્રમ તેમની પાસે આવ્યો. રૂપરૂપના અંબાર વિક્રમને જોતાં જાનૈયાએ પાસે બેસાડી બધી વાત કહી. વિક્રમે વર થવું કબૂલ કર્યું. લગ્નાચાર થયા.

વરરાજા માંડવે આવ્યા. લગ્નવિધિ શરૂ થઈ. પાંચે પત્નીઓ વિક્રમ સાથે પરણી. પરણી રહ્યા એટલે વિક્રમે

કહ્યું, 'મારી મજૂરી આપો. હમણાં જ તમે તમારે સાસરે જતાં રહેશો ને મને પેટ ભરી ખવડાવવાનું રહી જશે.'

વિક્રમના શબ્દો સાંભળી પેલી ચાર જણીઓ વિચા-રમાં પડી ગઇ, તેમનો અંતરાત્મા 'આ વિક્રમ છે'ની સાક્ષી આપવા લાગ્યો.

'તમે વિક્રમ છો ને ?' એકે પૂછ્યું.

'હા.' વિક્રમે હસતાં હસતાં કહ્યું.

'ત્યારે તો અમારાં નસીબ ઉઘડી ગયાં.' કહી પાંચે-જણીઓ તેને પગે લાગી એટલે વિક્રમે વૈતાળને યાદ કર્યો. વૈતાલ, ડંડ, વસ્રો, શણગાર અને વરરાજાને લઈ હાજર થયો. વિક્રમે વરરાજાને સુંદર કન્યા પરણાવી. પછી પાંચ સ્રીઓ અને ડંડ લઈ રાજા મહેલે આવ્યો. દમની પાસે જઈ બધું કહ્યું. એ સાંભળી દમનીએ કહ્યું, 'ધનવંત શેઠને મળજો.' વિક્રમ 'સારું' કહી મહેલે આવ્યો. વહેલી સવારે દરબારમાં આવી ધનવંતની તપાસ કરવા માંડી. ત્યારે પ્રધાને કહ્યું, 'આપણા ગામમાં તો કેટલાય ધનવંત શેઠ છે. એ ધનવંતમાંથી આપને કોની જરૂર છે તે શી રીતે સમજાય ?' રાજા આ સાંભળી રહ્યો તેવામાં એકે કહ્યું, 'મહારાજ, મારી જોડે એક ધનવંત શેઠ રહે છે તે એકસો વરસના છે, આંખે આંધળા છે.'

'બીજું કાંઈ.'

'તે એક નવયૌવના શામકુંવર સાથે પરણ્યા છે. એ જ્યારે સોળ વરસની હતી ત્યારે તેને પુરુષ નામ પ્રત્યે તિરસ્કાર

હતો. પણ તેનાં માબાપે ઘણી ઘણી સમજાવી ત્યારે તેણે કોઇ ઘરડા સાથે પરણવા વિચાર જણાવ્યો. તેનાં માબાપ 'દીકરી કોઇપણ રીતે પરણશે' તેમ સમજી સુખી થયાં. અને તેમણે એવા ઘરડાની શોધ કરવા માંડી. શોધ કરતા કરતા આ ધનવંત શેઠ મળી આવ્યા. તે પોતાની ચાકરી માટે કોઇ સાથે પરણવા ઇચ્છતા હતા તેથી તેમનાં લગ્ન શામકુંવર સાથે થઈ ગયાં. મહારાજ, એ શામકુંવર સતી-સાધ્વી છે તેને કામને જીત્યો છે. સંસારસુખનું તો નામેય નહિ.'

'એમ ? એ ક્યાં રહે છે ?' વિક્રમે પૂછયું.

'એ ધનવંત શેઠની પોળના મોઢે પીંપળો છે અને ત્રીજું ઘર છે.'

વિક્રમ 'સારુ'' કહી ઊઠયો એટલે બધા સહુ સહુને ઘેર ગયા. રાત પડી. વિક્રમ એ ધનવંત શેઠના ઘર તરફ જવા લાગ્યો. અદૃશ્ય થઇ ઘરમાં પેઠો. તેણે જેવી સાંભળી હતી તેવી પતિવ્રતા શામકુવર જોઇ.

ચારેક દિવસ રાજા ત્યાં જઇને અદૃશ્ય થઈ શામકુંવરની ચર્યા જોતો. એક દિવસે એક બનાવ બન્યો. મધરાતને સમય થયો છે, તે વખતે એક ચોર ઘરમાં ચોરી કરવા પેઠે ચોર અને શામકુંવરની દૃષ્ટિ એક થઇ તે સાથે જ તેણીના હૃદયમાં કામ પ્રગટયો. તે ભીત ભૂલી. સૂતી હતી ત્યાંથી ઊઠી ને ચોર પાસે આવી પૂછવા લાગી, 'તું કોણ છે અહીં શા માટે આવ્યો છે ?'

'શા માટે આવ્યો છું?' ડોળા કકડાવતા ચોરે કહ્યું, 'ચોરી કરવા સમજીને. જો સહેજ પણ અવાજ કર્યો તો ખાંપી જ નાંખીશ.'

'ચોરી કરવા આવ્યો છે. પૈસા માટે આવ્યો છે? તો તે હું તને આપું પણ એક શરતે.'

'તે શરત?'

'તું મારી સાથે સંસારસુખ ભોગવ.'

'પણ તારા પતિના જોતાં?'

કામની કહે 'કંથ મારૂં હું ફરી શું કહે છે તુ'

કહેતી શામકુંવરે ગળે નખ દઇ ધનવંત શેઠને મારી નાંખ્યો. પછી ચોર સાથે તેણે સંસારસુખ ભોગવી ખૂબ ધન આપ્યું. ચોર ધન લઇ બહાર નીકળ્યો કે વિક્રમે તરત જ તેનું માથું ધડથી જુદું કરી દીધું. મરતાં ચોરે બૂમ પાડી એટલે શામકુંવર ઘરમાંથી બહાર આવી. તેણે ચોરને મરેલો જોયો. સાથે જ વિચાર આવ્યો, 'આ ચોરને ચોકીદારોએ માર્યો હોવો જોઈએ. અરેરે મેં શું કર્યું?' પણ માટે પસ્તાવો કરી પતિનું મસ્તક કાપી, 'અરે દોડો દોડો'ની બૂમ પાડી.

અવાજથી લોકો ભેગા થયા, રાજા આ બધું જોઇ ઘેર ગયો. સવાર થતાં જ શામકુંવર ધનમાલ લૂંટાવી સતી થવા પતિના શબ જોડે ચાલી. આશીર્વાદ માટે લોકો આગળ પાછળ ચાલવા લાગ્યા. રાજાને પણ આ સમાચાર લોકોએ કહ્યા. રાજાને સ્મશાને આવવા જણાવ્યું. સતી

ચાપા દેતી ચાલી. બધા સ્મશાને આવ્યા. રાજા પણ આવી પહોંચ્યો હતો. તેણે સતીને પ્રણામ કરતાં કહ્યું, 'તમે સતી થવાનું માંડી વાળી પાછા ઘેર જાવ.' ત્યારે શામકુંવરે કહ્યું, 'રાજા, મને રજા આપ. મને મારા પતિને મળવા જવામાં મોડું થાય છે. જો વાર કરીશ તો શાપ આપીશ.' ત્યારે વિક્રમે કહ્યું, 'બધા ચાળા જવા દો. ગઈ કાલ રાતના બધા બનાવો મેં મારી આંખે જોયા છે. પતિને તમે ગળે નખ દઈ માર્યો. ચોર સાથે સંસારસુખ ભોગવી ધન આપ્યું. ધન લઇ જતા ચોરને મેં માર્યો. મરતાં ચોરે ચીસ પાડી. તે ચોરને મરેલો જાણી પોતાના પતિનું મસ્તક કાપ્યું. સવાર થતાં ધન માલ લૂંટાવી સતી થવા બહાર આવ્યા. કેટલા ચાળા ? આ વાત હમણાં જ જાહેર કરીશ. માથું મુંડાવી ગધેડે બેસાડી ગામમાં ફેરવીશ.'

રાજાના વચનો સાંભળી શામકુંવર અસ્વસ્થ થઈ, પછી સ્વસ્થ થઇ કહેવા લાગી 'મહારાજ, સ્ત્રીનો તાગ ન લેવો. ઘેર ઘેર માટીના ચૂલા.'

'પણ એ વાત મનાય કેમ ?'

'ખાતરી કરવી છે તો કુંચી કંદોયણને ત્યાં જાજો. પણ અત્યારે મારી આબરૂ જાળવો. પછી પઠી સતી થવા રજા આપો.'

રાજાએ શામકુંવરના કહેવા પ્રમાણે કર્યું અને મહેલે આવ્યો. રાત પડી એટલે રાજા અદ્રશ્ય થઈ કુંચી કંદોયણને ઘેર આવ્યો. જેવો રાજા ઘરમાં પેઠો કે તરત જ કંદોયણે કહ્યું, 'પધારો મહારાજ, તમે કેમ આવ્યા છો તે હું જાણું

છું.' રાજા આ સાંભળી નવાઈ પામ્યો અને પૂછવા લાગ્યો, 'મને કોઈ જ જોઈ શકતું ન હોવા છતાં તમે કેવી રીતે ઓળખી કાઢ્યો ?'

'મહારાજ,' હસીને કંદોયણ બોલી, 'મારી પાસે ડંડ છે એટલે હું બધું જ જાણી શકું છું તમને ધનવંત શેઠની વહુએ મોકલ્યા છે કેમ ? તેના 'ઘેર ઘેર માટીના ચૂલા.' શબ્દોની ખાતરી કરવા આવ્યા છો તો ભલે આવ્યા. આ મજૂસમાં આરામથી બેસો.' કંદોયણે કહ્યું, ને રાજાએ તેમ કર્યું. એવામાં પ્રધાન આવ્યો ને કંદોયણને કહેવા લાગ્યો, 'કુંચી, મહારાજની માનીતી રાણી મને મળવા બોલાવે છે, પણ જવું શી રીતે ? કોઈ જ રસ્તો ન જડ્યો એટલે હું તારી પાસે આવ્યો છું.'

'તેનો રસ્તો હું બતાવું. આ મજૂસપર બેસી આ ડંડથી ત્રણ પ્રહાર કરશો એટલે રાણી પાસે જઈ પહોંચશો.'

'ઠીક ઠીક.' કહેતો પ્રધાન મજૂસપર બેઠો અને ડંડથી ત્રણ ઘા કર્યા. સાથે જ મજૂસ ઊડી રાજાના મહેલમાં આવી પ્રધાનને જોતાં રાણી બોલી.

'આજ તાપ દૈડાનો ગયો, સફળ જન્મારો અમારો થયો.
દહાડી જોતી'તી વાટ, આજ થશે ભાગ્યા ઉચાટ.'

એ પ્રધાન રાત રંગમહેલમાં રહ્યો. સવાર થતાં રાણીએ કહ્યું, 'આવી રીતે રોજ આવજો.'

'સારું' કહી પ્રધાન મજૂસપર બેઠો. ડંડનો ઘા કર્યો. સાથે મજૂસ ઊડી ને કંદોયણને ઘેર આવ્યો.

'કુંચી, હું જાઉં છું.' કહી પ્રધાન ગયો. પછી કુંચીએ વિક્રમને બહાર કાઢ્યો.

'કેમ મહારાજા, જોયું ને? ઘેર ઘેર માટીના ચૂલા?'

કુંચીના પ્રશ્નનો જવાબ વિક્રમે કાંઇ જ ન આપ્યો. કુંચીએ પણ ફરીથી એ પ્રશ્ન ન પૂછ્યો.

'કુંચી, હું હવે જઈશ.'

'મહારાજ, આપે ચાર દંડ જીત્યા છે નહિ?'

'હા.' વિક્રમે કહ્યું,-

'તો મહારાજ, મારી પાસે જે દંડ છે તે હું આપને આપીશ.

બીજા દંડ જીતે જેહને, પ્રતાપ દંડ આપુ તેહને.'



કહી કુંચીએ પ્રતાપ દંડ રાજા વિક્રમને આપ્યો. તે દંડ લઈ રાજા વિક્રમ દમની પાસે આવ્યો અને બધી વાત કહી. પછી પેલી અભેદ દીવાલ હતી તે દંડથી તોડી પાડી.

પંચદંડ એક જ ઠેકાણે ભેગા થયેલા જાણી રાજા ઇંદ્રે બત્રીસ પૂતળીવાળું સિંહાસન પૃથ્વીપર મોકલ્યું. એ સિંહાસન તે આ છે. જેના પર બેસી રાજા વિક્રમે ન્યાય નીતિથી રાજ ચલાવ્યું છે. બલબલાનાં ન થાય તેવાં

અમે કર્યા છે. તે રાજા ભોજ, એ સિંહાસન પર એવા પુણ્યશાળી પરદુઃખભંજન થાય તે જ બેસી શકે."

એવુ કહી પૂતળી આપે ગઈ આકાશ
એ કથા પૂરણ થઈ કહે કવિ શામળદાસ.





હસા પૂતળીના આકાશગમન કર્યા પછી રાજા ભોજે ફરીથી સિંહાસનપર બેસવા વિચાર કરતો. તેણે પોતાનો પગ આગળ લબાવ્યો તે સાથે જ ચિત્રાંગના બોલી ઉઠી, "રાજા ભોજ, બસ, આગળ ન વધ. જ્યા છે ત્યાં જ અટકી જા. આ સિંહાસનપર બેસવા યોગ્ય તુ નથી."

"હુ બેસવા યોગ્ય નથી?" ભોજે સામો પ્રશ્ન કર્યો.

"હા. રાજા ભોજ, આ સિંહાસનપર તો પરદુઃખભંજન પરનારસહોદર ન્યાયનીતિએ ચાલનાર વિક્રમ જેવા દેવાંશી કોઈ હોય તે જ બેસી શકે. રાજા વિક્રમે જેવાં કામ કર્યાં તેવાં કામ જો કરો તો જ આ સિંહાસન પર બેસી શકશો."

ભોજ પણ બેચી રહ્યો જોડયા છે બે હાથ,
"કહો ચરિત્ર વિક્રમ તણાં મન મૂકી મુજ સાથ

જાણે ચંદ્રપુરી હોય, અરે, કૈલાસ હોય એવું મહારાજને જણાયું. ત્યાં દૂરથી સંગીતસ્વરો આવતા હતા. વાડીઓમાંના પુષ્પોની મીઠી સુંગંધ માનવનું ભાન ભૂલાવતી હતી.

એ સ્થળે કેટલીક સ્ત્રીઓ રમત રમતી હતી. ફેરકુંદડી ફરતી હતી. તો કેટલીક પાણી ભરવા આવી હતી. આ બધી સૌંદર્યમાં એક એકથી ચઢિયાતી હતી. આવું સ્વરૂપ ગોર મહારાજે કયાંય જોયું ન હતું. પાણી ભરવા કનકના ઘડા હતા, તે પાણીમાં નાંખતી અને અબોલાની આણ આપતાં, તે આપોઆપ ઉપર આવતાં છ સ્ત્રીઓ તેમાંથી પાણી ભરતી. આ મહારાજ જોઈ રહ્યા હતા. પાણી ભરી જેવી સ્ત્રીઓ જવા લાગી કે તરત જ મહારાજ ત્યાં આવ્યા ને ગાંડાની જેમ કહેવા લાગ્યા.

'તમો જાઓ મને સાથે લઈ તમ સદ્મમાં અબોલા કઈ:
પાણી ભરતાં દીધી આણ, તે અબોલા મને દેખાડ.'

સ્ત્રીઓ તો આ બ્રાહ્મણને જોતાં વિચારમાં પડી ગઈ. અને કહેવા લાગી, 'મહારાજ, અબોલા જેવી એમ રસ્તામાં પડી નથી. કયાંક હેરાન થશો હેરાન. આ તો તમે બ્રાહ્મણ છો માટે કહેવું પડે છે. સમજીને જાવ, નહિ તો સવાર થતાં કારાગૃહમાં પૂરાઈ જશો સમજ્યા ને?'

પણ મહારાજે તો જવાબ જ ન આપ્યો.

'મહારાજ, એ અબોલા સતી છે. તે પુરુષનું મોઢું જોતી નથી. તેને મોઢા આગળ ચાર પડદા રાખ્યા છે. તે પડદા કોઈ માણસ તેને બોલાવે તો જ છૂટે. માટે અબોલા

જોવા વિચાર હોય તો તેને બોલાવવા તૈયાર થાવ, નહિ તો મનની વાત મનમાં રાખી ચાલતા થાવ.'

ન સમજ્યો બ્રાહ્મણ વિચાર, રોકી રાખી સઘળી નાર,
'અબોલા દેખાડ મુને નહિતર હત્યા આપુ તુંને.'

બ્રાહ્મણના શબ્દો સાંભળી સ્ત્રીઓ વિચારમાં પડી ગઇ. હત્યાની વાતથી ગભરાઈ ઊઠી, થોડીવાર પછી તેમાંની એક સ્ત્રી અબોલા પાસે ગઇ. ને બ્રાહ્મણની વાત કહી. અબોલાએ વાત સાંભળી કહ્યું, 'એ મૂર્ખ બ્રાહ્મણને કુડમાં નાહવા મોકલો. એ કુંડમાં પડશે એટલે એ દૂર પહોંચી જશે.'

અબોલાના શબ્દો સાંભળી પેલી સ્ત્રી જ્યાં સ્ત્રીઓ હતી ત્યાં આવી ને હસતા હસતા કહેવા લાગી, 'મહારાજ, તમારે અબોલાને મળવું જ છે ને?'

'હા.' ગોર મહારાજે કહ્યું.

'તો મહારાજ, આ કુડમાં સ્નાન કરી લ્યો.'

'પછી મને અબોલા પાસે લઈ જશો ને?'

'હા. હા.' પેલી સ્ત્રીએ કહ્યું ને ગોર મહારાજ પડયા કુંડમાં. તે સાથે જ પેલા તંબોળીની દુકાને જઈ પહોંચ્યા. મહારાજે આંખો ઉઘાડીને જોયું તો બજાર જણાયું. આ સમયે મધ્યરાત્રિ થઇ હતી. મહારાજ તો ભાન ભૂલી 'હાય હાય' કરવા લાગ્યા. ત્યાંથી થોડે દૂર નગરચર્ચા જોવા નીકળેલ મહારાજા વિક્રમ હતા. તેમણે આ 'હાય

હાય ' નો અવાજ સાંભળ્યો એટલે શબ્દની દિશાએ આગળ વધ્યા. થોડી વારમાં વિક્રમ બ્રાહ્મણ પાસે આવ્યા ને કહેવા લાગ્યા, ' અરે ભાઇ આ શું કરો છો ? રાજા વિક્રમના રાજમાં કોઈને દુઃખ હોતું નથી, તો તમે દુઃખી કયાંથી ? અને સાચે જ તમે દુઃખી હો તો રાજા વિક્રમ પાસે જાવ. એ તમારું દુઃખ દૂર કરશે.'

' હં'. એ મારું દુઃખ દૂર કરશે.' બોલતો મહારાજ ' હાય હાય ' કરવા લાગ્યો.

' એ મહારાજ, આમ શું કરો છો ? '

'ભાઈ, તું તારે રસ્તે જા. નાહકનો શીદને ત્રાસ આપે છે ?'

' તમારા દુઃખની કાંઈ વાત કરો તો રાજા વિક્રમને કહેવાય.'

' અરે ભાઈ, તું વિક્રમ વિક્રમ શું કરે છે, એ વિક્રમ ભૂખ્યાને અન્ન આપે. ગરીબને પૈસો આપે પણ મારે તો એમાંનું કાંઈ જ જોઈતું નથી. મારું દુઃખ એમ દૂર થાય એવું નથી અને તેથી મારે તો મરવું જ પડશે. મરતાં મરતાં હું સાચું જ કહીશ.

મારે હતો એક જજમાન, દાંમ આપીને દીધું માન.
કોઈક નારી સાથે ગયો, તે મારગનો નથી ભોમિયો.'

' પછી ? '

' પછી શું કહું ભાઇ, એક ગુફામાં પેઠો. ત્યાં મેં જે તે જીભથી કહી શકાય તેમ નથી. ત્યાં મેં જે જોઆ

જોઈ તેની જોડ નથી. એ સ્ત્રીઓએ અબોલાનું નામ કહ્યું, મેં એ સ્ત્રીઓને અબોલા દેખાડવા કહ્યું ત્યારે તેમણે મને કુંડમાં નાહવા કહ્યું. હું કુંડમાં નાહવા પડયો ને જ્યારે બહાર નીકળવા આંખ ઉઘાડી ત્યારે હું આ બજાર વચ્ચે આવી પહોંચ્યો. આ દુઃખ વિક્રમથી થોડું ભાગવાનું હતું ? માટે હું તો મરીશ. તું હવે જા. તારે ચોરી, જારવિદ્યા જે કાંઇ કરવાની હોય તે કર. જા, બાપા જા. મને હવે મરવા દે.'

'નહિ મહારાજ, હવે તમે નહિ મરી શકો. આ વિક્રમ તમને એ અબોલા આણી આપશે.'

'કોણ મહારાજા વિક્રમ.' બોલતો તે વિક્રમને જોઈ રહ્યો.

'મહારાજ, હવે અહીંથી ઊઠો, મારી સાથે ચાલો.' બોલી વિક્રમે મહારાજને ઊભો કર્યો ને પોતાની સાથે લઈને આવ્યો રાજ દરબારમાં. ત્યાં બેસી વાતો કરી. આખી રાત વીતી ગઈ.

સવાર થતાં વિક્રમે કહ્યું, 'મહારાજ, જે સ્ત્રીની જોડે ગયા હતા તે સ્ત્રી મને દેખાડી શકશો ?'

'જરૂર મહારાજ, આજ સાંજે પાન લેવા પેલા પાનવાળાને ત્યાં આવશે એટલે બતાવીશ.'

આખો દહાડો જેમ તેમ કરી પસાર કર્યો. સાંજ થતાં વિક્રમ અને મહારાજ નીકળ્યા. પેલા પાનવાળાની દુકાન પાસે આવ્યા. તેવામાં પેલી સ્ત્રી પાન લેવા આવી. બ્રાહ્મણે વિક્રમને બતાવી. એટલે રાજા વિક્રમે બ્રાહ્મણને કહ્યું,

'મહારાજ, હું પાછો આવું ત્યાંસુધી તમારે એક અક્ષર આ વાતનો કોઇને કહેવો નહિ.' કહીને પેલી સ્ત્રી પાછળ ચાલ્યો. સ્ત્રી ઝપાટાબંધ પગલાં ભરતી જાય છે. વિક્રમ પણ પાછળ પાછળ પગલાં ભરે જ જાય છે. આખરે પેલી ગુફા આગળ આવ્યાં. જેવી સ્ત્રી ગુફામાં ગઈ કે તરત જ રાજા વિક્રમ અંદર પેસી ગયો. ત્યાં જેવું બ્રાહ્મણે જોયું હતું તેવું તેણે જોયું. પેલી સ્ત્રીઓ પાણી ભરતી હતી ત્યાં ગયો. સ્ત્રીઓએ મહાતેજસ્વી દેવાંશી વિક્રમને જોયો. એ રૂપ આગળ તેમનો ગર્વ ગળી ગયો. તેમાંની એક સ્ત્રી દોડતી અબોલા પાસે આવી ને કહેવા લાગી,

'રાણી જેવું તમારું રૂપ, એથી અદકો આવ્યો ભૂપ.
નથી મુખથી તે બોલતો, આવે દેવથી ડોલતો.'

'એમ?' અબોલાએ પૂછ્યું.

'હા, હવે તમે કહો તે તેને માટે કરીએ, કહો તો તેનું સન્માન કરીએ કહો તો....'

'ભલે આવ્યો. એને બેસાડો, પછી આપણો નિયમ કહેજો.'

'સારું.' કહી પેલી સ્ત્રી વિક્રમ પાસે આવી. અને કહેવા લાગી, 'દેવાંશી પધારો.' અને સ્ત્રીઓ વિક્રમને લઈ જ્યાં અબોલા હતી ત્યાં આવી. સોનાનો પાટ બેસવા આપ્યો. વિક્રમ તે પર બેઠો પછી તે કહેવા લાગ્યો, 'તમે આ અબોલાને કહો કે રાજા વિક્રમ આવ્યો છે. તેના બાંધેલા પડદા આજ રહેવાના નથી?'

'એ તો જોયું જશે. અત્યારે તમારે જે બોલવું હોય તે બોલો. સવાર થતાં તમને કારાગૃહમાં નાખવામાં આવશે.'

'એમ કે?' રાજાએ હસીને કહ્યું, 'કારાગૃહમાં મને સવાર થતાં નાંખશો? કોઈને પૂર્યા છે ખરા?'

'હા. હા.' કહેતી દાસી વિક્રમને કારાગૃહ આગળ લાવી ને પૂરેલાઓને બતાવ્યા. વિક્રમને જોતાં કારાગૃહમાં પડેલા બોલ્યા,

'પરદુઃખભંજન તમે કહેવાઓ, અમને મુકાવી ને જાઓ.'

વિક્રમે તેમને આશ્વાસન આપ્યું. પછી સ્ત્રી સાથે પાછો આવી બેઠો ને પૂછવા લાગ્યો, 'એ અબોલાએ આ માટે પડદા બાંધ્યા છે? શા માટે બધાને કારાગૃહમાં પૂર્યા છે?'

'મહારાજ, આ અબોલાની ઉત્પત્તિ હું તમને કહું છું તે સાંભળો. સૂર્ય સંક્રાતિને દિવસે જોગણીઓ ભદ્રકાળીના સ્થળે ગઈ અને રમત રમવા બેઠી. રમતાં રમતાં તેમને પૂતળીઓ બનાવી. એ પૂતળીઓમાં એક નાની પૂતળી હતી, તેને અને એક મોટી પૂતળીને બધાંની મુખ્ય સરદાર બનાવી. પછી રમતાં રમતાં તે પૂતળીઓ તરફ અમિદૃષ્ટિએ જોયું. એટલે એ જડ પૂતળીઓ જીવતી થઈ ગઈ. જીવતી થયેલી પૂતળીઓ માટે આ સુંદર સ્થાન સરજ્યું. નાની તેમજ મોટીને જડ હતી ત્યારે સરદાર ગણી હતી તેમ અત્યારે મુખ્ય કહી બધાને તેમની આજ્ઞા પ્રમાણે ચાલવા જણાવ્યું.

હે રાજા તે પછી અમે બધાં અહીં રહીએ છીએ. પછી અમારી અબોલાએ પુરુષવાચક વસ્તુનો સ્પર્શ નહિ

કરવાનું, પુરુષનું મોઢું નહિ જોવાનું, તેની સાથે નહિ બોલવાનું વ્રત લીધું છે. તેને જે કોઈ પુરુષ બોલાવે તેની તે થઈ જાય. ને જો ન બોલાવી શકે તો તેને કારાગૃહમાં નાંખે છે. આ વાત તમને કહી. હવે જો તમને ઠીક લાગે તો રાત અહીં રહો, બોલાવવા મહેનત કરો, નહિ તો અમે તમારા રાજમાં જાવ.'

'હવે તો રાજમાં જવાનું હોય ખરું ? રાત પૂરી થતામાં તેને બોલાવીશ અથવા ભગવાનને ગમતું હશે તો કારાગૃહમાં જઈશ.'

'જેવી મરજી અમે તો કહી છુટયા.'

'ઠીક. ઠીક.' કહી રાજા કાંઈક વિચારવા લાગ્યો. પછી બોલ્યો, 'હવે ઊંઘ આવે તેમ તો છે જ નહિ, તો આપણે વાતો કરીએ. પણ હુંકારો જો અબોલા દે તો જ વાત કહેવાય.'

કહે દમી 'સાચું' કહૂં અમો, ઘેલા દીમો રાજા તમો,
એમ રાણી હુંકારો દે, તો પડદા બાંધ્યા કેમ રહે ?'

'તો થાય શું ! તું દાસી હુંકારો દે તે મને ન ચાલવે. હશે, કાંઈ નહિ, રાણીના કાને સોનાની ઝાલ છે તે મને હુંકારો દેશે.'

રાજાના શબ્દે બધી સ્ત્રીઓ ખડખડાટ હસી પડી. ત્યારે વિક્રમે વૈતાળને યાદ કર્યો. યાદ કરતાં વૈતાળ આવ્યો ને તે ઝાલ પર જઈ બેઠો. એટલે—

વિક્રમ વાણી બોલ્યા, 'સુણ રાણીની ઝાલ,
કહું વાત જે હું તને, તેમાં હુંકારો તું આલ.'

'પરદુઃખભંજન મહારાજા વિક્રમ.' રાણીની ઝાલ પરથી વૈતાળ બોલ્યો, 'તમે છો ઇંદ્રનો અંશ, મનુષ્યરૂપી દેવ છો. તમારા દર્શનથી પાપી પાવન થાય છે. આ રાણી તો મૂરખ છે નહિ તો જાતે જ હુંકારો દેતી. પણ એ સમજતી નથી માટે હું હુંકારો દઇશ. તમે વાત શરૂ કરો.'

'હે ઝાલ, ત્યારે તું સાંભળ.' રાજાએ વાત કહેવાની શરૂ કરી. અબોલા અને બીજી સ્ત્રીઓ રાજા વિક્રમ શું વાત કહે છે તે સાંભળવા જડ પૂતળીઓને જેમ બેઠી.

'પહેલાના વખતમાં એક મેલાપુરપાટણ કરીને ગામ હતું.' રાજાએ વાત શરૂ કરી અને ઝાલે હુંકારો દેવા માંડયો. 'એ ગામના રાજાનું નામ હતું ઇંદ્રાદિત્ય. તે ન્યાય નીતિથી રાજકાજ કરતો. તેના ગામમાં ચાર ભાઈબંધો હતા. તેમાંનો એક હતો બ્રાહ્મણ, બીજો હતો સુથાર, ત્રીજો હતો સોની ને ચોથો હતો સાળવી. આ ચારે જણા ખાઈ પી મોજ કરતા. તેમનાં માબાપ તેમને લડતા, ઝગડતા અને વખતે મારતા પણ ખરા. રોજના ત્રાસથી ત્રાસી એક દહાડો ચારે જણાએ પરદેશ જવા નક્કી કર્યું. ઘેર કોઈને કહ્યા સિવાય ચાલવા માંડયું. ચાલતા ચાલતા વીસ ગાઉ આવ્યા. ત્યાં એક ગામ હતું.

'આ ગામમાંથી આપણે ખાવાનું લાવી ખાઈ આગળ જઇએ.' એકે કહ્યું.

'હા, એમ કરીએ.' બધાએ કહ્યું. એટલે સોની ગામમાં ગયો. એક સોનીને કામ કરતો જોઇ પોતાની કામ શીખવાની ઇચ્છા જણાવી. સોનીએ એને જોયો અને કહ્યું, 'ખુશીથી મારે ત્યાં રહેજે ને કામ શીખજે.'

'હું હમણાં આવું છું.' કહી જોઈતો સામાન લઈ જ્યાં બીજા મિત્રો હતા ત્યાં તે આવ્યો. બ્રાહ્મણે રસોઈ બનાવી, બધા જમ્યા એટલે સોનીએ પોતાની વાત કહી. ત્રણે જણાએ તેને ત્યાં રહેવાનું કહી, ત્યાંથી તેઓ ચાલતા થયા. સોની તે ગામમાં રહ્યો.

હવે પેલા ત્રણે જણાએ ચાલતા ચાલતા એક ગામ પાસે આવી મુકામ કર્યો. સુથાર લાકડા લેવા ગામમાં ગયો. તેણે એક સુથારને ત્યાં જઇ પોતાની કામ શીખવાની ઇચ્છા જણાવી. સુથારે પોતાને ત્યાં રહેવાનું કહ્યું. એટલે પાછા આવવાનું કહી લાકડા લઈ મિત્રો પાસે આવ્યો, રસોઈ થઈ ગઇ, ત્રણે જણા જમ્યા. પછી સુથારે પોતાની વાત કહી. બંને મિત્રોએ તેને ત્યાં રહેવાનું જણાવી ચાલતી પકડી. ચાલતા ચાલતા આગળ વધે છે. જ્યારે તેમને કકડીને ભૂખ લાગી ત્યારે ગામ પાસે મુકામ કર્યો. જમીને ગામમાં ગયા કોઇને ત્યાં રાત ગાળવા વિચારતા આગળ વધે છે, તેવામાં એક સાળવીનું મકાન જોયું અને ત્યાં રાત ગળાશે તેમ માની તેને ત્યાં ગયા. વાત કરતાં પેલા સાળવીના છોકરાએ કામ શીખવા રહેવા ઇચ્છા જણાવી. ઘરધણી સાળવીએ એ છોકરાને પોતાને ત્યાં રહેવા જણાવ્યું.

સવાર થતાં બ્રાહ્મણ તો ઊઠીને ચાલતો થયો. વીસ ગાઉ ચાલ્યો. આટલું ચાલવાથી તે થાકી ગયો હતો. 'ક્યાં જાઉં ?' નો વિચાર કરતો તે ગામમાં ચોતરફ જોતો જઈ રહ્યો હતો. જતાં જતાં એક પંડિત બાળકોને ભણાવતા નજરે પડ્યા એટલે તેણે ત્યાં જઈ પંડિતના પગમાં પડી ભણવાની વાત કહી. પંડિતે તેને પોતાને ત્યાં રાખ્યો.

ચારજણા ચાર ઠેકાણે રહ્યા. પોતપોતાના હુન્નર શીખવા લાગ્યા. બ્રાહ્મણનો છોકરો પંડિતની સારા જેવી સેવા કરતો. પંડિત તેના પર રાજી રહેતા. વિદ્યા ભણાવતા.

દિવસો પર દિવસો ને માસ પછી વરસો જવા લાગ્યા. બાર વરસ પૂરાં થયાં ત્યારે બ્રાહ્મણના છોકરાએ પોતાને ઘેર જવા રજા માંગી, ત્યારે પંડિતે 'વિદ્યા સફળ' થવાનો આશીર્વાદ આપ્યો. આશીર્વાદ લઈ બ્રાહ્મણનો છોકરો ચાલતો થયો. રસ્તામાં માળવી રહેતો હતો તે ગામ આવ્યું ત્યાં બે મિત્રો ભેગા થયા પછી સાળવી રજા લઈ મિત્ર સાથે ચાલતો થયો. અને સુથારને ગામે જઇ ત્યાંથી સુથારને મળ્યા. સુથારે પણ રજા લીધી ને મિત્રો સાથે તે ઘર તરફ જવા લાગ્યા. રસ્તામાં સોની હતો તે ગામ આવ્યું. ત્રણે મિત્રો સોનીને મળ્યા. સોની રજા લઇ સાથે ચાલવા લાગ્યો. ચારે મિત્રો ચાલતા ચાલતા જંગલમાં આવ્યા ત્યાં રાત પડી. રસ્તો સૂઝે તેમ હતો નહિ એટલે તાપણી કરી ત્યાં જ મુકામ કર્યો ચારે જણાએ એક એક પહોર જાગવા નક્કી કર્યું. પહેલો વારો સુથારે લીધો. તેથી બીજા

ત્રણે જણા સૂઈ ગયા. થાકેલા હતા એટલે તરત જ ઊંઘ આવી ગઈ. ત્યારે સુથાર વિચારવા લાગ્યો, 'એકલા બેઠા રાત શી રીતે જશે? એકાદ પૂતળી ઘડું.' આમ વિચારી પોતાની પાસેથી ઓજારો કાઢી પૂતળી ઘડવા માંડી. પૂતળી ઘડાઈ ગઈ ને પહોર રાત પૂરી થઈ ત્યારે સાળવીને જગાડી પોતે સૂતો. સાળવીની નજરે પૂતળી પડી. એટલે તેનાં કપડાં તૈયારી કરી પહેરાવ્યાં પછી સોની જાગ્યો. તેણે તેના માટે દાગીના ઘડ્યા છેવટે બ્રાહ્મણ જાગ્યો. તેણે પ્રાતઃ-કર્મ કરતાં પૂતળી જોઈ એટલે પોતાની વિદ્યા અજમાવી તેને જીવતી કરી, ત્યાં તો ત્રણે જણા જાગ્યા. અને પૂતળીને રંભા જેવી નવયૌવના બનેલી જોઈ 'આ મારી છે, આ મારી છે' કહેતા લડવા લાગ્યા.

હે ઝાલ, ચાર જણમાંથી પૂતળીનો-એ સ્ત્રીનો સ્વામી કોણ? જો તું સાચું ન કહે તો પાપનો ભાર રાણીને માથે.'

ત્યારે ઝાલે કહ્યું, 'જેણે જીવતી કરી તે તેનો સ્વામી.' ઝાલે આ શબ્દો કહ્યા તે સાથે જ રાણીને ગુસ્સો ચડ્યો ને કાનથી ઝાલ કાઢી જમીન પછાડી બોલી, 'જૂઠું.'

'તો રાણી સાચું હોય તે તમે કહો. મને સાચું લાગ્યું તે મે કહ્યું. સાચું જાણતા હોવા છતાં ન કહો તો ...પનો ભાર તમારા માથે.'

'પાપનો ભાર મારે માથે?'

'હા.' ઝાલે કહ્યું.

'તો મારે સાચું કહેવું જ જોઈએ. એ સ્ત્રીનો સ્વામી ની, જેણે પૂતળી બનાવી તે પિતા, કપડાં પહેરાવ્યા તે

ભાઈ, દાગીના આપનાર પતિ અને જીવ મૂકનાર પરમેશ્વર.'

'શાબાશ રાણી.' વિક્રમે કહ્યું, 'સાચું જ કહ્યું. અને તે પણ મને. તમે મારી સાથે બોલ્યા, માટે પહેલો પડદો છોડો.' ને પહેલો પડદો છોડવામાં આવ્યો. આ વખતે એક પહોર રાત પૂરી થઈ હતી.

'રાણી, હવે હું બીજી વાત કહુ તમે હુકારો દેશોને?'

'અરે રાજા, તમે ગમે તેમ કરો પણ રાણી હુંકારો નહિ દે.'

'નહિ દે તો કાંઈ નહિ.' બેપરવાઈથી વિક્રમે કહ્યું, 'રાણીનો હાર હુંકારો દેશે.'

'જરૂર.' કહેતો વેતાળ રાણીના હારપર બેઠો ને રાજા વિક્રમે વાત કહેવા માંડી.

'પહેલાં રાજવતી કરીને ગામ હતું. ત્યાં રાજસેન કરીને રાજા હતો. તેણે પુત્ર માટે શિવની પૂજા કરવા માંડી. પૂજાથી શિવ પ્રસન્ન થયા અને 'પુત્ર થશે'નું વરદાન આપ્યું. શિવકૃપાથી રાજાને ત્યા છોકરો થયો. છોકરો જ્યારે ઉંમર લાયક થયો ત્યારે રાજાએ પોતાનીવૃદ્ધાવસ્થા થયેલી જણાવી શિવપૂજા તેને સોપી. પુત્રે તે વાત કબૂલ કરી. હવે આ રાજકુંવરનુ લગ્ન શીતળપુરના રાજાની રૂપવંતી નામની કુંવરી સાથે કરવામાં આવ્યું. લગ્ન બહુ જ ધામધૂમથી કર્યું પછી બધાને જવાનો સમય આવ્યો ત્યારે,

જોશી આવિયો, મુહૂર્ત જોઈ બહુપેર<br>
માસ પૂઠે મુહૂર્ત મળ્યું (ત્યારે) કન્યા જાશે ઘેર

જોષીએ જ્યારે મહિના પછીનું મુહૂર્ત આપ્યું ત્યારે 'જાન સહિત બધા પાછા ફર્યા. દિવસોને જતાં કાંઇ થોડી જ વાર લાગે. મહિનો પૂરો થવા આવ્યો ત્યારે ગોરને તેડવા મોકલ્યા. ગોર રાજકુમારીને મળ્યો ત્યારે તેણે કહ્યું, 'રાજકુમાર એકલા જ જાતે આવશે ત્યારે જ હું આવીશ.'

ગોર રાજકુમારીના ગામડે પાછો આવ્યો. પોતાના ગામમાં આવ્યો ને સંદેશો કહ્યો એટલે રાજકુમાર પોતાના મિત્ર પ્રધાનપુત્રને લઈ તેડવા ચાલ્યો.

રસ્તે જતાં શિવમંદિર આવ્યું ત્યાં એક સરોવર હતું. સરોવરમાં કમળો હતા. રાજકુમારે એ જોયું એટલે રથમાંથી ઊતરી સરોવરમાં જઇ સ્નાન કરી કમળો ચૂં લાવી શિવમંદિરે જઈ પૂજા કરી બોલ્યો,

'રાણીને તેડી આવશું તો કરશું કમળ પૂજાય.'

કમળપૂજાની બાધા લઇ કુમાર પાછો રથમાં બેઠો પ્રધાનપુત્ર રથને હાંકતો આગળ વધ્યો. આખરે શીતળપુ આવ્યુ. રાજકુમારના આવ્યાના સમાચાર પહોંચ્ય ઘણી ધામધૂમથી તેમનો સત્કાર કરવામાં આવ્યો મહેલે આવ્યા.

રાજકુમારને આવે દોઢ મહિનો થયો ત્યારે રૂપવંતી ઘેર જવા કુમારે કહ્યુ. રૂપવતીએ પોતાના બાબાપને વાત કરી

રાજાએ સાસરવાસો કરી વિદાય કર્યા.

પ્રધાને પરુણો લીધો ત્યાંય, બે સરદાર બેઠા રથમાંય

રથ સડસડાટ ચાલતો પેલા શિવમંદિર પાસે આવ્યો એ [illegible] ઊભો રખાવ્યો. રથ ઊભો રહેતાં જ

રાજકુમાર બહાર આવ્યો. ને કમળ માટે જોવા લાગ્યો પણ કમળ ન હતાં, 'હવે શું કરવું ?' વિચારતો રાજકુમાર મંદિરમાં ગયો ને શિવને નમી બોલ્યો, ' પ્રભુ, બાધા મૂકવા કમળો દેખાતા નથી તો,

મુખકમળ જે શીશ તે અરપું જગદીશ.'

કહી રાજકુમારે તલવાર મ્યાનમાંથી કાઢી કહ્યું, ' પ્રભુ, માની લેજો.' કહેતાં જ તલવારના ઘાથી માથું જુદું કરી નાખ્યું.

વાર બહુ થઇ પણ રાજકુમાર આવ્યો નહિ એટલે પ્રધાનપુત્ર મંદિરમાં ગયો તેણે રાજકુમારને મરેલો જોયો આ જોતાં જ તે ગભરાયો, ' હવે શું થશે ? ' નો વિચાર કરવા લાગ્યો. તે પોતે જ ખૂની ગણાશે તેવું તેને લાગ્યું. એટલે તેણે પોતાનું માથું ધડથી જુદું કર્યું.



પ્રધાનપુત્રને વાર થઈ એટલે રૂપવંતી શિવમંદિરમાં આવી તેની દૃષ્ટિએ બન્ને જણા મરેલા પડયા. આ જોતાં જ તે તો ભાન જ ભૂલી અને ખરાખોટા વિચારો કરવા લાગી. તેને તેનું જીવન કલંકમય થઈ જશે તેમ લાગ્યું અને તેથી આત્મહત્યા કરવા

એ છોકરી જ્યારે બાર વરસની થઈ ત્યારે સગાં-સંબંધીઓ અને રાજાને તેને માટે વર ખોળવા વિચાર થયો.

રાજાએ પ્રધાનને કહ્યું, 'તમે કન્યા માટે વર જોજો.'

પ્રધાન જ્યારે દેશ જીતવા ગયો ત્યારે તેણે એક સુંદર રાજકુમાર જોયો. તેની સાથે વિવાહ નક્કી કર્યો દશમનું લગ્ન નક્કી કર્યું.

રાજાનો સાળો પણ સારો વર જોઈને દશમનું લગ્ન નક્કી કરી આવ્યો. બધાએ ભેગા થઈ પોતે શોધી કાઢેલા વર સંબંધમાં કહ્યું.

હવે ત્રણે વર લગ્નને દિવસે જાન લઈને આવ્યા. ત્રણે વરના રૂપ જોતાં કોની સાથે લગ્ન કરવું તેના વિચારમાં બધા પડ્યા. તેવામાં કન્યાને નાગ કરડ્યો. હાહાકાર થઈ ગયો.

કેટલાક કન્યાને અગ્નિસંસ્કાર કરાવાની તૈયારીઓ કરવા લાગ્યા. નનામી બધાઈ ને પેલા આશાભર્યા વરરાજાઓ બધા સાથે સ્મશાને ગયા.

કન્યાને અગ્નિસંસ્કાર કરી પેલા ત્રણ વર સિવાયના બીજા બધા ગામમાં ગયા. કન્યા બળીને રાખોડી થઈ ગઈ ત્યારે ત્રણે જણાએ કન્યા પાછળ દેહ પાડવા નિર્ણય કર્યો.

એ ત્રણમાંથી એક જણાએ તેનાં હાડકાં લઈ ચાલવા માંડ્યું. બીજો અડસઠ તીરથ ફરવા ગયો. ત્રીજો રાખોડી હાડકાં ભેગાં કરી ત્યાં જ ઝૂંપડી બાંધી હરિસ્મરણ

કરવા લાગ્યો.

પેલાં હાડકાં લઈ ગયેલો કાશી પહોંચ્યો ત્યારે તીરથ ફરનાર યોગી જેવો જણાતો હતો તે એક ગામમાં આવ્યો. તેને ભૂખ લાગી હતી. એટલે એક ઘર આગળ 'ભિક્ષાન્ન દેહિ' કહીને તે ઊભો. અવાજ સાંભળી ઘરમાંથી સ્ત્રી બહાર આવી ને આસન આપી બેસાડી પોતે રસોઇ કરવા લાગી. તેનો સ્વામી સામાન લેવા બહાર ગયો.

સ્ત્રી જ્યારે રસોઈ કરતી હતી ત્યારે તેનો બાળક તેને પજવવા લાગ્યો, તેથી તેણે એ બાળકને ચૂલામાં નાખ્યો. પેલાએ આ જોયું એટલે તે સ્ત્રીનો તિરસ્કાર કરતો ઊઠીને ચાલવા લાગ્યો. રસ્તામાં પેલી સ્ત્રીનો પતિ મળ્યો. તેણે મહારાજને જોયા એટલે તેણે પૂછયું, 'કેમ તમે ભૂખ્યા જાવ છો? અમારો વાંક શો છે?'

'વાંક?' પેલાએ કહ્યું, 'બાળકને મારનારી સ્ત્રીના ઘરમાં મારાથી શી રીતે જમાય?'

'એ....હો એમાં શું?' કહીને તે હસ્યો, 'ઘેર તો ચાલો. તમે બાળકને જીવતો જુઓ ત્યારે ભિક્ષા લેજો.' પેલો તેની સાથે આવ્યો. ઘરધણીએ ચૂલામાંથી શખોઢી કાઢી મંત્ર ભણી પાણી છાંટયું. બાળક જીવતો થયો, પેલો તો આ જોઈ આનંદ પામ્યો ને કહેવા લાગ્યો, 'મને એ વિદ્યા શીખવો. જ્યાંસુધી મને એ વિદ્યા નહિ શીખવો, ત્યાંસુધી અન્નજળ હરામ છે.'

ઘરધણીએ પેલાને તે વિદ્યા શીખવી કહ્યું, 'તમારાથી એક માણસ જીવશે.'

પેલાએ ઝટપટ ભોજન કરી વિદાય લીધી અને જ્યાં કન્યાને બાળી હતી ત્યાં આવ્યો, કાશીએ ગયેલો પણ તે વખતે ત્યાં આવી પહોંચ્યો. ત્રણ જણા ભેગા થયા. ત્યારે મૃતસંજીવની વિદ્યા શીખી લાવેલાએ કહ્યું, 'જો એના અસ્થિ મળી આવે તો....'

તેના મોંઢામાંથી આ શબ્દો નીકળતાં જ ઝૂંપડી બાંધી રહેનારાએ રાખોડી અને અસ્થિ કાઢ્યાં. પેલાએ મંત્ર ભણી અંજલિ છાંટી કે તરત જ પેલી કન્યા જીવતી થઈ.

ત્રણે જણા કન્યા માટે લઢવા લાગ્યા. 'હે નેપુર, તું સાચું કહેજે, એ કન્યા કોની?

જો તું જૂઠું બોલે ઘણું વ્રતભંગ રાણીજી તણું'
ત્યારે નેપુર 'કહે સૂણ રાય, કન્યા તો વિદ્યાની થાય.'

રાણીએ સાંભળ્યું એટલે ગુસ્સે થઈ નેપુરને કાઢી દૂર ફેંક્યું. 'મેં મારી બુદ્ધિ પ્રમાણે કહ્યું, ખોટું હોય તો ખરું તમે કહો, નહિ તો માથે પાપ દયો.' ત્યારે રાણીએ વિક્રમને કહ્યું, 'જે ઝૂંપડી બાંધી ત્યાં રહ્યો હતો તે જ પતિ થાય. અસ્તિ વહેવડાવવા જનાર પુત્ર થાય. જીવડાનાર પિતા થાય.'

'બરાબર.' વિક્રમે કહ્યું. ને ત્રીજો પડદો છોડવામાં આવ્યો. પછી વિક્રમે કહ્યું, 'હવે રાત થોડી બાકી રહી

છે. તો એક વાત કહું, જો તમે હુંકારા દો તો.' પણ અબોલા હુંકારો દેવા તૈયાર ન હતી. એટલે રાજાએ કંકણને કહ્યું, 'હે કંકણ, તું હુંકારો દેજે.'

વૈતાલ કંકણપર બેસી બોલ્યો, 'હે પરનાર સહોદર રાજા વિક્રમ, મારા નસીબે તમને હુંકારો દેવાનો ક્યાંથી ? ભલે, ભલે, તમે વાત શરૂ કરો.'

રાજા વિક્રમે વાત માંડી.

'એક વખતે મરુતદેશમાં સુરેશ્વર ગામ હતું. એ ગામનો રાજા સુંદરપાલ પ્રજાપ્રેમી હતો. તેના ગામમાં એક માબાપ વગરનો આંધળો છોકરો હતો. તે કાકાને ઘેર રહેતો. તેની જ પાડોશમાં એક બીજો એવો છોકરો હતો. જે પાંગળો હતો. આ છોકરો તેના મોટાભાઈ ને ત્યાં રહેતો. આ બંને છોકરાઓ એક બીજાના સુખદુઃખના સાથી હતા.

એ દુઃખી છોકરાઓ એક દિવસે દુઃખમાંથી છૂટવા પરદેશ જવા તૈયાર થયા. આંધળાએ પાંગળાને ઉપાડી ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં એક ગામમાં આવ્યા. તે ગામના રાજાને એક મોટા મસોડાવાળી છોકરી હતી. તે છોકરીને પરણાવવા હાથણી શણગારી કળશ આપી ગામમાં ઢંઢેરો પિટાવ્યો.

આ હાથણી ફરતી ફરતી જ્યાં આંધળો પાંગળાને લઈ ઊભો હતો ત્યાં આવી ને કળશ ઢોળ્યો. રાજાએ પોતાના વચન પ્રમાણે રાજકન્યાની સાથે તેમને પરણાવી પછી રહેવા મકાન આપ્યું. અન્ન અને ધન આપ્યું.

રાજકુમારી અને પાંગળા વચ્ચે પ્રેમગાંઠ બંધાઈ એટલે તેમણે આંધળાને મારી નાંખવા પ્રપંચ કર્યો.

એક દહાડો એક ઝેરી નાગને પકડી મારી તેના કટકા કરી ઘડામાં પાણી ભરી તેમાં નાખી ચૂલા પર મૂકયા.



કરમસંજોગે તે વખતે આંધળાને ભૂખ લાગી તેણે ખાવા માગ્યું પણ જવાબ ન મળ્યો એટલે તે ચૂલા આગળ ગયો ને પેલો ઘડો ઊઘાડયો. તે સાથે જ ઝેરી ઝાળ આંખોને લાગી. પડળ ફાટી ગયાં. તે દેખતો થયો.

દેખતો થતાં જ તેણે ઘડામાં સાપના કટકા જોયા, એટલે તે ગુસ્સે થઇ જ્યાં રાજકુમારી ને પાંગળો બેઠાં હતાં ત્યાં ગયો ને પાંગળાને પકડી રાજકુમારી પર ઘા કર્યો આથી પાંગળાના પગ છૂટા થયા. રાજકુમારીનો મસો તૂટી જતાં ખોડ દૂર થઇ. હવે આ બંને જણા રાજકુમારી માટે લડવા લાગ્યા કે કંકણ, સાચું કહેજે આ રાજકુમારી કોની?

જૂઠું કહો તો દેઉં શાપ, સૌનધનું રાણીને પાપ'

'હે રાજા,' કંકણ કહેવા લાગ્યું, 'એ રાજકુમારી આંધળાની સ્ત્રી.'

'જૂઠું જૂઠું.' કહેતા રાણીએ કંકણ કાઢી દૂર ફેંક્યું, એટલે કંકણે કહ્યું, 'રાણી, જો મેં જૂઠું કહ્યું હોય તો સાચું તમે જ કહોને. જો જાણતા હો છતાં ન કહો તો સ્રીવધનું પાપ.'

પાપના ભયથી અબોલાએ કહ્યું, 'રાજા વિક્રમ, એ કન્યા તો પાંગળાની જ. આંધળો તો અશ્વની જગાએ જ ગણાય ને ?'

'હા.' રાજા વિક્રમે કહ્યું, 'હે અબોલા, તમે મને સાચો જવાબ કહ્યો એટલે ચોથો પડદો પણ છોડવો રહ્યો ને ?'

ચોથો પડદો છોડી નાંખવામાં આવ્યો, એટલે અબોલાએ કહ્યું, 'મહારાજ, હું તો તમારી થઇ તમે મને ગ્રહણ કરો.'

'રાણી, મેં મારે માટે આ નથી કર્યું. મારે તો તમને એક બ્રાહ્મણ સાથે પરણાવવાનાં છે.' અબોલા ચૂપ જ થઇ ગઇ. થોડી પળો પછી પોતાની નાની બેનને બધું સોંપી કારાગૃહમાં પૂરેલાઓને છોડી વિક્રમ સાથે ચાલી નીકળી.

વિક્રમે નગરમાં આવી બ્રાહ્મણને બોલાવી અબોલા સાથે પરણાવી વીસ ગામ આપ્યાં.'

'હે રાજા ભોજ!' પૂતળી કહેવા લાગી.

" વિક્રમ મહિમા સાંભળી જે કોઈ કરશે દાન.
આ લોકે જશ ઉપજે. પરલોકે ઘણું માન."
એવું કહીને પૂતળી આપે ગઈ આકાશ.
એ કથા પૂરણ થઈ કહે કવિ શામળદાસ.



# માણિકની ઉદારતા

ચિત્રાંગનાના ઊડી ગયા પછી રાજા ભોજ સિંહાસન પર બેસવા આગળ વધ્યો. તે સાથે જ શ્યામા પૂતળી બોલી, "રાજા ભોજ, અજુગતું મા કર. એ સિંહાસન પર બેસવાનો તને અધિકાર નથી."

"કારણ ?" ભોજે પૂછ્યું.

"કારણ ?" પૂતળી બોલી, "આ સિંહાસન પર તો દુઃખભંજન રાજા વિક્રમ જેવો થાય તે જ બેસી શકે."

"એમ ?" ભોજે પૂછ્યું.

"હા." પૂતળીએ કહ્યું.

ભોજ પ્રત્યે શ્યામા કહે વાત, "રહો સાંભળવા જોડી હાથ,<br>
નગ ઉજ્જેણી અદ્ભુત ઘણી, શું કહું શોભા તેહ જ તણી.

"વિક્રમે એવું શું કર્યું હતું તે મને કહો."

"એ ઉજ્જેનીમાં રાજા વિક્રમ રાજ કરતો હતો. એક વખતે તેને ત્યાં માણેકનાથ મહેમાન થયા. રાજાએ માણેકનાથની ઘણી જ સેવા કરી.

એક વખત મધરાતે સિદ્ધ માણેકનાથ અને રાજા વિક્રમના પગ ચાંપતો હજામ બેઠો હતો ત્યારે,

માણેકનાથ કહે રાયજી, 'વહાણમાં ભર્યું પંચ.<br>
કાંઈક માગ તું મુજ કને, જે હોય ઇચ્છા મન.'

પણ વિક્રમને માંગવાનું શું હોય ? તેણે ના પાડી. ત્યારે માણેકનાથે પેલા હજામને બહાર જવાનું કહી વિક્રમને કહ્યું, 'વિક્રમ, ભલે તું ન માગે, તારે કાંઈ જ ઉણપ ન હોય પણ મારી ઇચ્છા છે કે મારે તને કાંઈક આપવું. અત્યારે તો હું તને બીજું કાંઈ જ આપતો નથી પણ એક પરકાયા પ્રવેશનો મંત્ર આપું છું.' કહી માણેકનાથે વિક્રમને પરકાયા પ્રવેશનો મંત્ર શિખવ્યો.

મંત્ર આપી સિદ્ધ જ ગયા, રાયના મનોરથ પૂરા થયા.

પણ પેલા હજામના મનમાં કાંઈ કાંઈ થવા લાગ્યું. 'સિદ્ધે રાજાને જે આપ્યું તે મને જોવા ન મળ્યું. જ્યાં-સુધી મને તે જોવા-જાણવા ન મળે ત્યાંસુધી ખાવું પીવું હરામ. અને આખરે હું મરી જવાનો.'

હજામે તે દિવસથી ખાવું પીવું છોડ્યું. તેની સ્ત્રી, છોકરા તેને સમજાવે છે પણ તે ખાતોય નથી ને પીતોય નથી. રડ રડ જ કર્યા કરે છે.

એક રાતે જ્યારે વિક્રમ રાણી સાથે બેઠો છે ત્યારે તેના કાને હજામના રડવાનો અવાજ પડ્યો. તે બેઠો હતો ત્યાંથી ઊઠ્યો અને રડવાના અવાજની દિશાએ જવા લાગ્યો.

તે હજામના ઘર પાસે આવ્યો ત્યારે હજામની સ્ત્રી કહી રહી હતી, 'આમ ભૂખે શું કરવા મરો છો ? આમ કરીને લોકોને શું સંભળાવો છો ? તમને જે દુઃખ હોય તે મને ન કહો તો આપણા દીકરાના સોગન.'

'સોગન શું કરવા આપ્યા.' હજામે કહ્યું, 'મારા દુઃખની વાત તો કહેવા જેવી નથી છતાં સોગન દીધા એટલે કહેવી પડે છે.

, કાલે હું રાજાને ત્યાં હતો ત્યારે માણેકનાથ સિદ્ધે મને બહાર કાઢી રાજાને કાંઈક આપ્યું. સિદ્ધે શું આપ્યું હશે, રાજાએ શું લીધું હશે તે મારા જાણવામાં ન આવ્યું. એટલે મારો જીવ કકળી ઊઠયો છે. જો તે હું ન જાણું, ન જોવું તો મરીશ અને એનું પાપ રાજા વિક્રમને આપીશ.'

. રાજા આ વાત સાંભળી ઘેર આવ્યો. સવાર થતાં જ હજામને બોલાવવા માણસો મોકલ્યા.

હજામને ત્યાં આવી તેઓ કહેવા લાગ્યા, 'ચાલ, રાજાજી તને હમણાં ને હમણાં બોલાવે છે.'

હજામની સ્ત્રીને આ સાંભળી ભય લાગ્યો. તેને લાગ્યું 'જરૂર અમારી વાત કોઈએ રાજાજીને કહી. હવે મારું શું થશે ?'

'ચાલ ઊઠ' દૂરથી રાજાના માણસોએ કહ્યું ને ધ્રૂજતો કંપતો હજામ દરબારમાં આવ્યો.

હજામને વિક્રમે કહ્યું, 'ભલા ભાઈ, દુઃખી શું કરવા થાય છે. તારે ધન જોઈએ છે ને ? માગ, માગ, જેટલું તું ધન માગીશ તેટલું હું તને આપીશ. પેલા સિદ્ધે મને ધન નથી આપ્યું તેણે તો મને 'પરકાયા પ્રવેશનો મંત્ર જ આપ્યો છે. તે મંત્ર તો તારા કામનો છે જ નહિ. માટે ધન લઈને રાજી થા.'

હજામ ધન લેવા તૈયાર થયો નહિ તેણે તો મંત્ર શીખવા હઠ પકડી કહ્યું, 'જો એ મંત્ર નહિ આપો તો હું મારો દેહ તજીશ.'

હજામના નિર્ણયને જાણી રાજાએ તેને એકાંતમાં લઈ જઈ પરકાયા પ્રવેશનો મંત્ર શીખવ્યો.

એક દહાડો રાજા વિક્રમ સૈન્ય સાથે મૃગયા રમવા નીકળ્યો, ત્યારે હજામ પણ સાથે હતો. વનમાં શિકારને શોધતાં એક મૃગલો દ્રષ્ટિએ પડયો. રાજા તેની પાછળ પડયો. પેલો હજામ પણ તેની પાછળ ગયો.

રાજા વિક્રમે દૂર જઇ મૃગને માર્યો પછી પરકાયા પ્રવેશ મંત્રનો અનુભવ કરવા પોતે મંત્ર ભણ્યો ને મૃગના શરીરમાં પ્રવેશ્યો. હજામે આ જોયું એટલે તેણે મંત્ર ભણી રાજાના શરીરમાં પ્રવેશ કર્યો. રાજાએ આ જોયું, એટલે તે મનમાં બોલ્યો, ' હાથનાં કર્યાં હૈયે વાગ્યાં.'

રાજાના શરીરમાં પ્રવેશી હજામ ઘોડેસવાર થઈ પેલા મૃગલાને મારવા દોડયો. વિક્રમે હજામને પાછળ પડેલો જોતાં જ જેમ તેમ નાસવા માંડયું. આખરે બે જણાની વચ્ચે ઘણું જ અંતર પડી ગયું. હજામ પાછો આવ્યો. ને સૈન્યને મળ્યો. સૈન્યના લોકોને કહ્યું,

> 'ખાંડો મૃગ છે તેનું નામ, મારે તેને આપુ ગામ.'
> એવો ખાર દેડે લાવિયો, મૃગલો કોને હાથ ન આવિયો.

એટલે લાચાર થઈ તેઓ ગામમાં આવ્યા. ગામ લોકોએ ..."રૂપ રાજાને ફૂલોથી, રત્નોથી વધાવ્યો.

હજામ મનમાં ને મનમાં મલકાય છે. આખરે તેઓ ચાલતા ચાલતા મહેલ પાસે આવ્યા એટલે બધાને જવાની રજા આપી પોતે મહેલમાં ગયો. રાણી તેનો સત્કાર કરવા તૈયાર થઈ. કેટલીક દાસીઓ આગળ આવી તેમાંની એક દાસીને હજામે પકડી ને કહેવા માંડ્યું, 'મારી વહાલી રાણી, બસ તારા જેવી બીજી કોઇ નથી. એટલે જ હું તારે મહેલે આવ્યો છું.'

રાણીના કાને આ શબ્દ પડચા એટલે તે ગભરાઈ. 'રાજાને કાંઈ કાંઈ થઇ ગયું છે' તેમ માનવા લાગી. હજામ ત્યાંથી ઊઠી પલંગ પર બેઠો. રાણી તેને પાન આપતાં પૂછવા લાગી, 'કાલે આપણે શું ખાધું હતું, મેં શું વાત કહી હતી તે કહો.' રાણીના સવાલના જવાબમાં હજામ બાપનો બુધવાર કહેવાનો હતો એટલે રાણીને વહેમ પડયો. તે યુક્તિથી તેને એક ઓરડામાં લઇ ગઈ અને તેમાં તેને બંધ કર્યો.

સવાર થતાં જ પ્રધાનને બોલાવી બધી વાત કહી. હજામને રાણીએ કેટલી સમસ્યાઓ પૂછી પણ હજામ શું જવાબ આપે? પ્રધાન અને રાણીની ખાતરી થઇ ગઈ કે કાંઈક ગોટાળો થઈ ગયો છે એટલે આને પૂરી રાખવે જ સારો છે.

હવે પેલો મૃગલો આમથી તેમ રખડે છે મોઢે બોલાય નહિ એટલે દુઃખી થાય છે. આમ કરતાં પંદર દહાડા પસાર થયા. એક દહાડો તે જ્યારે જંગલમાં ફરી રહ્યો હતો તેવામાં એક ઝાડ પર પોપટ પોપટી બેઠાં હતાં. ત્યાં સિંચાણે આવી ત્રાપ મારી. પોપટી તેના સપાટે આવી

પોપટ રહી ગયો પણ તેને ભય પેસી ગયો હતો એટલે નીચે પડયો ને મરી ગયો. રાજાએ પેલા પોપટને જોયો એટલે વિચાર કર્યો. 'મૃગના ખોળિયા કરતાં પોપટનું ખોળિયું સારું. ઊડી પણ શકાય ને બોલી પણ શકાય.' આવું વિચારી મૃગનું શરીર છોડી પોપટમાં પ્રવેશ કર્યો, ને ઉડતાં ઉડતાં તે ઉજ્જેનીમાં આવ્યો. પોતાના પ્રધાનને



ત્યાં ગયો. આ વખતે પ્રધાન એકલો બેઠો હતો તેની પાસે બેસી વિક્રમે પોતાની વાત કહી કહ્યું. 'એ પરકાયા પ્રવેશ મંત્રથી હજામ મારા શરીરમાં પેઠો છે. જો મારું કહેવું સાચું ન લાગતું હોય તો હું સોગન ખાઉં. ગુપ્તમાં ગુપ્ત વાત કહું.

.........જો હોય તમને વિશ્વાસ.
તે વાતની પ્રતિજ્ઞા લઉં, ને કહો તો નિશાન દઉં.,

પ્રધાને પોપટની વાત રાણીને કહી. રાણીએ વાત સાચી માની. પછી પોપટને પોતાની છાતી સરસો ચાંપ્યો. હજામ સાથે બનેલી વાત કહી.

'રાજાજી મન જાણજો આણી દઢ વિશ્વાસ,
જાણ્યો છે મેં એહને જ્યારે આવ્યો મુજ પાસ.

રૂપરંગ તો તમ તણું મૂરખ એનાં ચેન,
તે દહાડે મેં પારખ્યો, બુદ્ધિ હીન તે નેન.'

એટલે વિક્રમે કહ્યું, 'હું એક વાત તમને કહું છું. તમે તે ગુપ્ત રાખજો. એ હજામને બનાવવા તેની સાથે સારા જેવો સંબંધ રાખો. પછી તેને કહો, 'જો તમે રાજા વિક્રમ હો તો પરકાયા પ્રવેશ મંત્રનો ચમત્કાર બતાવો.' એટલે આ બધું, તમારું રૂપ વગેરેથી હજામ લોભને-વશ થઇ તેમ કરવા હા પાડે એટલે તમે પરકાયા પ્રવેશની વ્યવસ્થા કરજો.

.........લોભે તજશે મહારો દેહ,
પરમાં પેસે તે જ્યાહરે, મારી દેહમાં આવું ત્યાહરે.'

રાણી અને પ્રધાને તેમ કરવા કહ્યું. તેવામાં ઘરમાં એક ઘેટો હતો તેને સાપ ડસ્યો. આ સમાચાર તેમને આપવામાં આવ્યા. એટલે રાણીએ તે જ વખતે હજામને બોલાવી કહ્યું, 'જો તમે રાજા વિક્રમ જ છો તો કંઇક ચારણું આપો.'

'હું શું વિક્રમ નથી ? મને કેમ ત્રાસ આપો છો ?' હજામે પૂછ્યું.

'તમે વિક્રમ છો છતાં મારા મનની ખાતરી માટે પરકાયા પ્રવેશ કરી બતાવો. એટલે હું તમારી, આ રાજ તમારું.'

રાણી અને રાજની વાતથી હજામ ભાન ભૂલ્યો. પરકાયા પ્રવેશ કરવા હા પાડી એટલે પેલા ઘેટાને ત્યાં લાવ્યા. હજામ ખાતરી આપવા જેવો ઘેટામાં પેઠો કે તરત જ રાજા વિક્રમ

પોપટમાંથી નીકળી પોતાના શરીરમાં પેઠો. પ્રપંચી હજામ બરોબર ફસાયો. રાજસુખને બદલે ઘેટાનો દેહ મળ્યો.

પોપટમાંથી નીકળ્યો વિક્રમ વીર સુજાણ.
પાછો મહિને આવીઓ આ દેહમાં પ્રાણ.

રાજા વિક્રમ પોતાના મૂળ દેહમાં પ્રવેશ્યો. આ વાત નગરીમાં ફેલાઈ, બધાં નાપિકને મનમાં આવે તેમ કહેવા લાગ્યાં ને આનંદ ઓચ્છવ કરવા લાગ્યાં.

મંદિરોમાં ઘડિયાળ ઘંટ વાગવા લાગ્યા. નોબતો ગડગડવા લાગી.

પોપટ ફીટી રાજા થયો, નાપિક તો ઘેટામાં ગયો.

અને તેને પણ બાંધી રાખવામાં આવ્યો ને દિવસો એક પછી એક જવા લાગ્યા.

એ વાત એટલેથી રહી, કઈક વાત અહીં એક થઈ.

પશ્ચિમ દેશમાં એક બ્રાહ્મણ તેનાં સ્ત્રી અને છોકરા સાથે રહેતો હતો. આ લોકો ભગવાનના ભક્ત હતાં. પેલા બ્રાહ્મણનો છોકરો જ્યારે સોળ વરસનો થયો ત્યારે વેવાઈ લગ્ન માટે ઉતાવળ કરવા લાગ્યો. પણ ઘરમાં નાણાંના અભાવે ટાણું માંડવા તેમને વિચાર આવતો ન હતો. મનમાં ને મનમાં તેઓ દુઃખી થતાં હતાં. એક દહાડો બ્રાહ્મણીએ કહ્યું, 'ઉજ્જેનીમાં રાજા વિક્રમ પરદુઃખભંજન છે, આપણે તેની પાસે જઈએ. તો આપણું આ દુઃખ જાય ખરું.'

બ્રાહ્મણને પણ તેની સ્ત્રીના શબ્દો ઠીક લાગ્યા એટલે ત્રણે જણાં ઉજ્જેની જવા નીકળ્યાં. રસ્તે જતાં વનમાં આવી

પહોંચ્યાં. રસ્તો ભૂલી આમથી તેમ રખડવા લાગ્યાં. તેવામાં એક વાઘ ત્યાં આવ્યો. અને બ્રાહ્મણના છોકરા પર ત્રાપ મારી. ત્યારે બ્રાહ્મણ વચ્ચે પડી કહેવા લાગ્યો, 'હે વાઘ, તું ક્ષત્રીની જાત છે. અમે બ્રાહ્મણ છીએ. મારા બાળકને મારતાં તને બ્રહ્મહત્યા લાગશે.'

બ્રાહ્મણના શબ્દો સાંભળી વાઘ તેમની સામે જોઈ રહ્યો, બ્રાહ્મણ કરગરતો વાઘને કહેવા લાગ્યો, 'તારે મારા બાળકના માંસથી જ પેટ ભરવું છે તો તેને બદલે હું મારું શરીર આપું. એ ઉગતો બાળક છે. તેના માંસથી તારું પેટ ભરાશે કે કેમ તે એક પ્રશ્ન છે. જ્યારે હું વયોવૃદ્ધ છું. મારા શરીરમાંનાં માંસમાંથી તારું પેટ ભરાશે. તું મને પહેલો ફાડી ખા. પછી તારી ઇચ્છામાં આવે તે કરજે.'

વાઘ જડની જેમ ઊભો રહ્યો ને બ્રાહ્મણને તાકી રહ્યો. બ્રાહ્મણી આંસુ વહેવડાવતી આગળ આવી. વાઘે રડતી બ્રાહ્મણી સામે જોયું.

'ભલા શાઈ, જરા તો સમજ. મને ખાઈ જા, પણ મારા બાળકને જતો કર.'

બ્રાહ્મણના શબ્દે વાઘને જ્ઞાન થયું તેથી છોકરાને પડતો મૂકી ચાલતો થયો.

.........જ્ઞાન જ આવ્યું વાઘને એને માર્યું ફોક,
મેલી વાઘ નાસી ગયો.........

પણ બાળકને ભય લાગવાથી મરણ પામ્યો. આથી સ્ત્રી પુરુષ ખૂબ રડવા લાગ્યાં. કેટલીક વાર રડયા પછી

બ્રાહ્મણને 'રડે કાંઈ વળવાનું નથી' તેનું જ્ઞાન થયું અને પોતાની સ્ત્રીને સમજાવી.

'પૃથ્વી પર પેદા થયું તે તો નિશ્ચે જાય.
માટે રડે શું વળવાનું છે? એક દિવસ વહેલા કે મોડા દરેકને. મરવાનું છે, છે ને છે જ.'

છતાં બ્રાહ્મણી રડતી રહી શકતી ન હતી.

'ભૂંડી, એ તો તારો હોત તો તને મૂકીને કેમ જાત? આ તો ખોટી માયાજાળ છે. દુનિયામાં કોઈનું કોઈ નથી. બધાં એક બીજાનાં લેણદેણે ભેગાં થાય છે. જ્યાં લેણું પૂરું થયું એટલે એ એના રસ્તે પડી જાય છે. ને માબાપથી ઉત્પન્ન થયેલું ખોળિયું અહીં પડી રહે છે. આત્મા વિનાનું ખોળિયું અવેરે લાભ શો? તેનો શોક કરે ફાયદો શો? એ પોતના સંબંધીઓને છાનો રાખવા ક્યારે પાછો આવવાનો નથી. માટે રડવું, તેનો શોક કરવો રહેવા દઈ તેની અગ્નિક્રિયા કરવાના કાર્યમાં મને સાથ આપ.'

પતિના શબ્દે જેમ તેમ મન વાળતી બ્રાહ્મણી ઊભી થઈ ને તેઓ બાળકની અંતિમ ક્રિયા કરવા ક્ષિપ્રા તીરે આવ્યાં. આ દુઃખી બ્રાહ્મણ બ્રાહ્મણીને જોઈ લોકો તેની સાથે થયા ત્યારે બ્રાહ્મણે પૂછ્યું, 'આ કયું ગામ છે?'

'આ તો ઉજ્જેની છે. અહીં તો પરદુઃખભંજન રાજા વિક્રમ રાજ કરે છે.

માળવ મુખ ઉજ્જેણી ગામ, કૈલાસ જેવું પવિત્ર ધામ.
વિક્રમ રાય દાતાર તે ઘણો, સહોદર પરનાર તણો.'

'એમ ?' કહી તે પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો, 'હું ગામમાં રાજાને ત્યાં જઈ લાકડાની વ્યવસ્થા કરું છું, લાકડાં આવતાં આપણે પણ બળી મરીશું.' કહી બ્રાહ્મણ વિક્રમ પાસે આવ્યો. વિપ્રને જોતાં વિક્રમ દોડતો સામો આવ્યો ને પગે પડી પૂછવા લાગ્યો, 'મહારાજ, દાસને શું આજ્ઞા છે?'

રડતાં રડતાં બ્રાહ્મણે કહ્યું, 'ત્રણ ગાડાં લાકડાનાં ક્ષિપ્રાતીરે મોકલો.'

રાજાએ આટલાં બધાં લાકડાં મોકલવાનું કારણ પૂછ્યું. જવાબમાં બ્રાહ્મણે પોતાની દુઃખકથા કહી.

વિક્રમે બ્રાહ્મણના કહેવા પ્રમાણે લાકડાં મોકલવા આજ્ઞા કરી. પછી તેની સાથે સ્મશાને આવ્યો. લોકો પણ તે તરફ જવા લાગ્યા. બ્રાહ્મણી પાસે પહોંચતા વિક્રને પ્રણામ કર્યા. તેવામાં લાકડાં આવ્યાં. એટલે બ્રાહ્મણે કહ્યું, 'જો અમે એમને એમ બળી મરીએ તો બ્રહ્મહત્યા બેસે. પણ હોમ હવન કરી અમે બળીશું તો નરમેધનું પુણ્ય મળશે.'

બોલતા દુઃખી રડતા બ્રાહ્મણને જોઈ બધાં રડવા લાગ્યાં. કલેશનું વાદળ છનાઈ રહ્યું.ત્યારે વિક્રમે મનમાં કહ્યું, 'જો આ પતિપત્ની પુત્રની સાથે બળી મરે તો મારે પણ મરવું.' આમ વિચારી એ બ્રાહ્મણ દંપતીને સમજાવવા લાગ્યો. ધનમાલ અને રાજમહેલ બાળક પાછળ આપવા કહ્યું. પણ તેનું પરિણામ શૂન્ય જ આવ્યું. બ્રાહ્મણીએ રાજાને મહેલે જવા કહેતાં કહ્યું,

'કહો તો અહીંથી પાછી વળું બીજે દેશ જઈ મરું,
પશ્ચિમ દિશે ઊગે ભાણ, પુત્ર વિના ધરું જો પ્રાણ

હે રાજા હું પુત્ર વગર જીવવાની નથી. માટે મને સમજાવવા રહેવા દો. જો બહુ કરશો તો શાપ આપીશ.'

'જુઓને મા.' બ્રાહ્મણીને ઉદ્દેશી વિક્રમ બોલ્યો, 'તમે બહુ ઉતાવળ કરી રહ્યાં છો.

સર્પ કરડે કે વિષથી મરાય, મદા બીક જેનો જીવ જાય
તેમાં પ્રાણ કઈ પેમી રહે તે ડાહ્યો જ વીરલો લહે

માટે જરા શાંતિ રાખવાની જરૂર છે. કદાચ એનો જીવ હજી બ્રહ્માંડે હોય ને તમે એને બાળી મૂકો તો તમને હત્યા લાગશે, માટે હમણાં અગ્નિદાહ દેવાનો વિચાર માંડી વાળો. સવાર થતાં છોકરો બેઠો પણ થઈ જાય. આ મૂર્છા વળી પણ જાય માટે આજની રાત તમે અગ્નિમાં બળવાનો વિચાર માંડી વાળો.'

રાજાના શબ્દે બ્રાહ્મણ બ્રાહ્મણી વિચારમાં પડયાં તેમને રાજાના શબ્દોમા કાંઇ સત્યાંશ જણાયો. અને તેમણે બળવાનેર વિચાર માંડી વાળ્યો.

રાજાએ પેલા બ્રાહ્મણપુત્રને સુખપાલમાં સાચવીને સૂવડાવ્યો. ભેગા થયેલા માણસો વિખરાયા પણ બ્રાહ્મણ બ્રાહ્મણી તો ત્યાં જ બેસી રહ્યાં.

સુખપાલ સાથે રાજા મહેલે આવ્યો. એક પહોર રાત ની ગઇ ત્યારે રાજા વિક્રમ વૈતાળને બોલાવી સાથે લઈ

સ્મશાનમાં હરસિદ્ધ માતાની પૂજા કરવા ચાલ્યો. માતાજીના મંદિરે આવી પૂજા કરી દંડવત પ્રણામ કર્યાં. અને બોલ્યો, 'મારી લાજ તારા હાથમાં છે. તારી કૃપાથી તો આજ મેં બ્રાહ્મણ બ્રાહ્મણીને બળતાં અટકાવ્યાં છે. મા. મા.'

'વિક્રમ' કહેતાં મા હરસિદ્ધ પ્રગટ થયાં ને કહેવા લાગ્યાં, 'મરેલાં તો જીવતાં થતાં હશે ?'

'તો....?' નિરાશ વદને વિક્રમ બોલ્યો.

'વિક્રમ, નિરાશ ન થા.'

'તો મા શું કરું ?'

'કરવામાં એટલું જ કે તારે ત્યાં પેલો ઘેટો છે. જેમાં હજામ છે, તેને સમજાવી બ્રાહ્મણબાળના દેહમાં પ્રવેશ કરવા કહે, એટલે

ઊઠી બેઠો બાળક થાય, મહિમા વધશે તારો રાય.'

કહી માતાજી અદૃશ્ય થઈ ગયાં. વિક્રમ આનંદ પામતો મહેલે આવ્યો. પછી પેલા ઘેટાને મંગાવડાવ્યો. રાજાએ ઘેટાને પેલી સુખપાલ પાસે ઊભો રાખી બધાંને ચાલ્યા જવા કહ્યું. બધા ગયા એટલે રાજાએ હજામને કહ્યું, 'ભલા ભાઈ, હવે ઘેટાનું ખોળિયું છોડી, આ બ્રાહ્મણના

ખોળિયામાં પ્રવેશ કર, તું આ ઘેટાના ખોળિયામાં દુ:ખી થતો હોવાથી આ વિચાર મેં કર્યો છે.'

'ઊં....હું.' હજામે કહ્યું.

'અરે, જરા ભલો થા. આ ઘાસ ખાઇ પડી રહે છે. તેના કરતાં સુખમાં રહીશ.'

'ઊં....હું.'

'જરા તો ભાઈ સમજ.' બહુ જ નમ્રતાથી વિક્રમ બોલ્યો, 'જો તું આ બ્રાહ્મણના ખોળિયામાં પ્રવેશ કરે તો તને મારી પુત્રી પરણાવું. મારો જમાઈ બનાવી વીસ ગામ આપું.'

નાપિક મહા હરામી વર્યું, વચન રાયનું સાંભળ્યું કર્યું.
'આજ પડી ફિરે છે ગરજ, એથી મને કરે છે અરજ.
એને કહે હું તો નહિ જાઉં. હું બેઠો તરણા ખાઉં.'
ત્હીં મરડીને ચઢાવી રીસ, પછી આપે ઢંઢોળ્યું શીષ.

'નહિ જ માને એમ ને. સાચી વાત છે. સીધી આંગળીએ ઘી નહિ નીકળે. એ હજામ, આ છેલ્લી વારના શબ્દો સાંભળી લે. જો સીધી રીતે આ બ્રાહ્મણના ખોળિયામાં તું પ્રવેશ કરીશ તો મેં કહ્યું તે બધું હું આપીશ. મારો પ્રધાન બનાવીશ. પણ ઊંહુંમાં રહીશ તો તલવારથી માથું ઝટકાવી નાખીશ. તારી સામે આ બે વાત છે. ચાહ્ય આ ખોળિયામાં પ્રવેશ કે મરવા તૈયાર થા.' કહેતા રાજાએ તલવારને મ્યાનમાંથી બહાર કાઢી.

તલવાર જોતાં હજામભાઈ સમજી ગયા કે 'બહુ કરીશું તો જીવથી જઈશું. માટે આ બ્રાહ્મણના ખોળિયામાં

પ્રવેશ કરે જ છૂટકો છે.'

સૂરજ ઊગે સજ થયો. મેલ્યો ધેટાનો વેશ.
માણેકનાથના મંત્રથી કર્યો વિપ્રમાં પ્રવેશ.

તે સાથે જ બ્રાહ્મણનો છોકરો આળસ મરડી બેઠો થયો.

આ સમાચાર પળમાં ગામમાં ફેલાઇ ગયા. બ્રાહ્મણ બ્રાહ્મણીને કાને પહોંચ્યા. એટલે એ તો દોડતાં આવ્યાં. દીકરાને જોયો. મળ્યાં આનંદ પામ્યાં. ને રાજા વિક્રમને આશિષ આપવા લાગ્યાં.

રાજા વિક્રમે પોતાનું વચન પાળવા પોતાની પટરાણીની પુત્રી પરણાવવા તૈયારી કરી. બ્રાહ્મણની નાત અને સગાંને બોલાવ્યાં. ઘણી જ ધામધૂમથી તેમનાં લગ્ન કર્યાં ને તેને પોતાનો પ્રધાન બનાવ્યો, પછી જ્યાં પહેલો તેનો વિવાહ કરવામાં આવ્યો હતો તે કન્યાને પણ તેની સાથે પરણાવી.

સુણો ભોજ " કહે પૂતળી " એવો વિક્રમ રાય.
તેનો મહિમા સાંભળે પાંચે પાતિક જાય.

રાજા ભોજ, જેણે આવાં પારકાનાં દુઃખ લાગ્યાં હોય તે જ આ દેવતાઈ સિંહાસનપર બેસી શકે. તે સિવાય જો કોઈ બેસવા યત્ન કરે તો તે દુઃખી થાય."

એમ કહીને પૂતળી, આપે ગઈ આકાશ.
એ કથા પૂરણ થઈ, કહે કવિ શામળદાસ.

---

# [illegible]ની વાર્તા

"રહેવા દે, રહેવા દે, રાજા ભોજ! એ સિંહાસન પર બેસવાનું રહેવા દે." રાજા ભોજે સિંહાસન પર બેસવા પગ લંબાવ્યો તે સાથે જ અવાજ થયો.

> "ભોજ રાજ મહા મહિપતિ રખે ધરોજી પાય,
> એ સિહાસન ઇંદ્રનુ બેસ વિક્રમરાય."

"જો વિક્રમરાય બેસી શકે તેમ છે તો હું કેમ ન બેસી શકું?" ભોજે પૂછયું.

"રાજા, ગાંડો થા મા. આ સિંહાસન પર તો સત્યવદી રાજા વિક્રમ જેવો જ બેસી શકે."

"વિક્રમે એવાં તો કેવાં કામ કર્યાં હતાં કે જેથી આ સિંહાસન પર તે બેસી શકયા?"

> કહે પૂતળી "સાંભળ રે રાય, કહું વિક્રમ કેરો મહિમાય,
> નવતેરી જોજન વિસ્તાર નગર અનુપમ સત્રણ સાર.

એ ઉજ્જેનીમા કેટલાય ધનવંત રહેતા હતા. તેમને ત્યાં સદાય દેવતાઇ ભૂંગળો વાગતી અને આરતી ઉતરતી.

> એક દિવસ બેઠો છે રાય, વિચાર કરે આપે મનમાંય,
> એકાંતે તેડ્યો પ્રધાન, મહિપતે દીધાં ઝાઝાં માન

પછી ભંડારીને બોલાવ્યો. ભંડારી આવ્યો એટલે બેસાડી રાજા તેને પૂછવા લાગ્યો, 'ભંડારીજી,

આપણા ભંડારમાં કેટલું ધન હશે ?'

રાજાના આ પ્રશ્ને ભંડારીને ચમકાવ્યો. તે પળ માટે રાજા સામે જોઈ રહ્યો પછી કહેવા લાગ્યો, 'મહાકાળેશ્વરની મહેર છે, હરસિદ્ધ મા સદાય સહાય કરનાર છે પછી આ ચિંતા, આ પ્રશ્ન શા માટે ?'

'ભંડારીજી.'

'મહારાજ, જ્યાંસુધી આપ પુણ્યનાં કામ કરો છો ત્યાંસુધી ભંડાર ખાલી થોડા જ થાય છે ? કામદુર્ગા દુઝયા જ કરે છે ભરતો ભર્યા જ કરે છે.'

વિક્રમને ભંડારીના જવાબથી સંતોષ થયો નહિ. તે મનમાં બોલ્યો, 'ધનની જ્યારે જરૂર પડે ત્યારે ભંડારમાં ન હોય તો મારું વ્રત ભગ્ન જ થાય ને ? માટે પાણી પહેલાં પાળ મારે બાંધવી જ રહી.' આમ મનમાં બોલી તેને વડા પ્રધાનને કહ્યું. 'આ રાજકાજ તમે સંભાળો. પ્રજા દુઃખી ન થાય તે બદલ કાળજી રાખજો.' કહી રાજા તો મહેલ છોડી બહાર નીકળ્યો. વૈતાળ રાજાની સાથે સાથે જવા લાગ્યો. જીભે મા હરસિદ્ધનું નામ જપતો રાજા વિક્રમ આગળ ડગલાં ભર્યે જ જાય છે,

ચાલતાં ચાલતાં એક સુંદર શિવમંદિર દષ્ટિએ પડયું. તે મંદિરમાં વિક્રમ પ્રવેશ્યો. તેની દૃષ્ટિ લિંગ પર પડી. તે ચિંતામણી લિંગ હતું. રાજાએ ત્યાં જ બેસી આરાધના કરવા વિચાર કર્યો, એકાંત જગા, ચિંતામણી લિંગ પછી જોઈએ શું ?

વીસ દિવસ સુધી રાજાએ અન્ન, પાણી અને નિદ્રા તજી શંકરનું ધ્યાન ધર્યું. છતાં ભગવાન શંકરે દર્શન ન દીધાં. એટલે અંગૂઠા પર એક મહિના સુધી શિવનામ જપતો વિક્રમ ઊભો રહ્યો. છતાંય ભગવાને દર્શન ન દીધાં ત્યારે ઊંધે માથે લટકી શિવસ્તવન કર્યું.

ભગવાન શંકર વિક્રમની દૃઢતા જોવા પ્રગટ ન થયા. વિક્રમે વિચાર કર્યો, 'આ કલિયુગ છે. આમ શિવજી પ્રસન્ન થવાના નથી. ભય વિના પ્રીતિ થઈ સાંભળી નથી, માટે મારે ત્રાસ કર્યે જ છૂટકો.' આમ વિચારી રાજાએ પગની નસ કાપી લોહીથી અભિષેક કર્યો. પછી બીજા પગની નસ છેદીને પછી બે હાથની નસો છેદી લોહીથી અભિષેક કરે જ ગયો. છેવટે મસ્તક પૂજા કરવા તૈયાર થયો, આથી શિવજી પ્રગટ થયા ને કહેવા લાગ્યા, 'રાજા વિક્રમ, આ ભયંકર ક્રિયા શા માટે કરે છે? દેહનો નાશ શું કરવા કરે છે?

તુજને હું પ્રસન્ન થયો મનવાંછિત ફળ માંગ.

રાજા માગ, માગ તારી ઇચ્છામાં આવે તે માગ. હું તારા પર પ્રસન્ન છું.'

'પ્રભુ,' વિક્રમે કહ્યું, 'તમે પ્રસન્ન થયા હો તો મને અનગળ દ્રવ્ય આપો, જેથી મારું પરદુઃખભંજનનું નામ ક્યારે પણ લાગે નહિ.'

'બસ, એટલા માટે દેહનો ત્યાગ કરતો હતો!' શિવે પૂછ્યું, 'રાજા વિક્રમ, તારી ઇચ્છા પૂરી થશે. દ

અહીંથી દક્ષિણ સાગરમાં જા. એ જગાએ એક બેટ છે. ત્યાં એક અવધૂત ચેલો ધ્યાન ધરતો બેઠેલો છે. તે કથીરનું કંચન કરે છે. એ જ્યાં બેઠો છે, ત્યાં કદળીવન છે. કદમનો છાંયડો છે. તેને અવધિજ્ઞાન છે. તે તને જોતાં જ જાણી જશે. માટે તું ત્યાં જા' ભગવાન શંકર આ પ્રમાણે કહી અદશ્ય થઇ ગયા. રાજા વિક્રમે દક્ષિણ સાગરનો રસ્તો લીધો. ચાલતાં ચાલતાં એક જળાશય પાસે આવ્યો રાજાને તરસ તો લાગી હતી એટલે પાણી પીવા બેઠો, ત્યાં ચાર જોગણીઓ ચોપાટ રમતી હતી રાજાએ જોગણીઓને જોઈ તેથી તેમની પાસે આવી ઊભો જોગણીઓ તેને જોતાં બોલી, 'આવ, આવ ભાઇ, તું ભલે આવ્યો. આજ અમારી ક્ષુધા શાંત થશે. અમે ચારે જણીઓ તને સરખે ભાગે વહેંચી લઇશું.'

'ત્યારે તો ધનભાગ્ય મારાં. સાચે જ મારા દેહનું આજ સાર્થક થઈ જવાનું.'

વિક્રમના શબ્દો સાંભળી જોગણીઓ ખડખડાટ હસી. વિક્રમે કહ્યું, 'તમે જોગણીઓ છો તેનો પૂરાવો આપો.'

'પૂરાવો ?' જોગણીઓ બોલી, 'પણ પહેલાં તારું નામ તો કહે.'

'મારું નામ ?' વિક્રમે પૂછ્યું.

'હા, હા. તારું નામ ? તું કોણ છે ? ક્યાંથી આવ્યો છે ? ક્યાં જવાનો છે ?'

'બધું જ જાણવું છે એમ ને ? હું ઉજ્જેનીનો શિ સેવક રાજા વિક્રમ. મારે પુણ્યનાં કામ કરવા દ્રવ્યની જરૂ હતી એટલે મેં જંગલમાં શિવને આરાધ્યા. તેમણે મ દક્ષિણ સાગર જવા કહ્યું, તેથી હું તે માર્ગે જવા નીકળ્યં છું રસ્તામાં તમે મળ્યા.'

ત્યારે બોલી જોગણી, 'ભલે આવ્યો તું ભ્રાત,
જો અણુબોલ્યો રહેતો તો તને અમે ખાત.

રાજા વિક્રમ, તું તો મા હરસિદ્ધનો સેવક. અમે મા હરસિદ્ધની સેવિકાઓ, ભલે ભલે આવ્યો. અમે તને અમા-રાથી બનતી મદદ આપીશું. રાજા વિક્રમ, અહીંથી તે દક્ષિણ સાગર બહુ દૂર છે. આમ ક્યારે પહોંચીશ ? રસ્તો ઘણો જ ખરાબ છે. માટે લે આ ઉડણપાવડી. તે પહેરી મનમાં ચિંતવીશ એટલે ધારેલે સ્થળે પહોંચી જઈશ.' કહી જોગણીએ ઉડણપાવડી આપી. રાજાએ તે પહેરી, આંખ મીંચી મનમાં ઇચ્છા કરી તે સાથે જ તે ઊડયો. આંખ ઉઘાડી ત્યારે પેલા અવધૂત ચેલા પાસે આવી પહોંચ્યો હતો. વિક્રમ એ અવધૂત પાસે ગયો ને ચરણે નમ્યો. અવધૂતે કહ્યું, 'શિવના મોકલ્યા આવ્યા રાજા વિક્રમ ! ભલે ભલે આવ્યા. જે માબાપને ત્યાં તમારો જન્મ થયો, તે માબાપ ધન્ય થઈ ગયાં. તમારા ચરણે આ બધો પ્રદેશ ધન્ય થઇ ગયો.'

'મહારાજ,' ચરણે નમી વિક્રમ બોલ્યો, 'એટલું બધું શાને ? હું તો માયાનો જીવ, સ્વાર્થનો દાસ છું. સાચું

કહેવડાવે। તે। આપનાં દર્શનથી આજ મારો જન્મ સફળ થયે। છે.'

'રાજા વિક્રમ, અહીં સ્વાર્થ માટે આવ્યા છે। ?'

'મહારાજ, આપનાથી શું અજાણ્યું છે ? મને પારકાનાં ભલાં કરવા ઇચ્છા છે અને તેથી દ્રવ્યની જરૂર રહ્યા જ કરે છે. મને એવું કાંઇ આપે। કે જેથી કદીય મારું વ્રત ભંગ ન થાય. દ્રવ્યની માત્ર પારકાના ભલા માટે જ જરૂર છે. મને તો શેર અન્ન મળ્યું તે। બહુ જ છે.'

વિક્રમના શબ્દોએ મહારાજના હૃદયને પ્રફુલ્લિત કર્યું, તે બેઠા હતા ત્યાંથી ઊઠયા, ગુફામાં ગયા અને જડીબુટ્ટી લાવ્યા. રાજા વિક્રમ તે। આ જોઈ રહ્યો.

'વિક્રમ, આ જડીબુટ્ટી આપું છું. તેનાથી તમારી ઇચ્છા પૂરી થશે. છપ્પન કરોડ ટકા આનાથી બનશે એનાથી સંતોષ માનજો. મારા આ શબ્દો કદીય ભૂલશે। નહિ. અતિશયમાં મઝા નહિ. લોભ પાપનું મૂળ છે. હવે બીજી વાત, જો જીવવું હોય તે। આ બાજુ આવશે। નહિ. લોભ કરશે। નહિ. આ બે વાતનું મને વચન આપે।.'

રાજાએ વચન આપ્યું એટલે અવધૂતે પેલી જડબુટ્ટી રાજાને આપી. રાજાએ નમન કરી જડીબુટ્ટી લઈ પાવડી પહેરી આંખ મીંચી, એટલે ઉજ્જૈનમાં આવી પહોંચ્યો. વિક્રમના આવવાની વાત ગામમાં ફેલાઈ ગઇ. બધાં તેના સત્કાર કરવા રત્નો, ફૂલો લઈ આવ્યાં. વાજતેગાજતે રાજા મહેલે આવ્યો. છપ્પન કરોડ ટકા પડાવ્યા. એ ટકા પડાવતાં છ માસ વીતી ગયા.

'ભલા ભાઈ, એમ કાંઈ થાય ? જેવી આજ તેને ત્યાંથી લક્ષ્મી ગઈ તેમ કાલે તમારે ત્યાંથી લક્ષ્મી જાય તો ?'

'મહારાજ, મારે એ બધું સાંભળવું નથી. જે મેં કર્યું છે તે ઠીક છે.'

'તેં પૈસા ખાતર જ પરણાવવા ધાર્યું હતું ને ? એ ધન હું તેને આપું તો ?'

શ્રીમંતશા ચૂપ રહ્યો.

રાજા વિક્રમે ધનવંત શેઠને ત્યાં ધનની પોઠો મોકલવા માંડી. ફરીથી એ ઉજ્જડ ઘર આબાદ થયું. પળમાં આ વાત ચોમેરે ફેલાઈ ગઈ. શ્રીમંતશાએ પોતાની કન્યા ધનવંતશાના દીકરાને આપવા નક્કી કર્યું. દેશાવર ગયેલા ધનવંતશાને બોલાવવામાં આવ્યો.

ધનવંતશા આવ્યો. તે પછી રાજા અને સૈન્ય સાથે ધનવંતશાનો દીકરો પરણવા ચાલ્યો. આ સમાચાર રતનશાએ જાણ્યા ત્યારે તે મરવા તૈયાર થયો. તેણે ગળામાં ફાંસો ઘાલ્યો, તેનાં માબાપ તેને મરતાં રોકવા લાગ્યાં. હોહા થઈ ગઈ. વિક્રમે આ સમાચાર સાંભળ્યા. એ દોડતો ત્યાં આવ્યો ને પૂછવા લાગ્યો, ત્યારે

> વણિક તે બોલ્યા વાણ, 'સાંભળ રાજા ચતુરસુજાણ.
> માહરી કન્યા પરણે તેહ, તે માટે તજું છું હું દેહ.
> લોકોને શું મોઢું દેખાડશું, તે માટે મરું છું હું.'

'ગાંડો.' વિક્રમે કહ્યું, 'એટલા માટે શું કરવા મરે છે ભાઈ, હું તને પ્રધાનની પુત્રી પરણાવું ને હું જાતે જ

કન્યાદાન આપું પછી છે કાંઈ?' કહી રાજાએ પ્રધાનને બોલાવ્યો. તેની દીકરી રતનશાસાથે પરણાવવા કહ્યું. રાજાની ઇચ્છાને કોણ અવગણી શકે ? રતનશાનો વરઘોડો નીકળ્યો. રાજાએ બોલ્યા પ્રમાણે કન્યાદાન આપ્યું, ધન આપ્યું."

કહે પૂતળી "ભોજ સુણ વિક્રમનો મહિમાય
એવાં જે પરાક્રમ કરે તે ધરે સિંહાસન પાય."
એમ કહીને પુતળી આપે ગઈ આકાશ,
એ કથા પૂરણ હવી કહે કવિ શામળદાસ.

---




એક દિવસ રાજા વિક્રમ નગરથી દૂર સૈન્ય સાથે વાડીમાં ગયો. ત્યાં એક મહાદેવનું દહેરું હતું. વિક્રમે વાડીમાંથી ફૂલો ચૂંટી ભગવાનને ચઢાવી પૂજા કરી.

સાંજ થઈ, નગરમાં જતી વેળાએ વિક્રમ ક્ષિપ્રાને કિનારે આવ્યો. ત્યાં રાજાએ એક મૃગ જોયું; એટલે તેણે પોતાના સૈન્યને નગરમાં જવા આજ્ઞા આપી ને પોતે એકલો મૃગ પાછળ દોડ્યો. મૃગને મારી રાજા પાછો

આવી રહ્યો હતો, ત્યાં રસ્તામાં તેણે એક કણબીને જોયો. તે ગોફણથી પક્ષીઓને ઉડાડતો હતો. આ જોઈ રાજાના મનમાં દુઃખ થયું. તેણે નગરમાં આવી પોતાના મંત્રીઓને બોલાવી જ્યાંત્યાં પરબડીઓ બંધાવવા અને પાણીની વ્યવસ્થા કરવા આજ્ઞા આપતાં કહ્યું, 'બિચારા પક્ષીઓ અન્ન અને જળ માટે તરફડે તે ઠીક તો ન જ કહેવાય ને?'

મંત્રીઓએ રાજાના કહ્યા પ્રમાણે વ્યવસ્થા કરી. પક્ષીઓ સુખી થયાં ને વિક્રમના ગુણ ગાવા લાગ્યાં. વિક્રમની આ કીર્તિ માનસરોવર પર રહેતા હંસોએ જાણી એટલે માંહોમાંહ કહેવા લાગ્યા, 'ચાલો, આ ગવાતી કીર્તિ સાચી છે કે કેમ તેની ખાતરી કરીએ.'

બધા હંસો ઊડતા ઊડતા ઉજ્જૈનમાં વિક્રમના મહેલ પાસે આવ્યા. રાજાએ તેજનાં કિરણ જેવા હંસો જોયા. હંસો જ્યારે આકાશથી નીચે આવ્યા ત્યારે રાજાએ પ્રણામ કરી પૂછ્યું, 'તમે કોણ છો? કઈ બાજુથી આવો છો? મારા લાયક કાંઈ કામ છે?'

જવાબમાં હંસોએ કહ્યું, 'અમે માનસરોવર પર રહેનાર હંસો છીએ. ત્યાં સદાય પ્રકાશ જ હોય છે. ત્યાં જમીન સોનાની છે અને અમે મોતીનો આહાર કરીએ છીએ.'

'અહો, માનસરોવરનાં હંસો મારે આંગણે આવ્યા! ધનભાગ્ય મારાં. તમે તો મારા અતિથિદેવો કહેવાવ. મને તમારી સેવા કરવાની તક આપો.'

'રાજન્,' હંસે કહ્યું, 'અમારો મોતીનો આહાર રહ્યો, તે અહીં ક્યાંથી મળે? એટલે અમારે તો જવું જ રહ્યું ને?'

'ના, ના, તમે જઈ શકશો નહિ.' કહેતા રાજાએ મોતી મંગાવ્યાં ને હંસો આગળ ધર્યાં. દૂધમાં પાણી મેળવી પાસે મૂક્યું.

હંસો મોતીનો ચારો ચર્યા, દૂધ દૂધ પી જઈ પાણી રહેવા દઈ આનંદ પામ્યા.

રાજાએ હંસોને આઠ દહાડા રાખી વિદાય કરતી વખતે કહ્યું, 'મારે લાયક કામકાજ હોય તો કહેવડાવજો.'

હંસો માનસરોવર તરફ જવા લાગ્યા ને દહાડા એક પછી એક જવા લાગ્યા. તેવામાં રાજા ઇંદ્રે યજ્ઞ માંડ્યો. દેવો, ઋષિઓ, પર્વત, નાગ, તીર્થ વગેરે આવ્યાં. વાતોચીતો થઈ રહી છે તે વખતે હંસે કહ્યું, 'પૃથ્વી પર અનેક રાજાઓ થઈ ગયા, પણ ઉજ્જેનીપતિ વિક્રમ જેવો તો કોઈ જ નહિ.'

આ શબ્દોએ અગ્નિમાં ઘીની આહુતિ આપી. રાજા ઇંદ્રથી વિક્રમની આ વડાઈ સહન ન થઈ. તેમણે હંસને કેદ કરતાં કહ્યું, 'જોઉં છું, રાજા વિક્રમ તને કેવો છોડાવે છે?'

બિચારો હંસ કારાગૃહમાં પડ્યો. આ સમાચાર હંસો અને હંસણીઓએ વિક્રમને દૂત મારફતે કહેવડાવ્યા. રાજાએ આશ્વાસન આપતાં કહ્યું,

વિક્રમ કહે, 'રહો સાંસતા રાખો હૃદડે ધીર
જ્યારે હંસ તે છૂટશે ત્યારે લેશું નીર.'

દૂતને આમ કહી વિદાય કર્યો. પછી તેણે રાજપાટની સંભાળ લેવાનું મંત્રીઓને કહી હંસને છોડાવવા નીકળી પડ્યો. રાજા નથી જોતો રાત કે દહાડો, નથી ગણતો ભૂખ કે તરસ. ટાઢ તડકાની તો પરવા છે જ નહિ. તે ચાલતો ચાલતો નદીકિનારે આવેલી સુખવતી નગરીમાં આવ્યો.

આ નગર પર સેવર માંધાતા રાજ કરતો હતો. તે

કરણ સમો દાતાર છે કામ સમાને રૂપ,
હરિશ્ચંદ્ર સરખો સતવાદીઓ ધર્મ સરખો તે ભૂપ.

એ નગરીમાં એક વણિયાને ત્યાં વિક્રમ ગયો. વાણિયાએ તેનો સારો સત્કાર કર્યો. પછી વિક્રમે પૂછ્યું, 'ભાઇ, તમે આટલો બધો ખર્ચ શી રીતે કરો છો?'

'અતિથિ,' વાણિયાએ કહ્યું, 'આ તો રાજા સેવર માંધાતાનું આપેલું છે. તેમણે કોઈ ભૂખ્યોતરસ્યો ન રહે તે માટે ઘેર ઘેર અનાજ વગેરેની વ્યવસ્થા કરી છે.'

'ઠી....ઈ....ક.' વિક્રમે કહ્યું. ને તેણે મનમાં 'રાજા ક્યાંથી આટલો બધો ખર્ચ કરે છે' તે જાણવા નક્કી કર્યું. તે રાતની રાહ જોવા લાગ્યો.

રાત પડી એટલે રાજા વિક્રમ આગિયા વૈતાળને સાથે રાખી અદૃશ્ય રીતે રાજાના મહેલ તરફ ચાલ્યો. તે વખતે રાજા પથારીમાંથી ઊઠીને પૂજાનો સામાન લઈ મહેલમાંથી

બહાર આવ્યો વિક્રમ પણ પાછળ પાછળ આવ્યો.

બંને જણા આગળ પાછળ ચાલતા ચાલતા જંગલમાં આવ્યા. ત્યાં નદી વહેતી હતી. સેવર માંધાતાએ નદીમાં સ્નાન કરી ચંડિકાનું ધ્યાન ધરવા માંડયું. એટલે જોગણીઓ આવી. રાજાએ પોતાનું લોહી, માંસ જોગણીઓને આપી પ્રસન્ન કરી.

જોગણીઓએ માંસ લોહીથી તૃપ્ત થઇ રાજા તરફ અમિદ્રષ્ટિએ જોયું. રાજા જીવતો થયો ને બે હાથ જોડી જોગણીઓની સ્તુતિ કરવા લાગ્યો. એટલે સોનામહોરોનો વરસાદ વરસ્યો. જોગણીઓ અદ્રશ્ય થઇ ગઈ.

રાજાએ સોના મહોરો ભેગી કરી ગાંસડી બાંધી ને તે પોતાના મહેલ તરફ જવા લાગ્યો. રાજા વિક્રમે આ જોયું. સેવર માંધાતા કેટલું દુઃખ સહન કરે છે તે વિચાર કરતાં તેનું હ્રદય ધ્રૂજી ઊઠયું. તેણે સેવર રાજાનું દુઃખ દૂર કરવાનો નિર્ણય કર્યો

'સુખ કરું એને શરીર, ત્યારે સુખ પીવું હું નીર
ન કરું સુખ તો કાઢું પ્રાણ' કરી પ્રતિજ્ઞા મનમાં જાણ.

બીજે દિવસે રાજા વિક્રમે સેવર રાજાના પહેલાં જંગલમાં જવા નક્કી કર્યું. તેણે જોગણીઓને પ્રસન્ન કરવા ચામડી ચીરી મીઠાઈ, કસ્તુરી વગેરે ભર્યું. તે પછી તે જંગલમાં ગયો. સેવરે આગલે દિવસે જેમ કર્યું હતું તેમ તેણે કર્યું. એટલે જોગણીઓ આવી. વિક્રમે જોગણીઓને શરીર સોંપી દીધું.

આ થઈ તેને મરતો તો શી રીતે જોવાની હતી? એટલે હું આપઘાત કરી રહી છું.'

વિક્રમે આ સાંભળી પોતાની ઓળખાણ આપી નાગકન્યા તેને આપી. પેલો ક્ષત્રી રસ્તામાં મળ્યો તેને ફૂલ આપ્યું, રડતા વાણિયાને કુંડળ આપ્યાં ને ગુણકા માટે દુઃખી થતા વાણિયાને હાર આપ્યો. હે રાજા ભોજ," કામાક્ષી પૂતળી બોલી, "આવાં કામ કરો તો જ સિંહાસન પર પગ મૂકજો."

એમ કહી પૂતળી આપે ગઈ આકાશ,<br>
એ કથા પૂરણ થઈ કહે કવિ શામળદાસ

---



એક વખત રાજા ઇંદ્રની સભામાં એક અપ્સરા નૃત્ય કરી રહી હતી. તેના નૃત્યથી ખુશ થઈ રાજા ઇંદ્રે તેને કહ્યું, 'તું દેવના દેવ મહાદેવ પાસે જા. તેમને તું તારી ક્રિયાથી પ્રસન્ન કરજે.'

અપ્સરા માથું નમાવી જવા લાગી. રસ્તામાં ઇંદ્રનો કુમાર મળ્યો, તેણે રૂપવંતી અપ્સરાને જોઈ રોકી. અપ્સરાએ કહ્યું, 'મને જવા દો. તમારા બાપુ ગુસ્સે થશે. મને શિવજી પાસે જવા તેમણે આજ્ઞા કરી છે.'

'કરી આજ્ઞા.' કુમાર બોલ્યો, 'એ મશાણે ફરનાર તારી શું કદર કરશે? ચાલ મારી સાથે.' કહી તેને પકડીને ખેંચવા લાગ્યો. લાચાર થઈ તે અપ્સરા તેની સાથે ગઈ ને દિવસો એક પછી એક જવા લાગ્યા.

એક દહાડો ઇંદ્રે શિવ પાસે આવી પ્રણામ કરી પૂછ્યું, 'મારી મોકલેલી અપ્સરાનું નૃત્ય તમને ગમ્યું હશે?' ઇંદ્રનો પ્રશ્ન સાંભળી શિવ ચમકયા ને બોલ્યા, 'રાજા ઇંદ્ર, તમે શાનમાં છો કે બેશાનમાં? કેવી અપ્સરા ને કેવી વાત? મારી મશ્કરી કરો છો?'

શિવના શબ્દો સાંભળી ઇંદ્ર વિચારમાં પડી ગયો. તેણે અપ્સરાની શોધ કરાવી. પકડી મંગાવી. અપ્સરા ઇંદ્ર પાસે આવી સાથે ઇન્દ્રનો કુમાર પણ હતો. ઇંદ્રે અપ્સરાને પૂછ્યું, 'તું કયાં હતી?'

જવાબમાં અપ્સરાએ બધી વાત કહી. આ સાંભળી ઇંદ્રે ગુસ્સે થઈ ને પોતાના છોકરાને શાપ આપ્યો, 'તું પૃથ્વી પર ગધેડો થઈ પડ.'

બાપના શબ્દ સાંભળી ઇન્દ્રનો કુમાર ભગવાન શંકરને વિનવવા લાગ્યો. ભગવાન શંકરને દયા આવી તેથી ઇન્દ્રને

કહ્યું, 'મારા કહેવાથી શાપનો અનુગ્રહ કર.'

'મૂર્ખ,' રાજા ઇન્દ્ર બોલ્યો, 'ભગવાન શંકરના કહેવાથી તને કહું છું, તું પૃથ્વી પર થોડા દહાડા ગધેડો થઈ રહેજે. તું રાત્રે દેવ સ્વરૂપ ધારણ કરજે. પૃથ્વી પર ત્રણ સ્ત્રીઓ પરણીશ. તેનાથી ત્રણ છોકરા થશે. તારી ગધેડાની ખાલ કોઈ બાળશે, એટલે તું સ્વર્ગમાં પાછો આવીશ.'

'આજ્ઞા.' કહી ઇન્દ્રકુમાર પૃથ્વી પર આવ્યો. ગધેડો થયો.

સમસમ કરતી રાત જઈ રહી છે ત્યારે તે બોલ્યો, 'પ્રજાપત, જાગે છે કે ઊંઘે છે?

અલ્યા હોજા તું તો જાગ તારે મન ગમે તે માગ.

તારા રાજાને તેની છોકરી મને પરણાવવા કહે, જો તું તેમ નહિ કરે તો ખેદાનમેદાન કરી નાખીશ.'

કુંભારે આ સાંભળ્યું તે બહાર આવ્યો. ચોતરફ જોવા લાગ્યો, પણ ગધેડા સિવાય બીજું કાંઈ જ દેખાયું નહિ.

બીજે દહાડે તેણે પ્રધાનને વાત કરી. પ્રધાન રાત્રે કુંભારને ઘેર આવ્યો. ઇન્દ્રના કુમારે ગઈ રાતના જેમ કહ્યું, એટલે પ્રધાન નવાઇ પામ્યો. તેણે યુક્તિથી રાજાને વાત કરી.

રાજા પ્રધાન સાથે રાત્રે કુંભારને ત્યાં આવ્યો. એટલે ગધેડો બોલ્યો, 'રાજા, તારી છોકરી મને પરણાવ નહિ તો ખેદાનમેદાન કરી નાખીશ.'

રાજા આ સાંભળી વિચારમાં પડ્યો. પછી પ્રધાન સાથે વાટાઘાટ કરી કહ્યું, 'જો તમે ગામને ફરતો તાંબાનો

કોટ કરી આપો તો મારી છોકરી તમને પરણાવું.'

'ખુશીથી,' ગધેડો બોલ્યો, 'જ્યાં કોટ કરવાનો હોય ત્યાં દૂધની ધાર કરજે. સૂતર બાંધજે, દરવાજો રાખવાનો હોય ત્યાં ખાલી રાખજે.'

રાજાએ તેના કહેવા પ્રમાણે કરવા કહ્યું. ઇન્દ્રના કુમારે વિશ્વકર્માને રાજાના કહેવા પ્રમાણે કરવા કહ્યું. વિશ્વકર્માએ રૂપાના કાંગરાવાળો તાંબાનો કોટ કર્યો. બધાંએ આ જોયું. છૂટકે નાછૂટકે રાજા પોતાનું વચન પાળવા તૈયાર થયો ને એ સ્થંભતીર્થનું નામ ત્રંબાવટી પડ્યું.

એ રાજાની કુંવરીને બીજી બે બેનપણીઓ હતી. એ ત્રણે જણીઓ એક જ પતિને પરણવા માંગતી હતી. એટલે ત્રણે જણીઓ ગધેડા સાથે પરણી.

ઇંદ્રનો કુમાર રાત્રે દેવ સ્વરૂપ ધારણ કરીને ભોગ-વિલાસ કરતો. તેણે પોતાની સ્ત્રીને પોતાનું ખોળિયું કોઇ બાળે તે માટે ચેતતા રહેવા કહ્યું.

પણ સ્ત્રીના પેટમાં વાત ક્યારેય ટકી છે તે ટકે? એક દહાડો રાજાની રાણી પોતાની દીકરી પાસે આવી, ત્યારે આ છોકરીઓ ગર્ભાવસ્થામાં હતી.

રાણીએ આ જોયું એટલે પોતાની દીકરીનો તિરસ્કાર કર્યો. આથી રાજકુંવરીએ બધી વાત કહી. રાણીએ તે મનમાં રાખી. રાત્રે ચર્ચા જોવા તે મહેલમાં છુપાઇ રહી.

રાત પડતાં ગધેડાએ દેવસ્વરૂપ ધારણ કર્યું. આ વખતે રાણીએ ગધેડાનું ખોળિયું બાળ્યું. ઇંદ્રના કુમારના શરીરમાં આગ લાગી. તે બોલ્યો, 'કોઈકે મારું ખોળિયું બાળ્યું

છે. માટે અહીંથી નાસો. જો રોકાશો તો નાશ પામશો. આ નગર હવે નાશ પામશે.' તે જ વખતે વિમાન ત્યાં આવ્યું. તેમાં બેસીને તે ચાલ્યો ગયો. છોકરીઓ ત્યાંથી શ્વાસભેર નાઠી.

સવાર થતાં તે ઘણે દૂર નીકળી ગઈ. ત્રંબાવટી નાશ પામી. છોકરીઓ દોડતી એક આશ્રમ પાસે આવીને ઋષિને પોતાની વાત કહી. ઋષિએ તેમને પોતાની છોકરીઓ જેવી ગણી આશ્રમમાં રાખી.

ત્રણે જણીએ પુત્રોનોં જન્મ આપ્યો. એકનો ભર્તૃહરિ, બીજાનો વિક્રમ અને ત્રીજાનો પરભવ. ઋષિએ આ છોકરા-ઓને વિદ્યાદાન આપ્યું.

એક દહાડો પરભવ બહાર ગયો ને તે વણઝારાઓના હાથમાં પડયો. અહીં ત્રણે જણીઓ પરભવ નહિ આવવાથી દુ:ખી થવા લાગી. ઘણી શોધ કરી પણ તે હાથમાં ન આવ્યો. તેમનાં દુ:ખને દિવસોએ દૂર કર્યું.

ભર્તૃહરિ અને વિક્રમ મોટા થયા. તે ધનુષ્યબાણ લઈ શિકાર કરવા જતા. એક દહાડો ઋષિએ બીજા ઋષિઓને પોતાને ત્યાં જમવા નોતર્યા. બધા જમવા આવ્યા તે વખતે ભર્તૃહરી ને વિક્રમ શિકાર કરી ત્યાં આવ્યા. ઋષિઓ મરેલા જાનવર જોઈ ત્રાસી ઊઠયા ને જમ્યા વગર જવા લાગ્યા, ઋષિએ તેમને સમજાવ્યા, ત્યારે ઋષિઓએ કહ્યું, ' તમે આ છોકરાઓને કાઢી મૂકો તો જ અમે જમીએ.',

ભર્તૃહરિ ને વિક્રમે આ સાંભળ્યું. એટલે તેમણે કહ્યું, 'અમારા જવાથી તમે જમતા હો તો અમે જઈએ છીએ.' કહી માતાઓની અને ઋષિની રજા લઈ પરભવને શોધવા ચાલ્યા.

રસ્તે જતાં ભર્તૃહરિ ઉજ્જૈનીનો રાજા થયો ને તેની રાણીના કહેવાથી વિક્રમને દેશવટો આપ્યો. વિક્રમ તીર્થયાત્રા કરતો કરતો એક દહાડો વણઝારાની પોઠ પડી હતી તેની લગભગ આવ્યો. ત્યાં તેણે શાણુવી જોયો તે સાથે જ તેનું હૃદય 'આ તેનો ભાઈ છે.' તેમ કહી રહ્યું. હૃદયની વાતનો નિર્ણય કરવા તે સંતાઈ ગયો.

રાતનો પહેલો પહોર હતો. તે વખતે જાનવર બોલ્યાં, ત્યારે વણઝારાના મુખીએ પૂછયું, 'શાણુવી, કહે જોઈ એ આ જાનવર શું કહી રહ્યાં છે?' શાણુવીએ કહ્યું, 'ચોર આપણને લૂંટવા ઢુંકી રહ્યા છે. સંભાળજો.'

વિક્રમે આ સાંભળ્યું. એટલે તે કયાંક ચોરના હિસાબે પોતાને મારી ન નાંખે તેવો વિચાર કરી પાસેનાં ઘટાદાર ઝાડ પર ચઢી ગયો.

બીજો પહોર થયો. જાનવર ફરીથી બોલ્યાં, ત્યારે વણઝારે પૂછયું, 'શાણુવી, આ શું કહી રહ્યા છે?'

'નદીમાં પૂર આવી રહ્યું છે તેમાં એક મડદું તણાતું આવે છે. એ મડદા પર હાર છે. દાગીનાઓ છે.'

વિક્રમે આ સાંભળ્યું એટલે નદીકિનારે ગયો. થોડી જ વારમાં મડદું ત્યાં આવ્યું. તેને બહાર કાઢી દાગીના

'વિયોગ ?' વિક્રમ વિચાર કરતા બોલ્યો, 'આપણે ભર્તૃહરિની પહેલાં તપાસ કરીએ પછી કાંઈ સમજણ પડે.'

'બરાબર છે.' કહેતાં તે મશાણમાં આવ્યા.

મશાણમાં ભૂત, પ્રેત, ભૈરવ ભમે છે. અહીં માતા હરસિદ્ધનું સ્થાન છે.

'પરભવ, તું બજારથી સામાન લઈ આવ.' વિક્રમે કહ્યું, 'આપણે રસોઈ કરી જમી લઈએ પછી નગરમાં જઈએ.'

'ઠી...ઈ...ક.' કહેતો પરભવ ત્યાંથી નગરમાં ગયો. તે વખતે મા હરસિદ્ધ ત્યાં આવ્યાં અને પૂછવા લાગ્યાં, 'તું કોણ છે ? અહીં કેમ આવ્યો છે ? તું આવ્યો તો ભલે આવ્યો પણ તારે મારું દાણ આપવું પડશે.'

વિક્રમ માતાના શબ્દો સાંભળી પગે લાગી બોલ્યો, 'મા, તારે દાણમાં જે જોઈએ તે માગ, હું આપવા તૈયાર છું.'

માતા હસતાં હસતાં વિક્રમ સામે જોતાં બોલ્યાં, 'હમણાં તો તું ખાઈ પી લે. તે પછી હું આવીશ અને દાણ લઈશ' કહી માતાજી ચાલ્યા ગયાં.

માતાજીને ગયે થોડી વાર થઈ હશે, ત્યાં તો પરભવ આવ્યો. બે ભાઈઓએ મળી વાતો કરતા કરતા રસોઈ બનાવી જમ્યા તે પછી વિક્રમે પરભવને કહ્યું, 'આ વાસણો જેનાં લાવ્યો હોય તેને આપી આવ.'

પરભવ વાસણો લઈ ગયો એટલે માતાજી ત્યાં આવ્યાં ને કહ્યું, 'દાણ લાવ લાવ મારું દાણ'

'માતાજી,' વિક્રમે કહ્યું, 'ખુશીથી. તમારે દાણમાં જે માગવું હોય તે માગો.'

'તમે તમારા ઉપયોગમાં કેટલું પાણી લીધુ તે મને કહો. અને એ પાણીના બદલમાં મારે એટલું જ લોહી જોઈએ.'

'બસ એ જ ને ?' હસીને વિક્રમ બોલ્યો, 'ખુ મારું લોહી ટયો'' કહેતા વિક્રમે છરી કાઢી છેલ પણુ તેમાથી લોહીનુ ટીપુ બહાર આવ્યુ નહિ પગ મંાડયા ત્યાં પણુ લોહી મળે નહિ.



'લાવ, લાવ મા મને ખૂબ ભૂખ લા મને તારુ લોહી છે' માતાજી 'જેટલું પાણી વાપ તેટલુ લોહી, તારા રમાથી આપ ઉ રાખ'

વિક્રમ શરી લોહી કાઢવા પ્રયત્ન પણુ નીકળતું નહિ એટલે અકળાઈને હાથ કાપવા ના કહ્યુ, 'મા લેતો ભોગ' કહી છરી ઊંચી કરી માતાજીએ તેનો હાથ પકડી કહ્યુ, 'બસ, બસ, બહુ થયુ માગ માગ, હુ તારા પર પ્રસન્ન છુ. આશીશ તે આપવા તૈયાર છુ.' બોલતાં માતાએ દૃષ્ટિ કરી વિક્રમના શરીર પર હાથ ફેરવ્યો ને કહ્ વિક્રમ, તુ પૃથ્વીપતિ થઈશ. તારી કીર્તિ નવખંડમાં

હું સદાય તારું રક્ષણ કરીશ.'

'આ, આ.' વિક્રમે માતાજીને કહ્યું ને માતાજી અદશ્ય થઈ ગયા. તે જ વખતે પરશવ/આવ્યો.

બંને ભાઈ સારા શુકન લઈ આગળ વધ્યા. મહાકાળેશ્વરનાં દર્શન કર્યાં. ને ગામમાં ગયા.

ગામમાં જઈ કુંભારને ત્યાં મુકામ કર્યો. મુકામ કરે થોડીવાર થઈ જશે, ત્યાં તો ઘરમાંથી રડવાનો અવાજ આવતો વિક્રમે સાંભળ્યો. એટલે તેમની પાસે જઈ પૂછવા લાગ્યો, 'તમે કેમ રડો છો ?'

'ભાઈ, અમારું નસીબ ફૂટી ગયું છે.' કુંભારે કહ્યું, 'અમારા રાજા ભર્તૃહરી જતાં કાળો કેર થઈ ગયો છે. રાજાએ તેમના ભાઈને દેશવટો આપ્યો, અને એ પણ રાજ છોડી ચાલ્યા ગયા. તેમના ગયા પછી એક દૈત્ય અહીં આવ્યો છે. તેને રોજ એક માણસ ખાવા આપવો પડે છે. આજ મારા જુવાન છોકરાનો વારો છે.'

'એટલા માટે રડો છો ?' વિક્રમ ગંભીરતાથી બોલ્યો, 'તમે તમારા છોકરાને ન મોકલશો. હું જઈશ.'

'તમે જશો ?' નવાઈ પામતો કુંભાર બોલ્યો. પણ તેને વિક્રમના શબ્દોમાં વિશ્વાસ આવતો ન હતો.

'હા. હા. હું જઈશ.' વિક્રમે કહ્યું. ને રાજાનો માણસ બોલાવવા આવ્યો, ત્યારે તે ગયો. તે જેવો રાજસભામાં આવ્યો કે તરત જ બધા ઊભા થયા. તેને સિંહાસન પર બેસાડવામાં આવ્યો. સિંહાસન પર બેઠેલો વિક્રમ દેવની

જેમ શોભવા લાગ્યો. તેણે ચોતરફ જોયું, ને પછી બોલ્યો,
'અત્યારે હું રાજા છું ને?'

'જી.' ઘરડા પ્રધાને કહ્યું.

'તો હું કહું તેમ કરો. વાટે ને ઘાટે મધનાં માટલાં મૂકો. બાકળા, વડાં, ખીર, સાકર, શરબત મૂકો. મીઠાઇ રસ્તાઓ પર પાથરો, કસ્તુરી અને ફૂલો જ્યાંત્યાં વેરો. નગરને શણગારો. જ્યાંત્યાં સુખવાસ મૂકો.'

વિક્રમના કહેવા પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી.

રાત થઈ. નગર સૂતું છે. કોઇ જ જાગતું નથી તે વખતે વૈતાલ આવ્યો. ખાવાનું ખાતો કસ્તુરી અને ફૂલોની સુગંધથી ખુશ થતો, મહેલ તરફ પગલાં ભરવા લાગ્યો, ત્યારે વિક્રમ તલવાર લઈ છુપાઇ રહ્યો.

પાન સોપારી ચાવતો વૈતાલ મહેલમાં આવી બોલ્યો, 'આજના રાજા, મારી સામે આવ. હું તારા પર પ્રસન્ન થયો છુ. તુ જે માગીશ તે આપવા તૈયાર છું.'

રાજા વિક્રમ વૈતાલ પાસે આવ્યો ને માથું નમાવી ઊભો રહ્યો એટલે વૈતાલે કહ્યું, 'માગ, માગ. તું જે માગે તે હું આપું?'

'તમે મારું માગ્યું આપશો?' વિક્રમે પૂછ્યું.

'હા, હા.' વૈતાલે કહ્યું.

'તો મારું આયુષ્ય કેટલું છે તે નક્કી કરી લઈ આવો.'

'ઓહો, બસ એટલું જ ને?' કહી વૈતાલ ગયો. બ્રહ્માજીને વિક્રમનું આયુષ્ય પૂછી તે પાછો આવ્યો. ને કહ્યું,

'તારું આયુષ્ય એકસો પાંત્રીસ વરસ સાત મહિના દશ દિવસ અને પંદર ઘડી છે.'

'ઠી....ઈ...ક,' વિક્રમે કહ્યું, 'તો હવે તેમાંથી એક દિવસ ઓછો અથવા વધારે કરાવી આવો તો મારું માગ્યું તમે આપ્યું કહેવાય.'

'મારે જરૂર તને તારું માંગ્યું આપવાનું.' કહી તે ભગવાન વિષ્ણુ પાસે આવ્યો ને વિક્રમના આયુષ્યમાંથી એક દિવસ ઓછો અથવા વધારવા કહ્યું. ત્યારે ભગવાન વિષ્ણુએ કહ્યું, 'એના આયુષ્યમાંથી એક ઘડી કે પળ ઓછી થઇ શકે અથવા વધી શકે નહિ.'

વૈતાળ આ સાંભળી વિક્રમ પાસે આવ્યો ને કહ્યું, 'તારા આયુષ્યમાંથી એક પળ પણ ઓછી થઈ શકે તેમ નથી, તારું આયુષ્ય ઓછું કે વધતું થઇ શકે તેમ નથી.'

'તો તેં મારું કામ શું કર્યું ? વચન શું પાળ્યું ?' કહેતા વિક્રમે તેના વાળ પકડી તલવાર કાઢી 'તારાથી મરણનો સમય આવ્યા પહેલાં મારો નાશ થઇ શકે તેમ નથી, તો પછી તારા જેવા પાપના કરનારને મારતાં....'

'બસ, બસ, વિક્રમ રહેવા દે.' વૈતાળ બોલ્યો, 'હું તારી પાસે હાર્યો છું. હું તારા કહેવા પ્રમાણે ચાલવા તૈયાર છું.' કહી વૈતાલે માતા હરસિદ્ધના સોગન ખાધા ને વચન આપ્યું. પછી કહ્યું, 'તારે મારા ખાવા પીવાની વ્યવસ્થા કરવી પડશે.'

વિક્રમે કબૂલ કર્યું. એટલે વૈતાલ ત્યાંથી જવા તૈયાર થયો. જતાં જતાં કહ્યું, 'તું જે વખતે મને યાદ કરીશ તે

વખતે હું આવીને હાજર થઇશ.'

વૈતાળ ગયો ને વિક્રમ શાંતિથી સૂતો.

બીજા દિવસનું વહાણું વાયું. પ્રધાન મહેલે આવ્યો. વિક્રમને જીવતો જોઇ આનંદ પામ્યો. આ સમાચાર ગામમાં ફેલાયા. ઘેર ઘેર આનંદ ઓચ્છવ થઈ રહ્યો. ત્યારે જેને ત્યાં મુકામ કર્યો હતો તે કુંભારને ત્યાં રડારોળ થઇ રહી.

રાત પડી રાજા વિક્રમ નગરચર્ચા જોવા નીકળ્યો. નગરચર્ચા જોતાં જોતાં તે કુંભારના ઘર આગળ આવ્યો. ત્યારે ઘરમાં બોલાબોલ થઇ રહી હતી. તકરાર ધીમે ધીમે વધવા માંડી. એ તકરારમાંથી મરવા મારવા સુધી વાત પહોંચી ગઇ. કુંભારનો છોકરો ગુસ્સામાં ને ગુસ્સામાં ઘરમાંથી બહાર નીકળ્યો એટલે વિક્રમ સામે આવ્યો. વિક્રમને જોઈ કુંભારના છોકરાએ કહ્યું, 'હે ભાઈ, તારે જે જોઈએ તે લઇ લે પણ મને જવા દે....'

'પણ ક્યાં ?

'મરવા માટે. આજ મારા બાપાએ મારું ભવિષ્ય બગાડયું. મારે બદલે મુસાફરને મરવા મોકલી મને ભિખારી બનાવ્યો.'

'તેમાં ગભરાવાનું શું ?' વિક્રમે કહ્યું, 'તમારે ત્યાં જે મુસાફર ઉતર્યો હતો તે બીજો કોઈ નહિ પણ હું જ છું. તમારે રાજ જોઈએ છે ને ! ચાલો, હું તમને રાજગાદી પર બેસાડું પણ મરશો નહિ.'

વિક્રમના શબ્દો સાંભળી તે વિચારમાં પડયો. થોડી

ત્યાર પછી બોલ્યો, 'મારે કુંવારને વળી રાજ શું કરવું છે? મને તો થોડી માલમત્તા મળી હોત તો....'

'તો તે તને મળશે. તું શાંતિ રાખ.' કહી વિક્રમ ગયો. ને બીજે દહાડે સવારે તેને બોલાવી તેનાથી લેવાય તેટલું ધન લઈ જવા કહ્યું.

હે રાજા ભોજ," પવિત્ર પૂતળી બોલી, "તમારાથી આવાં કામ થાય તેમ હોય તો સિંહાસન પર પગ મૂકજો."

કહી પૂતળી ચાલી ગઈ.

'એ કથા પૂરણ થઈ' કહે કવિ શામળદાસ.

---



"રાજા ભોજ, સિંહાસન પર બેસવા અધિરો થા મા." બાળા પૂતળી બોલી.

ધારાનગરીનો રાજા ભોજ દૈવતાઇ સિંહાસન પર બેસવા અધીરો થયો હતો. તેને સિંહાસન પર બેસવા શુભ મુહૂર્ત જોવડાવ્યું છે, અને જ્યાં બેસવા જાય છે, ત્યાં તો તેને બાળા પૂતળીએ રોકયો. એટલે ભોજે પૂછ્યું, "મને બેસતાં શા માટે રોકો છો?"

"રાજા ભોજ," બાળા પૂતળી બોલી, "આ તો પરદુઃખભંજન મહારાજા વિક્રમનું સિંહાસન છે. જે પર-દુઃખભંજન હોય, જે પરનારનો સહોદર હોય તે જ આ સિંહાસન પર બેસી શકે તું મહારાજા વિક્રમની સરખા-મણીમાં ઊભો રહી શકે તેમ છે? તેમણે જે કામ કર્યું છે તે તારાથી થાય તેમ છે? સાંભળ :

તેમના રાજ્યમાં કોઈને દુઃખ ન હતું. સાગ્યા મેહ વરસતા હતા. પ્રજા સંતોષી જીવન ગાળતી હતી. વર્ણાશ્રમ ધર્મનું યથાર્થ રીતે પાલન થતું હતું. પાપીઓને તેમના કર્મની સજા થતી હતી.

મહારાજા વિક્રમ નિયમિત રાત્રે નગરચર્યા જોવા નીકળતા. ચોરેચૌટે, પોળે પોળે ને ઘેર ઘેર થતી વાતો સાંભળતા. એક દિવસ તે જ્યારે નગરચર્યા જોવા નીકળ્યા હતા ત્યારે તેમણે ભીલનો વેશ ધારણ કર્યો હતો. તેથી તેમને કોઈ ઓળખી શકે તેમ ન હતું.

નગરમાં ચર્યા જોઈ વિક્રમ રાજા નગર બહાર આવ્યા. ત્યાં તેમણે ચાર જણને જોયા. એટલે તે કોણ છે અને શું કરવા માગે છે તે જાણવા દૂર ઊભા રહ્યા. તે વખતે એકજણે પોતાના સાથીદારોને કહ્યું,

'આપણે જોઈએ પહોરો ગરથ, ચારે જણ છીએ સમરથ'

'પણ આપણામાં કેટલું પાણી છે તે તો પહેલાં નક્કી કરીએ?' બીજાએ કહ્યું.

'હા. હા. બરાબર.' બધા બોલ્યા. પછી એક જણે કહ્યું, 'જમીનમાં ગમે ત્યાં ધન સંતાડેલું હોય તે હું

જાણી શકું છું.'

'ભલેને વજ્ર કોટડી હોય, પણ તેને હું તોડી શકું છું.' બીજાએ કહ્યું.

'હું ભલભલા મનવશવાળાને પણ ઊંઘાડી શકું છું.' ત્રીજાએ કહ્યું.

'વનચર પક્ષીઓ જે કાંઈ બોલે છે તે હું સમજી શકું છું.' ચોથાએ કહ્યું.

'તો ચાલો નગરમાં, આજ પાસા પોબાર પાડી લઈએ.' એક કહ્યુ. ને ચારે જણા ચાલ્યા નગરમાં. રાજા પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યો. રસ્તે ચાલતાં બ્રાહ્મણોનાં ઘર આવ્યાં. એકે કહ્યું, 'અહીં ખાતર પાડીશું?'

'છીઃ' બીજો બોલ્યો, 'પેટ પાટા બાંધી આખો દહાડો ગામમાં ભટકતો ફરે તેના નિસાસાનું ધન આપણને સુખી નહિ જ થવા દે.'

બોલતા તે આગળ વધ્યા. વાણિયાના ઘર આવ્યાં. 'અહીં ?'

'નારે ભાઈ, પ્રાણને પારકો કરનાર, પઈ પઈનો હિસાબ કરનાર, પાઈ પણ જેના હાથથી છૂટે નહિ તેમના ઘરમાં ખાતર શા પાડવા? ચાલો આગળ.'

ચોર આગળ ચાલ્યા. ગુણકાનો વાસ આવ્યો એટલે પૂછ્યું, 'અહીં?'

'નારે ભાઈ, પૈસા ખાતર પોતાનું શરીર દેખાડનારને ત્યાં તો ચોરી કરે શો લાભ? હજી ચાલો આગળ.'

ચોર આગળ જાય છે. ભાટવાડો આવ્યો એટલે પૂછ્યું, “આ ભાટોને ત્યાં ખાતર પાડીશું ?'

'પૈસા માટે 'બાપા, બાપા' કહેનારને ત્યાં તો વળી ખાતર શી રીતે પડાય? તેનો માલ લઈએ તો કોઢ નીકળ્યા વગર ના રહે. માટે આગળ ચાલો.'

ચાલતા ચાલતા સોનીવાડામાં આવ્યા. ત્યાં પણ મન ન માન્યું. ચારણ લોકોનાં રહેઠાણ છોડી આગળ વધ્યાં. સુથારવાડો જોયો. પણ તેમનું મન ન માન્યું. આગળ ચાલ્યા. રાજાનો મહેલ આવ્યો એટલે પૂછ્યું, 'અહીં ખાતર પાડીશું ?'

'ચોક્કસ.' બીજો બોલ્યો, 'મારવો તો મીર ને લૂંટવો તો ભંડાર. રાજા રૈયતને લૂંટે, આપણે તેને લૂંટીએ.' રાજાને ત્યાં ખાતર પાડવાનું નક્કી થતાં એકે પૂછ્યું, 'તો ભાઈ કહે, ધન ક્યાં આગળ છે?'

'રાજા જ્યાં સૂવે છે તે ખંડમાં રાખેલા પલંગના પાયા હેઠળ ચાર કળશ છે. એ કળશમાં અનગળ દ્રવ્ય છે.'

'તો હું ત્યાં પહોંચી જાઉં.' બીજાએ કહ્યું, અને બારણાં તોડી જમીન ખોદવા માંડી. જ્યારે ત્રીજાએ બધાંને પોતાની વિદ્યાથી ઉંઘાડયાં. ચોકીદારો ઊંઘ્યા. કૂતરાઓ ઊંઘ્યા. એટલે ચાર કળશ લઈ બહાર આવ્યા. રાજા વિક્રમે આ જોયું. એટલે તેમની વિદ્યાની પ્રશંસા કરતા મનમાં બોલ્યા, 'જોઉં તો ખરો કે હવે એ ધન લઈને ક્યાં જાય છે?'

ચોરો ધન લઈને આગળ જાય છે. રાજા પાછળ પાછળ જાય છે. તેવામાં વનચર બોલ્યા એટલે વનચરની ભાષા જાણનારે કહ્યું, 'ભાઈઓ, હવે ચેતીને ચાલો. ધનનો

માલિક ધનને જોઈ રહ્યો છે. તે આપણા બુરા હાલ કરશે,. માટે પર્વતની ગુફામાં આ ધનને સંતાડીએ. ચાર પાંચ દિવસ પછી આપણે આવી આ ધન લઈ જઈશું.'

બધાને આ વાત ઠીક લાગી. ધનને પર્વતની ગુફામાં સંતાડી ચારે જણા ગયા, એટલે રાજા વિક્રમ વિચારમાં પડયા. તેમણે ચોરોને ઓળખ્યા ન હતા. એકની પાછળ જાય ને બીજો આવી ધન કાઢી જાય તો ? રાજા વિક્રમે તે આખી રાત ત્યાં જ કાઢી.

સવાર થયું. રાજા મહેલે આવ્યા, ત્યારે ચોરીની બૂમરાણ થઈ રહી હતી. આખો દહાડો કળશની શોધ ચાલી પણ કળશ હાથમાં 'આવ્યા નહિ.

ચાર ચાર દિવસના વાણાં વાયાં. ન તો ચોરીનો માલ હાથ આવ્યો કે ન તો ચોર હાથ આવ્યો. પાંચમા દિવસની રાતે રાજા વિક્રમ વહેલ જોડી જયાં કળશ દાટયા હતા ત્યાં જવા લાગ્યો, કળશને લઇ પાછો આવતો હતો ત્યારે રસ્તામાં ચાર માણસોને તેણે આવતા જોયા, રાજાની લગભગ તે લોકો ભેગા થયા એટલે રાજાએ તેમને પકડી કહ્યું, 'તમે કોણ છો ? મધરાતે કયાં જાવ છો ? ' એ ચારમાંથી એક આગળ આવ્યો ને બોલ્યો, ' ભાઈ, અમને અમારા રસ્તે જવા દે, તું તારે રસ્તે જા. અમારી પાસે તને લાભ થાય તેવું તો કાંઈ છે નહિ. જોઇતો હોય તો અમારો જીવ લઈ લે.'

રાજાએ આ શબ્દો સાંભળ્યા એટલે આશ્વાસન આપી પૂછયું, 'ભાઇ, શા દુઃખે મરવા તૈયાર થયા છો ? તમારા મને કહો, તમને લાભ થશે ? '

'અરે ભાઈ,' પેલો બોલ્યો, 'અમે ઘણા ગરીબ માણસો છીએ. પેટનું પૂરું થાય એટલુંય અમારી પાસે નથી. મહેનત કરવા છતાં ફૂટલું તકદીર જોર કરતું નથી. આ છોકરાનાં લગ્ન લીધા છે. પણ પૈસા વગર આગળ ડગલું શી રીતે મૂકાય ? તેથી અમે અંધારી રાતે ગામ છોડી નીકળ્યાં છીએ. દૂર દૂર જતાં રહેવાથી અમારી આબરૂ તો સચવાશે'

'અહીં રહો. તમારી આબરૂ સાચવી આપીશ.' વિક્રમે કહ્યું.

'તમે ?' પેલા રાજા વિક્રમ સામે જોતાં બોલ્યાં.

'હા, આ તમારો, માતા હરસિદ્ધનો સેવક તમારી આબરૂ સાચવશે. જુઓ આ મારી પાસે કળશ છે. તેમાં ધન છે. તેમાંથી તમારે જોઈએ તેટલું ધન લઈ લેજો.'

રાજા વિક્રમે કળશ ઉઘાડયા. ધન જોઈ બ્રાહ્મણ ભાઈના મન ડગી ગયાં. થોડે ધને સંતોષ માનવાનો વિચાર જતો રહ્યો. ધન માટે ગામ છોડવા તૈયાર થયા હતા તે વાત ભૂલી ગયા ને કહેવા લાગ્યા, 'રાજા, જો તારે ધન આપવું હોય તો આ ચારે કળશ અમને આપી દે.'

રાજાએ હસી ચારે કળશ તેમને આપ્યા; અને તેમને ઘેર જઈ મૂકી આવ્યો. બીજે દિવસે બ્રાહ્મણ ભાઈએ તો લગ્નની તડામાર તૈયારીઓ કરવા માંડી. લોકોને જમવા નોતરાં દીધાં.

સમા સહુને નોતર્યાં સહુને દીધી આશ.
'નિત્યે ભોજન તમે કરો ખરા પૂરા ખટ માસ.'

બ્રાહ્મણને ત્યાં લગ્નની ધમાલ ચાલી રહી છે. કળશમાંથી બીજા દિવસે ધન કાઢવા મનથી નક્કી કર્યું છે ત્યાં તો રાત પડી.

હવે આ બાજુ પેલા ચાર ચોર ભેગા થયા ને જ્યાં કળશ દાટ્યા હતા ત્યાં ગયા. પણ ત્યાં કળશ ન હતા. એટલે એક કહ્યું, 'ગમે તેમ થાય પણ આ ધન આપણે શોધી કાઢવું જોઈએ.'

'ચોક્કસ, એમ એ ધન થોડું જ જતું કરાશે?' બીજાએ કહ્યું.

ચારે જણા નીકળ્યા ને બ્રાહ્મણવાડામાં પેલા બ્રાહ્મણના ઘર આગળ આવ્યા, એટલે ધન દાટેલું જાણનારે કહ્યું, 'આ બ્રાહ્મણના ઘરમાં ખાતર પાડો. આપણું ધન મળશે.'

બીજાએ ઘરમાં જવાનો રસ્તો કર્યો. ત્રીજાએ બધાંને ઉઘાડી દીધાં ને કળશ કાઢી ચાલવા માંડ્યું. સવાર થઈ. બધાં જાગ્યાં. ઘરમાં ખાતર પડેલું જોયું. સાથે જ તેમને ધ્રાસકો પડ્યો. રાજા ધનને ચોરી ગયો છે, તેમ માની કહેવા લાગ્યા, 'આ તો આપણું નાક લીધું. રાજાએ આપણને ધન તો આપ્યું પણ પછી ગરદન ઘાલી. આપણે તેના ...રણે જઈ જીવ આપીએ. એના સિવાય બીજા કોઈને ... કળશની ખબર જ નથી.' બોલતા ચારે જણાં રાજાના ...હેલ આગળ આવી મરવા તૈયારી કરવા લાગ્યાં. દાતણ ... રાજાએ આ જોયું. એટલે રાજા તેમની પાસે આવ્યો ...ે બ્રાહ્મણે કહ્યું,

'દુષ્ટ પાપી ચંડાળ.' ઘણીક દીધી મુખથી ગાળ.

રાજા એ ગાળોને સહન કરતો કહેવા લાગ્યો, 'પણ છે શું ? શા માટે આમ કરો છો ?'

'આમ ના કરીએ તો બીજું શું કરીએ ?' કહી ધનની ચોરીની વાત કહી. રાજાએ કહ્યું, 'હું સોગંદથી કહું છું, મેં તમારું ધન લીધું નથી. તમે જોઇએ એટલું બીજું ધન લઇ જાવ. સુખેથી લગ્ન કરો હું એ કળશની શોધ કરી તમને પાછા આપીશ.'

બ્રાહ્મણો ધનને લઇ ગયા પણ વાત વાયરો લઈ ગયો. બધે જ આની ચર્ચા થવા લાગી. રાજા તે કાને સાંભળતો. બધાંની વાતો સાંભળીને તે નિર્ણય પર આવ્યો, 'મારે ચાર કળશ શોધી આપવા જોઇશે. બધાના મનમાં મારા પર વહેમ છે. મારે તે વહેમ દૂર કરવો જ જોઈશે.' વિચારતા રાજાએ મહાકાળેશ્વરની પૂજા કરી માતા હરસિદ્ધનું ધ્યાન ધર્યું. ને ઘેર આવ્યો. બીજે દિવસે સભા ભરી બેઠો. પોતાના ડાહ્યા પ્રધાન સાથે 'શું કરવું ?' તેની ચર્ચા કરી ને અધિકારીઓને એ કળશ શોધી લાવવા હુકમ કર્યો.

ચોમેર તપાસ ચાલી રહી છે. માણસોને ઓળખનારાને ભેગા કર્યા. તેમને સમજાવ્યા. પણ કાંઈ અર્થ સર્યો નહિ. પછી મદિરા પીનારા, નશા કરનારાઓ અને જેલમાં જઇ આવેલાઓને ભેગા કર્યા, ત્યાં પણ પરિણામ કાંઈ જ આવ્યું નહિ. મહાજનો ભેગા કર્યા. તો પણ કાંઇ જ અર્થ સર્યો નહિ આમ કરતાં અગિયાર દિવસ થયા. રાજાએ અન્ન પાણીનો ત્યાગ કર્યો.

'નથી ?' રાજા આંખો કાઢી બોલ્યા, 'જો તમે એ કળશ નહિ આપો તો જમીનમાં થાટી ઈંટાળી કરવામાં આવશે. માટે એ ધન બતાવી દો કે લાવી દો.'

'રાજાજી' ચોર બોલ્યો, 'તમે મારી નાંખશો તેથી શું એ ધન તમને થોડું જ મળવાનું છે? તમે અત્યારે ચોર કહેવાયા છો પછી શું? અમે કદી પણ કબૂલ કરવાના નથી. અમારી આબરૂ ખોવાના નથી.'

'ભાઈઓ,' વિક્રમે કહ્યું, 'તમે કહો તેમ તમારું મન મનાવું પણ એ કળશ આપો, કોઈ જ તમારું નામ લેશે નહિ. વળી તમારી વિદ્યાને હું જાણું છું. તમને કહો તો ગામ લખી આપું, પ્રધાન બનાવું.'

રાજાએ ઘણા સમજાવ્યા ત્યારે પેલા ચોરોએ કળશ લાવી રાજાને આપ્યા. રાજાએ બ્રાહ્મણના કુટુંબને બોલાવ્યું. બ્રાહ્મણ કુટુંબ આવ્યું. એટલે,

પ્રણામ કર્યાં પગે નમી સ્તુતિ કીધી તે સાથ,
'હું અપરાધી અતિ ઘણો હું છુ બ્રહ્મનો રાંક.'

કહી કળશ આપ્યા. બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા ને રાજા કળશ બ્રાહ્મણને ઘેર મૂકી આવ્યો. પેલા ચોરોને રાજી કર્યા."

પૂતળી કહે "સાંભળ રાય પરદુઃખભંજન તે કહેવાય."
એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ.
'એ કથા પુરણ હવી' કહે કવિ શામળદાસ.

# [illegible] વાત

"ઇંદ્રના પુત્રના સિંહાસન પર રાજા એમ ના બેસાય." સિંહિકા પૂતળી બોલી, "એમણે જેવાં કામ કર્યાં તેવાં કરો તો જ સિંહાસન પર બેસાશે."

"હે પૂતળી," રાજા ભોજ બોલ્યા, "મહારાજા વિક્રમે એવાં તે શાં કામ કર્યાં હતાં?"

"તે જાણવા છે? તો સાંભળ.

એક વખત રાજા વિક્રમ સભા ભરીને બેઠા છે, ત્યાં કાવડિયા આવ્યા. આ લોકો વૈજનાથને જળ ચઢાવવા જતા હતા. રાજાએ તેમનો સારો સત્કાર કર્યો ને કહ્યું, 'મારે લાયક કાંઈ કામ હોય તો કહો.'

'અમે તો ફરતા ફરતા અહીં આવ્યા છીએ, આ ગામ જોઈશું. ક્ષિપ્રામાં નાહીશું અને પછી આગળ જઈશું.'

રાજા તેમના વચન સાંભળી ખુશ થયો. તેમને જમાડયા. વાટખરચી આપી વળાવ્યા, તે પછી રાજાએ તીર્થ કરવા વિચાર કર્યો. પ્રધાનને રાજપાટ સોંપી જાત્રાળુનો વેશ ધારણ કરી ખાંધે કાવડ મૂકી તીર્થ કરવા ચાલ્યો.

ઘણાં તીર્થ ફરી રાજા કર્ણાટકમાં આવ્યો. ગામ[illegible] ચોકમાં એક ગરીબ વાણિયાની દુકાન હતી. [illegible] દુકાને કાવડ દૂર મૂકીને બેઠો. મોઢું ધોયું, પા[illegible]

એટલામાં તો પેલા વાણિયાની દુકાને ઘરાકોનો દરોડો પડચો. તેની દુકાનનો માલ વેચાઇ ગયો. વાણિયાએ રાજાના પગલાંનો પ્રતાપ માન્યો.

'સંધ્યા સમય થયો, એટલે પેલા વાણિયાએ રાજાને કહ્યું, 'તમે મારે ઘેર આવી ઘર પાવન કરો. મારા ઘરનો સૂકો રોટલો ખાઈ ઉપકાર કરો.'

'ભાઈ,' વિક્રમે કહ્યું, 'મારે આજ ઉપવાસ છે એટલે જમવું તો નથી; પણ મને તારે ત્યાં રહેવા દે તો રહું ખરો.'

'ઘણી ખુશીથી.' કહી રાજાને લઇ વાણિયો ઘેર આવ્યો. ઘરનાં માણસોને બધી વાત કહી.

રાજા વાણિયાને ત્યાં રહ્યો, તે દહાડાઓમાં વેપાર ધમધોકાર ચાલવા માંડયો. તે આપતાં થાકે એટલા ઘરાકોની ભીડ જામવા લાગી.

રાજાને રહેતા આઠ દહાડા થયા. વાણિયાને બે પૈસા ગાંઠે થયા. પૈસાની ચિંતા દૂર થતાં છોકરી પરણાવવા વિચાર આવવા લાગ્યા. વરની શોધકરવા માંડી. જે જે વર બતાવવામાં આવતા તે કન્યા નાપસંદ કરતી. ત્યારે ભાભી મોઢું ફુલાવી બોલી, 'એ શાના વાણિયા સાથે પરણે ? એ તો વિક્રમ રાજાને પરણશે.'

'વિક્રમ વિના પુરુષ જે થાત તે મારે માડીજાયો ભ્રાત.
પરણું તો રાજા વિક્રમને પરણું.'

આ શબ્દો રાજા વિક્રમે સાંભળ્યા. એટલે તેણે આગળ શું થાય છે તે જોવા ત્યાં રહેવા વિચાર કર્યો. તે રાતે જ્યારે બધાં ઊંઘી ગયાં હતાં ત્યારે પેલી છોકરી ઘરમાંથી બહાર નીકળી. રાજાએ તેને જોઈ એટલે તે પણ ઊઠયો. ને તેની પાછળ જવા લાગ્યો. ચાલતી ચાલતી છોકરી કૂવા પાસે આવી ને કૂદી અંદર પડવા તૈયાર થઈ. રાજાએ આ જોયું એટલે દોડતો તેની પાસે જઈ તેનો હાથ ઝાલી કહ્યું, 'શા માટે કૂવામાં પડવા તૈયાર થઇ છે? જો સાચી વાત ન કહે તો તને બ્રહ્મહત્યાનું પાપ.'

રાજાએ સોગંદ આપ્યા એટલે છોકરીએ પોતાના મનની વાત કહેતા કહ્યું, 'ભાભીએ મેણુ માર્યું', મેં મનથી રાજા વિક્રમને પરણવા નક્કી કર્યું'. પણ રાજા વિક્રમ મને કયાંથી મળે? એટલે હું આપઘાત કરવા આટલી રાતે ઘેરથી અહીં આવી છું'. અને કૂવામાં પડતા જે પાપ થાય, તે રાજા વિક્રમને માથે.'

છોકરીના શબ્દો સાંભળી રાજા હસી બોલ્યો, 'અરે તું અને પાપ રાજાને એવું તો થતું હશે? હવે બધી વાત જવા દઇ પાછી ઘેર જા.' પણ છોકરી તો એકની બે થઈ નહિ. કૂવામાં પડવા જાય છે. ત્યાં તો રાજા વિક્રમે હાથ ઝાલ્યો. એટલે છોકરી બોલી,

'પરનારીનો કર ઝાલ્યો થયું કન્યા વ્રત ભંગ
હવે જો બીજો વરૂં તો ઝાંખી થાયે અંગ'

કહેતાં તેણે કૂવામાં પડવા શરીર વાળ્યું. એટલે વિક્રમે ', 'તું જેને પરણવા માગે છે તે જ હું વિક્રમ છું'.'

'હૈ !' છોકરી વિક્રમને જોતાં બોલી.

'હા, હા.' કહેતા વિક્રમે ત્યાં કેમ આવ્યો તે કહ્યું ત્યારે પેલી છોકરીએ કહ્યું, 'અત્યારે તમે મારી સાથે ગાંધર્વવિવાહ કરો. મને ઋતુદાન આપો.'

રાજા આ સાંભળી વિચારમાં પડી ગયો. આખરે તેને ગાંધર્વલગ્ન કરી ઋતુદાન આપ્યું. સવાર થયું. તેણે ગામ છોડી આગળ જવા વિચાર કરતાં એક ચિઠ્ઠી લખી છાની-માની છોકરીને આપતાં કહ્યું, 'આગળ પર આ કામ આવશે.' કહી ખરચ માટે સોના મહોરો આપી. એટલામાં ઘરનાં બધાં ઊઠયાં. બધાંને હળીમળી તે આગળ ચાલ્યો.

રાજા તો આગળ જાય છે તીરથ કરે છે. ત્યારે પેલી છોકરીને ઈશ્વરકૃપાએ દિનપ્રતિદિન દિવસ ચઢતા જાય છે. આ જ્યારે તેના માબાપે જાણ્યું ત્યારે તેનો તિરસ્કાર કર્યો. સોજાઈ મોઢું ગચકોડી બોલી, 'બેન તો રાજા વિક્રમ જોડે પરણ્યા.'

આ બધાંના શબ્દો છોકરી મોટું પેટ કરી ગળી જતી હતી. તે અત્યારે 'પોતે વિક્રમ જોડે પરણી છે' તેવું કહે તો પણ કોઈ માને તેમ ન હતું.

છોકરીનાં માબાપ લોકોથી ડરતાં હતાં એટલે તેમણે છોકરીને ઘરમાંથી કાઢી મૂકી. પવિત્ર મનની છોકરી પેલી ચિઠ્ઠી અને સોના મહોરો લઈ ચાલી નીકળી. એક ઘર ભાડે રાખી રહેવા લાગી. લોકોના મોઢે ગરણું થોડું હતું ? બધાં મન ફાવે તેમ બોલતા હતા. ને દિવસો એક પછી એક જતા હતા.

પૂરે મહિને પુત્રનો જન્મ થયો. તે છોકરાને તે ઘણી કાળજીથી ઉછેરતી, તેજસ્વી છોકરો જોઈ બધા તેને જોવા આવતા. દેવરૂપ જેવો છોકરો રાતે ન વધે એટલો દહાડે વધે ને દહાડે ન વધે એટલો રાતે વધે. તેની માએ તેનું નામ રાજરતન પાડયું, તેના જન્માક્ષર કરાવ્યા. જોષી મહારાજે ગ્રહો જોઈ 'ચક્રવર્તી છે.' એમ કહ્યું.

ઉંમરે વધતા રાજરતનને ભણવા મૂક્યો. ત્યાં તેની હોંશિયારીથી વિદ્યાગુરુ તો આભા જ થઇ જતા ગુરુને તેના પર ભાવ જોઈ ઈર્ષાથી બળતા છોકરા તેને પાછળથી નબાપો કહેવા લાગ્યા. એક દિવસ તેણે એક છોકરાને માર્યો એટલે છોકરાએ ગોઢે ચઢીને કહ્યું, 'ઓ નબાપા, તું મને શું કરવા મારે છે ?'

આ સાંભળી રાજરતનના મનમાં આગ ભડકી ઊઠી. તે ઘેર આવ્યો. તેની માને પૂછવા લાગ્યો, 'બા, બા, આજ બાર બાર વરસનાં વાણા વાયા પણ મારો બાપ મને દેખાતો કેમ નથી ? બધા મને નબાપો કેમ કહે છે ? સાચી વાત શુ છે ? તુ તો તીર્થરૂપ મારી મા છે. પણ મારો બાપ કયા છે ? સાચુ કહે નહિ તો બ્રહ્મહત્યાનું પાપ.'

રાજરતનની મા પાપના ભયથી ધ્રૂજી ગઈ. તેણે વાત કરતા વિક્રમનો લખેલો કાગળ તેના હાથમાં આપ્યો. રાજરતને તે કાગળ વાચ્યો. વાંચતાં તેનુ મન આનંદમાં આવી ગયુ. તે બોલ્યો, 'બા, બા, ખરેખર હુ ભાગ્યશાળી છું. વિક્રમ રાજાનો હું પુત્ર છું. એમની ઇચ્છા એમનો

જાતે જ મને ઓળખવાની છે, તો હું એમને મને ઓળખવા ફરજ પાડીશ. ત્યારે માથેથી મહેણું ટાળીશ.' કહી માને પગે લાગી આશીર્વાદ લઈ ઘોડા પર બેસી તે ઉજ્જેન તરફ ચાલ્યો.

કેટલેક દહાડે તે ઉજ્જેનમાં આવી પહોંચ્યો. તેણે વાડીમાં મુકામ કર્યો. તેવામાં રાજાની માલણ ત્યાં આવી. તેણે રાજકુમારને જોયો. તેનું તેજ જોઇ આભી જ બની ગઇ. રાજકુમારે માલણને જોઇ એટલે તેની પાસે જઇ કહ્યું, 'પરદેશી મહેમાન આવ્યો છે ને બેનને માટે કાપડું લાવ્યો છે.' કહી ગળામાંથી હાર કાઢી માલણને આપ્યો.



હાર લેતાં માલણ બોલી, 'ઘણું જીવો માડીજાયા વીર.' કહી તે તેને પોતાને ઘેર લઇ ગઇ. તેનો સારો સત્કાર કરી વાત પૂછવા લાગી. ત્યારે રાજકુમારે કહ્યું, 'મારે રાજા સાથે કામ છે માની લો કે હું રાજાનો ચોર છું. ઘરમાં રાખી શકો તેમ હો તો રાખો, નહિ તો ના પાડો.'

'અરેરે, એવું શું બોલ્યા મારા ભાઇ, રાજા ખિજાશે તો માથું કાપી લેશે, પણ મહેમાન તો દેવ જેવા, તેને જાકારો થોડા દેવાય ? સુખેથી આ ઘરમાં રહી અને મરજી

'અમારે વર્તો.'

સવાર થઈ એટલે માલણ ફૂલ ભેગાં કરવા લાગી, તે વખતે રાજરતને કહ્યું, 'બેન. હું એક કાગળ આપું તે કોઈ જાણે નહિ તેમ રાજા પાસે નાખજે.'

'વારુ.' હસી તે માલણ બોલી, 'લખી આપો.'

રાજરતને કાગળ લખી માલણને આપ્યો. ચતુર માલણે કોઈ જાણે નહિ તેમ રાજા પાસે નાંખ્યો.

એ કાગળ રાજાના હાથમાં આવ્યો, વાંચ્યો, ને બોલ્યો, 'આ કાગળ કોણે અહીં નાંખ્યો? આવો કાનો કાગળ લખનારો કોણ છે? સિંહણનું દૂધ પીધું હોય તો સામે આવે.' કહેતા વિક્રમે એક બીડું બનાવ્યું. પછી કહ્યું, 'જે કોઈ આ લખનારને પકડી લાવવાની હિંમત રાખતો હોય તે આ બીડું ચાવે.'

પણ કોઈ માઈનો પૂત બીડું ઉપાડવા તૈયાર થયો નહિ. રાજા વિક્રમ, મંત્રી અને સેનાપતિ વગેરે મોઢાં જોવા લાગ્યા, પણ કોઈ બોલ્યું ન હતું. કેટલીકવાર પછી સહદેવ અને મૂળદેવ તે બાજુએ થઈ નીકળ્યા. અને તેમણે પાનનું બીડું ઉપાડ્યું. ને તેઓ રાજા પાસે ગયા અને બોલ્યા, 'પંડિતજી, આ કામ જો તમે કરશો તો શું મળશે ઇનામ

આવી ચોરને કેમ પકડવો તેને વિચાર કરવા લાગ્યા. આ બાજુ રાજરતન પણ એ પંડિતોને કેમ હંફાવવા તેનો વિચાર કરવા લાગ્યો.

વિચારમાં સમય આગળ વધવા લાગ્યો બધાં સૂઈ ગયાં. રાજરતન તૈયાર થયો, તેણે સ્રીનાં કપડાં પહેર્યાં. પૂજાપાનો થાળ હાથમાં લીધો ને માલણના ઘરમાંથી નીકળ્યો. સહદેવ રાજાના ચોરની જ્યાં રાહ જોઈ બેઠો હતો ત્યાં આવ્યો. સહદેવે પૂછયું, 'રાજાની આજ્ઞાની ખબર નથી? રાજાના ચોરના મળતિયા સમજી તમને પકડવામાં પડશે.'

'હું બઈ માણસ રાજાના ચોરની સાથીદાર શી રીતે હોઈ શકું? મારે તો બાધા છે એટલે હું તો પૂજન કરવા જઉં છું.' કહી રાજરતન નયન ઈશારે સહદેવને ઘાયલ કરી આગળ વધ્યો. સહદેવનો જીવ પણ તેની પાછળ ચાલ્યો.

રાજરતન પૂજા કરી પાછો આવ્યો એટલે સહદેવે કહ્યું, 'કાંઇ પ્રસાદ આપશો કે બસ એમને એમ ચાલ્યાં જશો?'

'આપશું, આપશું.' હસીને રાજરતન બોલ્યો, 'પણ તમે અહીં કેમ બેઠા છો?'

'રાજાના ચોરને પકડવા. એ હાથમાં આવે કે હેડમાં ઘાલી દઈએ.' સહદેવ રાજરતનને કહી રહ્યો છે તે વખતે મૂળદેવ ત્યાં આવ્યો. તેને રાજરતનને જોયો. તેના હૃદયમાં તોફાન થવા માંડયું.

'હેડમાં શી રીતે ઘાલશો ?' નયનો નચાવતો બંને હૃદયને પરવશ કરતો રાજરતન બોલ્યો.

'એ આ....મ.' કહેતા બે ભાઈઓએ પોતાના ૧ હેડમાં ઘાલ્યા. પછી કહ્યું, 'પેલા ખીલા અંદર નાંખે

રાજરતને ખીલા નાંખ્યા. બંને ભાઈ ફસાઈ ગ રાજરતન હસવા લાગ્યો. ને બોલ્યો, 'રાજાનો ચોર હું છુ હું વૈરી નહિ પણ પુરુષ છું.' કહી હસતાં હસતાં તે બંને ભાઈઓના મોઢે મેસ અને-ચૂનો ચોપડી તે માલણ ત્યાં ગયો.

સવાર થયું. બંને ભાઈઓ ત્રાસ પામી રહ્યા દૂરથી તેમને હેડમાં પુરાયેલા જોઈ દરવાને રાજાને સમાચા આપ્યા. રાજાએ કહ્યું, 'તેને ગધેડે બેસાડી ગામમાં ફેરવ સભામાં લાવજો.'

રાજાની આજ્ઞા પ્રમાણે બે ભાઈઓને ગધેડા પર બેસાડ ગામમાં ફેરવી રાજા પાસે આણ્યા. રાજાએ સહદેવ અને મૂળદેવને ઓળખ્યા. મનથી દુઃખી થતા તેણે પૂછયું, 'આવી દશા કેમ થઈ?'

શું જવાબ આપે બિચારા ? રાજા આથી ચીડાયો ને ફરીથી પાનનું બીડું ફરાવી સભામાં મૂક્યું. મોટું ઈનામ આપવાનું કહ્યું.

લતો અને પતો બે ભાઈઓ ઊભા થયા અને પાનનું ડું ચાવી ગયા. તે પછી રાજાએ ગામમાં ઢંઢેરો પીટાવ્યો. લતા અને પતા નામનાં કંદોઈ ભાઈઓએ ઠગને પકડવા

બીડું ઝડપ્યું છે. જે કોઈ રાતના બહાર નીકળશે તેને આ ભાઈઓ પકડી જેલમાં નાંખશે.'

માલણે રાજરતનને બધી વાત કહી. રાજરતન ચૂપ રહ્યો.

રાતનો અમલ શરૂ થયો. ગામમાં શાંતિ છવાઈ ગઈ. રાજરતન મુસાફરનો વેશ ધારણ કરી ધીરે ધીરે ઘરમાંથી બહાર આવ્યો ને આ કંદોઈ ભાઈઓને ત્યાં ગયો. બારણે તાળું જોઇ તે બૂમો પાડવા લાગ્યો. આથી લલા પતાએ કહ્યું, 'અલ્યા, અત્યારે કોણ છે? જલદી ઘર ભેગો થઇ જા, નહિ તો કયાંક માર્યો જઈશ.'

'અરે બાપા, ગરીબ મુસાફર છું. ભૂખ્યો છું. રાત ભૂખે જાય તેમ નથી માટે દયા કરી કાંઈક આપો ને જે પૈસા થાય તે લ્યો. એક ભાઇ મીઠાઈ આલે ને બીજો ભાઈ પૈસા લે.'

'હા. હા, ઠીક.' કહી તેમણે મીઠાઈ આપવા માંડી. સારી રીતે મીઠાઈ ખાધા પછી પૈસા માટે પૂછયું. પેલા ભાઈઓએ પૈસા કહ્યા એટલે થોડી મીઠાઈ માંગી એકે મીઠાઈ આપવા હાથ જાળીમાંથી બહાર કાઢયો ને બીજાએ પૈસા માટે હાથ બહાર કાઢયો. રાજરતને બંનેના હાથ પકડી કચકચાવી જાળી સાથે બાંધી કહ્યું, 'હું રાજાનો ચોર છું.' કહી હસતાં હસતાં તે ત્યાંથી ગયો. રસ્તામાં ચોકીદારને કહ્યું, 'કંદોઇને ત્યાં ઠગને બાંધ્યો છે તે મને કહેવા મોકલ્યો છે.'

'સારું, સારું.' કહી ચોકીદાર તો રાજાને ખબર

આપવા ગયો. આ વખતે સવાર થઇ ગયું હતું. ચોકીદારે રાજાને વાત કરી. રાજાએ તેને સભામાં લાવવા કહ્યું. રાજાનો હુકમ થતાં જ પાંચ દસ સિપાઈઓ દોડયા. લલાપતાના ઘરમાં ગયા. ત્યાં લોકો ભેગા થઇ ગયા ને એ કંદોઈ ભાઇઓની ફજેતી જોઇ રહ્યા. રાજાને આ સમાચાર કહ્યા એટલે રાજાએ ગુસ્સે થઇ બીજુ પાનનું બીડું બનાવડાવ્યું. સભા વચ્ચે મૂકયું. પણ કોઈ બીડું ઉપાડવા તૈયાર થયું નહિ. રાજાનું મન ઉદાસ થઇ ગયું. તે વખતે ગુણકા ઊભી થઇને સલામ કરી પાન ચાવી ગઇ.

રાજાએ ગામમાં ખબર આપી. માલણે રાજરતનને ખબર આપી. રાજરતન હસીને વિચાર કરવા લાગ્યો.

જ્યારે આખુંય ગામ ઊંઘી ગયું હતું, તે વખતે તે ચાલ્યો ગુણકાને ત્યાં. ગુણકાને ત્યાં જઇ તેણે કહ્યું, 'તું તો અહીં બેસી રહી છે ને પણે ઠગ પકડવામાં આવ્યો છે'

'હેં!' ગુણકા બોલી, 'કયાં છે?'

'ચાલ, બતાવું.' કહી ગુણકાને સાથે લઈ તે ચાલ્યો. તેને એક ધરમશાળામાં લઈ ગયો. ત્યાં તેણે ગુણકાને પકડીને બાંધી. માથાના વાળ કાપી નાંખ્યા, પછી ગુણકાના મોઢે મેંશ ચોપડી તે ઘેર ચાલ્યો ગયો.

સવાર થતાં ગુણકાને જોતાં ધરમશાળામાં આવનારા ગભરાયા. 'ડાકણ ડાકણ'ની બૂમો પાડવા લાગ્યા. સિપાઈઓ આવ્યા ને તેને પકડી. ગુણકાએ રડતાં રડતાં ઓળખાણ આપી. એટલે તેને છોડી સભામાં લાવ્યા. રાજાએ ગુણકાની

રથા જોઈ મનમાં વિચાર કર્યો, 'મારા સિવાય આ કામ થનાર નથી.' આવો વિચાર કરી રાજાએ ગામમાં ખબર આપી. 'આજે રાજા પોતે જ ઠગને પકડવા નીકળનાર છે. માટે બધાએ ચેતીને ચાલવું.'

માલણે આ સમાચાર રાજરતનને આપ્યા. રાજરતન મનમાં સમજી ગયો.

રાત પડી. માતા હરસિદ્ધના મંદિરે જવા રાજા નીકળ્યો. રાજરતન પણ હથિયારો બાંધી માતાજીના મંદિરે જવા નીકળ્યો.

રાજા મંદિરમાં જઈ પૂજા કરી રહ્યો છે. માતાને વિનવી રહ્યો છે, 'મા, મા, તું જ મારી પડખે ઊભી રહે. ઠગને પકડવા બુદ્ધિ આપ.'

આ શબ્દો ત્યાં આવેલા રાજરતનના કાને પડયા. તેણે વિચાર કર્યો, 'રાજાને બહાર જ આવવા ન દઉં તો ? મારે પાણી પહેલાં પાળ બાંધવી જોઈશે.' બોલતા રાજરતને મંદિરનાં બારણાં બંધ કર્યાં, અને તાળું માર્યું, પછી ભીંત પર લખ્યું.

'ઉઘાડશે તે ખાશે માર,
એમાં મારશે ઠગનો બાપ મારનારો હું આપોઆપ.'

લખીને રાજા ઊઠે તેની રાહ જોતો ઊભો રહ્યો. રાજા પૂજા કરી ઊઠયો. બારણાં ઉઘાડવા જાય છે પણ બંધ કરેલાં બારણાં શી રીતે ઉઘડે ? રાજાએ બારણાં હચ-

મચાવ્યાં, પણ ઊઘડ્યાં નહિ ત્યારે તેણે જાળિયામાંથી જોયું તો રાજરતન જણાયો. એટલે તે બોલ્યો, 'અરે, કોણ છે? બારણું કેમ બંધ કર્યાં છે?'

'મારા ગામ ગરાસ લેવા. જો તે તમે નહિ આપો તો જોયા જેવું થશે.' કહી તે તો ત્યાંથી ચાલ્યો ગયો. ને સવાર થઈ. રાજરતને રાજમહેલે જઈ કહ્યું, 'રાજાજીએ ચોરને હરસિદ્ધ માતાના મંદિરમાં પૂર્યો છે. ને તમને ખબર કહેવા મને મોકલ્યો છે.' કહી તે તો ચાલ્યો ગયો. ચોકીદારે પ્રધાનને વાત કરી એટલે પ્રધાન કેટલાક સિપાઈઓ લઈ હરસિદ્ધ માતાના મંદિરે આવ્યો. મંદિરની ભીંત પર લખેલું તેણે વાંચ્યું ને જાળીમાંથી જોયું તો રાજા વિક્રમ દેખાયો. પ્રધાન બધું જ સમજી ગયો ને હાથ જોડી બોલ્યો, 'મહારાજ.'

'પહેલાં બારણાં ઉઘાડો.' વિક્રમે કહ્યું.

બારણાં ઉઘાડ્યાં. રાજા મહેલ તરફ જવા લાગ્યો, મહેલે જઈ પ્રધાનને કહ્યું, 'આ ચોરને ગમે તેમ કરી પકડવો જોઈએ.'

'પણ મહારાજ.' પ્રધાન કાંઈક કહેવા જતો હતો ત્યારે વિક્રમે કહ્યું; 'મારે કાંઈ જ સાંભળવું નથી. ચાલો સભામાં.'

બધા સભામાં આવ્યા. પાનનું બીડું બનાવી ફેરવ્યું પણ કોણ પાનનું બીડું ઝડપે? રાજાને બનાવી ગયો તેને કોણ પકડે?

આખરે રાજાએ ફરીથી પકડવા નિર્ણય જાહેર કર્યો. માલણે ઘેર સમાચાર આપ્યા. રાજરતને પણ આજ ઊંડી રમત રમવા નિર્ણય કર્યો.

મોડી રાતે તે ઘરમાંથી નીકળ્યો. કેટલાંક કપડાં સાથે લીધાં. રસ્તે જતાં કોઈના બારણે બળદ બાંધેલો દીઠો. બળદને જોઈ તે હસ્યો. તેને છોડી લઈને આડોઅવળો થઇ નગર બહાર ક્ષિપ્રાકિનારે આવ્યો. ત્યાં તેણે એક ઘડો જોયો. તે ઘડો પણ સાથે લઈ લીધો ને બોલ્યો, 'રાજા વિક્રમ અહીં આવશે એટલે આ ઘડાને પાણીમાં તરતો મૂકી દઈશ.'

રાજરતન ક્ષિપ્રાકિનારે આવી રાજાને લિડાવવા વિચાર કરી રહ્યો છે, ત્યારે રાજા મા હરસિદ્ધની પૂજા કરી દરસન કરી ઘોડા પર બેસી નીકળ્યો.

રાજરતને ઘોડાના ડાબડાનો અવાજ સાંભળ્યો કે તરત ઘડાને તેણે ચૂનો ચોપડી પાણીમાં તરતો મૂકી દીધો તે પછી તે 'શી....ઓ....શી....ઓ.' બોલતો કપડાં ધોવા લાગ્યો.

રાજા એ અવાજથી નદીકિનારે આવ્યો ને પૂછવા લાગ્યો, 'અહીંથી કોઈ ગયું છે ખરું ?'

'અન્નદાતા,' હાથ જોડી રાજરતન બોલ્યો, 'પેલું કોક જાય.'

રાજાએ તરતા ઘડાને જોયો. એટલે તેણે કહ્યું, 'મારા ઘોડાને પકડી ઊભો રહેજે.'

'જી.' રાજરતન બોલ્યો. રાજા પાણીમાં પડયો. રાજા પાણીને ઝાપટો મારતો આગળ વધે છે તેમ તેમ ઘડો પણ આગળ ને આગળ જાય છે. રાજા થોડેક દૂર ગયો, એટલે આ તરફ રાજાના ઘોડા પર બેસી રાજરતન ત્યાંથી ચાલ્યો ગયો. રસ્તામાં દરવાજે જઈ કહ્યું, 'રાજાએ ચોરને નદીકિનારે ઝાલ્યો છે.' કહી તે તો ઘેર ગયો.

થોડીકવારે રાજાએ ઘડાને પકડયો. ચોરને બદલે ઘડાને જોતાં પોતે ફસાયો છે તેમ તેને લાગ્યું. તે પાણીમાંથી બહાર આવ્યો. પોતાનો ઘોડો પણ જણાયો નહિ એટલે નિશ્વાસ નાંખતો પગે ચાલતો જવા લાગ્યો દરવાજે આવ્યો, ત્યાં લોકો ભેગા થયા હતા. રાજા નીચું જોઈ મહેલે ગયો.

હવે તેણે ચોરને પકડવાની વાત પડતી મૂકી. સભામાં આવી ઢંઢેરો પીટાવતાં કહેવડાવ્યું, 'રાજા ચોરને મળવા સભામાં બોલાવે છે. તેને કોઇ પણ જાતની સજા કરવામાં આવશે નહિ.'

માલણે આ સમાચાર રાજરતનને આપ્યા એટલે રાજરતને માલણને એકાંતમાં બોલાવી વાત કહી ને કહ્યું, મેં રાજાનાં વસ્ત્ર અને આભૂષણ લાવજો.'

'સારું.' કહી માલણ રાજા પાસે ગઈ ને
સનમુખ રહી જોડીને હાથ બોલી માતુની અદ્દિપત સાથ,
'કોલ રાય મુજને દીજીએ પુરુષ પ્રકાશ અમે કીજીએ.'
રાજાએ વચન આપ્યું એટલે કપડાં અને આભૂષણ માંગી
'મારે ત્યાં પ્રધાનને મોકલો. તેની સાથે ચોર આવશે.'

રાજાએ કપડાં, દાગીના આપી પ્રધાનને કહ્યું, 'તમે સૈન્ય લઈ જાવ. માન સાથે ચોરને લઈ આવો.'

રાજાની આજ્ઞા થતાં પ્રધાને સૈન્ય તૈયાર કર્યું. વાજતેગાજતે માલણને ત્યાં બધા આવ્યા. પેલાં કપડાં અને દાગીના રાજરતનને આપ્યાં. તેણે જેવા તે પહેર્યાં તે સાથે જ તે દૈવી સ્વરૂપ જેવો જણાવા લાગ્યો.

રાજરતનને લઈ પ્રધાન નીકળ્યો. ગામના લોકો તેને જોવા જ્યાંત્યાં ટોળે મળ્યાં, તેને જોઈ બધાં તેનાં વખાણ કરવા લાગ્યાં.

તેઓ રાજદરબારમાં આવ્યા. રાજાએ રાજરતનને જોયો. તે વિચારમાં પડી ગયો. રાજરતન વિક્રમ પાસે આવ્યો પગે લાગી તેણે પોતાની સાથે આણેલી ચિઠ્ઠી કાઢી પગ આગળ મૂકી. રાજા વિક્રમે તે ચિઠ્ઠી ઉપાડીને જોઇ તો તેના જ અક્ષર. ચિઠ્ઠી વાંચતાં ભૂતકાળ યાદ આવ્યો.

રાજાએ સમાચાર પૂછ્યા. રાજરતને તેની માની થયેલી સ્થિતિની વાત કરી. આ સાંભળી રાજા મનમાં ઘણું દુઃખી થયો. પછી તેણે કહ્યું, 'ભગવાને ઘેર બેઠાં મારો દીકરો મોકલી આપ્યો. મારું વાંઝિયામેણું ભાંગ્યું.' બોલતાં તેણે પ્રધાન સામે જોઈ કહ્યું, 'તમે હમણાં ને હમણાં કર્ણાટક જાવ ને રાણીને લઈ આવો.'

રાજરતને નિશાની આપી. તે બરાબર સમજી પ્રધાન કર્ણાટક ચાલ્યો. રાણીને મળ્યો. આ સમાચાર ગામમાં

ફેલાયા. તેનાં માબાપ, ભાઈભોજાઈઓ બધાં આવ્યાં. ત્યારે તેણે કહ્યું, 'ભાભી, હું તો તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. તમારા શબ્દે જ હું ઉજ્જૈનપતિ સાથે પરણી.'

'મોટાની રાણી.' કહેતાં તેનાં માબાપ, સગાંસંબંધીઓ પસ્તાવો કરવા લાગ્યાં. પોતે જે કાંઈ કહ્યું હોય તે ભૂલી જવા કહેવા લાગ્યાં.

શુભ મુહૂર્ત આવતાં તે પ્રધાન સાથે વાજતેગાજતે ઉજ્જૈન આવી. રાજારાણી મળ્યાં. વરસોના વિયોગ ટળ્યા. તે પછી રાજરતનને પાટવી જાહેર કર્યો. ગામમાં આનંદ ઓચ્છવ થઈ રહ્યો છે તે વખતે કેટલાક યાચકો સભામાં આવ્યા. તેમાં એક વાણિયો પણ હતો.

રાજાએ તેને રડતો જોઈ પૂછ્યું, 'ભાઈ, તું શા દુઃખે રડે છે?'

'મહારાજ,' બોલતો વાણિયો આંખનાં આંસુ સાફ કરવા લાગ્યો, 'હું જ્યારે મારી વાત કહીશ ત્યારે બધા મને ફટ ફટ કહેશે.'

'ગભરા નહિ. જે હોય તે કહે.' વિક્રમે કહ્યું.

'મહારાજ,' તે વાણિયો કહેવા લાગ્યો, 'હું પવનરમાં રહું છું. મારું નામ વીરચંદ. હું દરિયાપારનો વેપાર છું. પૈસોય ઘણો છે. પણ ભગવાને મને શેર માટી પી ન હતી. એ ખોટ પૂરવા મેં શંકર ભગવાનની પૂજા

. ભગવાન શંકર પ્રસન્ન થયા. સ્વપ્નામાં મને કહ્યું, 'તળાવ ખોદાવ. તેના પુણ્યથી તારે ત્યાં પુત્ર થશે.' ભગવાન શંકરની આજ્ઞાથી તળાવ ખોદાવ્યું. ભગવાનની ચી પાણી નીકળ્યું. જનાવર બધાં જ તેમાંથી પાણી ા લાગ્યા. મારે ત્યાં તે પુણ્યે છોકરો થયો. પણ છોક- ા જન્મ થતાં તળાવમાંથી પાણી સૂકાવા માંડયું. લોકોએ ા એ છોકરાનું નામ હુકાળિયો પાડયું. હું મનમાં ને ામાં મૂંઝાવા લાગ્યો. ભગવાન શંકરને કરગરવા લાગ્યો. ારે ભગવાન શંકરે મને સ્વપ્નમાં કહ્યું, 'એ તળાવમાં ત્રીસ લક્ષણાનો ભોગ આપ. તેનાથી પાણીનું દુઃખ ાે. તારે ત્યાં જન્મેલો પુત્ર બત્રીસ લક્ષણો છે.'

ભગવાન શંકરે કહેલું હું વિચારવા લાગ્યો. મારો વ મારા છોકરાને વધેરવા તૈયાર થતો ન હતો. એટલે ા સાટે બત્રીસ લક્ષણો ખરીદવા નીકળ્યો. પણ કયાંય ગ ખાતો નથી. આજ બાર બાર વરસનાં વાણાં વાયાં. ાતો ફરતો અહીં આવ્યો છું. મારે બત્રીસ લક્ષણો ઇએ છે.'

રાજા વિક્રમ વાણિયાની વાત સાંભળી હસીને બોલ્યા, ાું ગભરાઇશ નહિ. હું બત્રીસ લક્ષણો છું. મારો ભોગ ાશીથી આપજે.'

રાજાના શબ્દો સાંભળી વાણિયો વિચારમાં પડી ાયો. આથી રાજાએ કહ્યું, 'તારે ગભરાવાની જરૂર નથી.'

'ના, ના. બાપ,' વાણિયો બોલ્યો, 'મારાથી એ ા બને. રાજાને મારવો એટલે કેટલી હત્યાઓ મને

લાગે. ના, મહારાજ, ના.'

'તો મારો દીકરો બત્રીસ લક્ષણો છે. તેને લઈ જાવ. તેનો ભોગ આપજો.'

'એમ શી રીતે બને?' વાણિયો રાજા સામે જોતાં બોલ્યો, 'તમારા કેલૈયા જેવા કુંવરનો ભોગ હું શી રીતે આપું? તેની મા મને જીવતોય કેમ રહેવા દે?'

'એ બધી ચિંતાઓ કરવાની તમારે શું જરૂર છે? તમારે તો તમારું કામ જ કરવું છે ને?' કહેતાં રાજાએ કુંવરને બોલાવ્યો ને કહ્યું, 'તમે રાજપાટ સંભાળજો. આ વાણિયાને બત્રીસ લક્ષણો જોઈએ છે એટલે હું જાઉં છું.'

'બાપુ,' રાજરતન બોલ્યો, 'મારા બેઠાં તમારે તો વળી જવાનું હોય? મને જવા દો. પારકાનું ભલું કરી મારા જીવનને ધન્ય કરવા દો.'

'ખુશીથી.' રાજાએ કહ્યું, 'શાહ, લઈ જાવ આ કુંવરને.'

પણ વાણિયો કુંવરને લઈ જવા તૈયાર થતો ન હતો તે જોઈ વિક્રમે કહ્યું, 'તમે શા માટે ગભરાવ છો?'

'મહારાજ,' બે હાથ જોડી વાણિયો બોલ્યો, 'મારાથી રાજકુંવરને શી રીતે લઈ જવાય? મને મારો જેવો વહાલો છે, તેવો તમને શું વહાલો નહિ હોય? રાજકુંવરનો મારાથી શી રીતે ભોગ અપાય?'

'ઓ....હો, એમ વાત છે?' રાજા હસીને બોલ્યો, હું જ મારા દીકરાને લઈ આવીશ. મારા હાથે જ તેનો

ભોગ આપીશ.' કહી રાજાએ તૈયારી કરવા આજ્ઞા આપી.

વાજતેગાજતે તે તો ચાલ્યા ને આવ્યા પવનપુર. ગામે ગામ આ વાત ફેલાઇ ગઈ. બધાં રાજા અને રાજકુમારને જોવા આવ્યાં. બાપદીકરાને જોઈ બધાં મન ફાવે તેમ બોલવા લાગ્યા.

રાજાએ આવી મુહૂર્ત જોવડાવ્યું. શ્રાવણ વદ છઠનો દિવસ નક્કી કરવામાં આવ્યો. આ વાત જેના જેના કાને પડતી તે પૂતળાં જેવા થઈ જતાં ને નિસાસો નાંખી કહેતાં 'હા...ય બાપ, આવા કાનકુંવર જેવા દીકરાને બાપથી શી રીતે મરાશે ?'

પણ રાજા અને રાજકુમારને મન તો આનંદ હતો.

આખરે છઠનો દહાડે આવ્યો. લોકોનાં રાંધ્યા ધાન એમને એમ પડી રહ્યાં. કોઈ ને ખાવાનું મન થતું ન હતું. બધાં તળાવ કાંઠે એકઠાં થયાં હતાં.

રાજા વિક્રમ રાજકુમારને લઈ તળાવ કાંઠે આવ્યો. પછી હસતાં હસતાં તળાવમાં ગયા. રાજાએ પોતાના દીકરાનું માથું ધડથી જુદુ કર્યું. લોહી જ્યાં જમીનને અડકયું તે સાથે જ તળાવ ભરાઈ ગયું. બાપ દીકરો પાણીમાં ડૂબી ગયા.

આ જોઇ બધાં જ શોક કરવા લાગ્યાં. વાણિયાને ન કહેવાના શબ્દો કહેવા લાગ્યાં. ત્યારે મા લોમ રૂપ લઈ રાજા વિક્રમની સામે ઊભી, રાજકુમાર સામે અમી ભરી નજરે જોયું. રાજકુમાર જીવતો થયો. મા લોમે તે પછી બાપદીકરાને કપડાં આપ્યાં ને કહ્યું, 'માગ, માગ જે

માગે તે આપું.' ત્યારે 'વિક્રમે કહ્યું', 'માડી, મારે તો બીજું શું માગવાનું હોય? તારે, જ્યારે વરદાન દેવું છે ત્યારે તારી મરજીમાં આવે તે આપ'

વિક્રમના સન્ડે। મા ભોમે સાંભળી હસીને કહ્યું, 'શ્રાવણ વદ સાતમને દહાડે જે મારું વ્રત કરશે, પુણ્યદાન કરશે, ટાઢું ખાશે, દેવતા સળગાવશે નહિ, ને મારી કથા સાંભળશે તેના મનના મનોરથ પૂરા કરીશ.' કહેતા માતાજી અંતર્ધાન થઈ ગયાં. રાજા અને રાજકુમાર બહાર આવ્યા. લોકો બધાં પગે લાગ્યાં. વાણિયાનાં માથા પરથી કલંક દૂર થયું.

તે પછી રાજા ત્યાંથી પોતાના ગામ આવ્યો."

ભોજ પ્રત્યે કહે પૂતળી, "જો તમે એવા થાવ
એવાં પરાક્રમ જો કરો, તો બેસો સિંહાસન પાવ."

રાજા ભોજ તો આ કથા સાંભળતાં જડ જેવો થઈ ગયો હતો.

"રાજા ભોજ, તારામાં શક્તિ છે? તું પરદુઃખભંજન રાજા વિક્રમ જેવાં કામ કરી શકે તેમ છે?"

એમ કહીને પૂતળી આપે મર્મ આકાશ,
એ કથા પૂરણ થવી કહે કવિ શામળદાસ.

---

"રાજા ભોજ," આઠમી પૂતળી બોલી, "તું રાજા વિક્રમ જેવો નથી. માટે એ સિંહાસન પર બેસતો નહિ, નહિ તો...."

પૂતળી આગળ બોલતી અટકી અને રાજા ભોજે સિંહાસન પર મૂકવા લંબાવેલો પગ પાછો ખેંચી લીધો. તે બોલ્યો, "હે પૂતળી, રાજા વિક્રમે એવાં તે શાં કામ કર્યાં હતાં કે જેથી તું મને તેમના સરખો ગણતી નથી ?"

"રાજન્" પૂતળી બોલી, "તેમણે જેવાં કામ કર્યાં હતાં તેવાં કામ કોઈથી થાય તેમ નથી."

"એ....મ ?" રાજા ભોજ બોલ્યો.

"હા રાજા ભોજ." પૂતળીએ કહ્યું, "જે રાજા વિક્રમના કામની કથા સાંભળે તે પાપી હોય તો પણ પાવન થઈ જાય. રાજા ભોજ, હું તેમનાં ચરિત્રનું વર્ણન કરું છું. તે સાંભળ.

એક વખતની વાત છે.

રાજા સભા ભરીને બેઠા છે. સભામાં જ્ઞાનીઓ છે, શૂરવીરો છે, લક્ષ્મીપતિઓ છે, માગણ છે, તે વખતે રાજાએ પૂછ્યું, 'હે પંડિતો, દુનિયામાં નામ શી રીતે અમર રહે ? જશ શી રીતે વધે ? પરલોકમાં જમનો ભય ન રહે તે માટે મારે શું કરવું જોઈએ ?'

રાજાનો આ પ્રશ્ન સાંભળી પંડિતો વિચારમાં પડી ગયા. માંહોમાંહ્ય પૂછવા લાગ્યા. કેટલીય ચર્ચા પછી પંડિતો નિર્ણય પર આવ્યા. રાજાને કહ્યું.

'ધરમ, કામ મોક્ષ ને અરથ.
તે સહુ પામીએ, જો ગાંઠે હોય ગરથ.

અને તે ગરથ મેળવવા રાજા વિષ્ણુયાગ કરો. યજ્ઞ પૂરો કર્યા પછી નરનારી એક જ વસ્ત્રે નીકળી બધું જ દાનમાં આપી દે. એવી રીતે સાગર દાન કરો.'

રાજા વિક્રમે તેમ કરવા નક્કી કર્યું. યજ્ઞની તૈયારીઓ કરવા માંડી. સાગરને નોતરવા બ્રાહ્મણને મોકલ્યો. એટલે બ્રાહ્મણે સાગરકિનારે જઈ સાગરને વિનવ્યો. સાગર માનવરૂપ લઈ આવ્યો. ત્યારે બ્રાહ્મણે સાગરને ઉજ્જૈન આવવા કહ્યું. સાગરે કહ્યું, 'મારામાં તીર્થો છે, જળચરો છે. એટલે મારાથી શી રીતે અવાય? હું નહિ આવું? ગમે તેટલાં પણ તમે માણસ અને હું...' બોલતા સાગરે અભિમાનથી ચોતરફ જોયું. "મારી બરોબરીમાં તમે ક્યાં? મારામાં તીર્થોનો વાસ છે, અનેક જંતુઓનો વાસ છે. મારામાં બધી નદીઓ આવીને સમાઈ જાય છે. બધાં મારી પાસે આવે છે, હું કોઈ ને ત્યાં જતો નથી. મને કોઈની પડી નથી.'

'નહિ આવો?' બ્રાહ્મણ જરા જોરથી બોલ્યો. સાગરને આ ન ગમ્યું એટલે કહ્યું, 'ગમે તેમ પણ હું સાગર છું ને રાજા વિક્રમ માણસ, માટે વિક્રમને કહેજો તે મને અહીં આવી મળે.' કહી સાગર તો ચાલ્યો ગયો. બ્રાહ્મણ આવ્યો ઉજ્જૈન. તે વખતે યજ્ઞ પૂરો થઈ ગયો હતો.

બ્રાહ્મણે આવી બધી વાત સરચુંમીઠું ભભરાવી કહેતાં કહ્યું, 'જ્યાંસુધી મને અને તમને સાગરે જે ગાળો દીધી છે તેનો બદલો તમે નહિ લ્યો ત્યાંસુધી મને ખાવું ભાવશે નહિ.'

'તમે જરાય ચિંતા ન કરશો મહારાજ.' કહેતા વિક્રમે રાજપાટ પ્રધાનને સોંપ્યું ને પોતે ચાલતો સાગર-કિનારે આવ્યો. બોલ્યો, 'સાગર, આ વિક્રમને ઓળખવા જરા બહાર તો આવો.'

સાગર માનવરૂપ ધરી આવ્યો. અભિમાનથી રાજા વિક્રમની સામે ઊભો રહ્યો. વિક્રમે કહ્યુ, 'તારો ભૂતકાળ યાદ કર. તારું મથન યાદ કર, તારા પર પાળ બાંધી, અગસ્ત્ય તને પી ગયા ત્યારે તારું અભિમાન ક્યાં ગયું હતું ?'

'હં....હં.' સાગર બોલ્યો, 'પાછલી વાતો યાદ કરવાથી શો લાભ ? હું તારી સાથે લઢવા ઇચ્છતો નથી. તું માણસ; હું દેવ. અને તેમાંય તુ સત્યવાદી ' કહી સાગર અદૃશ્ય થઇ ગયો.



પાણીની છોળો ઉછળવા લાગી આ જોઈ રાજા ગભરાયો ને મા હરસિદ્ધને યાદ કર્યા ભક્તની ભીડ જાણી મા હરસિદ્ધે વાયુ અને અગ્નિને મદદે મોકલ્યાં. વાયુએ પાણીને ઊંચે ઉડાડવા માંડયું. ને અગ્નિએ બધું બાળવા માંડયું. બધાં ગભરાયાં આથી નમ્ર-

-તાથી સાગરે પૂછયું, 'હે અગ્નિ અને વાયુદેવ, મેં તમારું કાંઈ બગાડયું નથી. પછી મને શા માટે ત્રાસ આપો છો?'

'હે સાગર, મા હરસિદ્ધના ભક્ત વિક્રમને તું ત્રાસ આપી રહ્યો છે તેથી મા હરસિદ્ધની આજ્ઞાથી અમારે આ બધું કરવું પડે છે. જો શાંતિ જોઈતી હોય તો વિક્રમની ક્ષમા માગ.'

સાગરનું કાંઇ ચાલે તેમ ન હતું એટલે તે હાથ જોડી વિક્રમ પાસે આવ્યો. અને કરગરવા લાગ્યો. વિક્રમે વાયુ અને અગ્નિને ત્યાંથી જવા વિનવ્યા. વાયુ અને અગ્નિ ગયા. તે પછી સાગરે નમ્રતાથી કહ્યું, 'હે રાજન્, હું ઉજ્જૈન આવી શકું તેમ હોત તો જરૂર આવત. પણ મારામાં તીર્થો છે, જળચરો છે, વળી મારા ત્યાં આવતા કેટલાય ગામો તણાઇ જાય એટલે લાચાર છું. છતાં મારા ત્યાં આવવાથી જે તને મળવું જોઈએ તે હું તને અહીં જ આપું છું.' કહી સાગર ગયો ને તે પાછો આવ્યો ત્યારે તેના હાથમાં પાંચ રત્ન હતાં. આપતાં કહ્યું, 'આ પાંચ રત્નો લઈ તમે જાવ.'

'પણ આ રત્નોનો ઉપયોગ શો?' રાજાએ રત્નો લઇને જોતાં પૂછયું.

'રાજન્, આ પાંચ રત્નો પાંચ જુદી જુદી વસ્તુઓ આપનાર છે એક રત્ન અનગળ લક્ષ્મી આપનાર છે. બીજું રત્ન મનમાં જેટલો વિચાર કરો તેટલુ સૈન્ય ઊત્પન્ન કર-

નાર છે. ત્રીજું રત્ન કપડાં દાગીના જેવા અને જેટલા જોઈએ તેટલા આપનાર છે. ચોથા રત્નથી જેવું ખાવાનું વિચાર કરશો તેવું ખાવાનું નજર સામે આવશે અને પાંચમું રત્ન મોક્ષ આપનારું છે.'

'એમ ?' કહી રાજા રત્નો લઈને ચાલતો થયો. સાગર પણ અદૃશ્ય થઇ ગયો. રાજા ઉજ્જેનમાં આવ્યો. ત્યારે બ્રાહ્મણ ત્યાં આવ્યો ને કહેવા લાગ્યો, 'મહારાજ, મારું હૃદય હવે શાંત થયું. પણ....પણ સાગરને નોતરવા જતાં મારી દક્ષિણા ગુમાવી. મારે ભાગ કાંઈ જ ન આવ્યું.'

રાજાના હૃદયને આ વાત ખૂબ લાગી આવી. 'બિચારાએ કામ કર્યું ને દક્ષિણા વગરનો રહ્યો, માટે તેને કાંઈ આપવું રહ્યું. આ મારી પાસે પાંચ જુદી જુદી વસ્તુઓ આપનાર રત્નો છે. તેમાંથી એક તમે લ્યો.' કહેતા રાજાએ રત્નોના ગુણ કહ્યા.

બ્રાહ્મણ તે ગુણ સાંભળી કયું રત્ન લેવું તેના વિચારમાં પડી ગયો. કેટલો વિચાર કર્યો પછી તે બોલ્યો, 'મહારાજ, હું મારે ઘેર જઇ પૂછી આવું; તે પછી રત્ન લઉં.'

'ઘણી ખુશીથી.' રાજાએ કહ્યું. ને બ્રાહ્મણ પોતાને ઘેર આવી કહેવા લાગ્યો, 'રાજા વિક્રમે પાંચ રત્નોમાંથી એક રત્ન લેવા કહ્યું છે. પણ કયું રતન લેવું તે મને સમજાયું નહિ, એટલે તમને પૂછવા આવ્યો છું.' કહી બ્રાહ્મણે રત્નના ગુણ કહ્યા. 'હું તો કહું છું જેનાથી લક્ષ્મી મળે તે રત્ન લેવું.'

'ના, ના. સૈન્ય મળે તેવું રત્ન લેવું. સૈન્ય હશે તો આપણે રાજસાહ્યબી ભોગવીશું.' બ્રાહ્મણના છોકરાએ કહ્યું. બ્રાહ્મણની મા કહે, 'પેટનું દુઃખ ટળે તે માટે અન્ન મળે તેવું રત્ન લાવો.'

'ના, ના. કપડાં અને દાગીના મળે તે રત્ન લાવો.' બ્રાહ્મણની સ્ત્રીએ કહ્યું.

'અરે, મોક્ષ મળે તે જ રત્ન લાવ ને.' તેના બાપે કહ્યું.

બધાં જ પોતાની ઇચ્છા પ્રમાણે રત્ન લાવવા કહી રહ્યાં હતાં. વાતમાંથી વતેશર થઇ ગયું. લઠાલઠી થઇ. બ્રાહ્મણ તો ત્રાસ પામતો રાજા પાસે આવ્યો ને કહેવા લાગ્યો, 'રાજા, તારા રત્ને તો મારા ઘરમાં આગ લગાડી.' કહેતા બ્રાહ્મણે ઘેર જે વાત થઈ હતી તે કહી.

વાત સાંભળી રાજા હસીને બોલ્યો, 'તેમાં ગભરાવા જેવું છે શું ? લ્યો આ પાંચ રત્નો લઇ જાવ.' કહી રાજાએ પાંચ રત્નો બ્રાહ્મણને આપ્યાં."

> કહે માદની ભોજ સુણ "એવો થયો તે રાય,
> એવા જો થાશો તમો તો ધરો સિંહાસન પાય."
> એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ,
> 'એહ કથા પૂરણ થઇ' કહે કવિ શામળદાસ.

# જોડકાની વાતો

"આવું તે સાહસ હોય રાજન્ ?" સુભદ્રા પૂતળીએ કહ્યું, "આ સિંહાસન પર બેસવાનો આવો તો મોહ હોય ? આ સિંહાસન ઉપર તો પરદુઃખભંજન વિક્રમ જેવો કોઈ હોય તે જ બેસી શકે."

"વિક્રમ જેવો." રાજા ભોજે પૂછ્યું, "તેણે કેવાં કામ કર્યાં તે તો મને કહો."

"વિક્રમનાં કામ સાંભળવાં છે તો સાંભળ." સુભદ્રાએ કહ્યું, "એક વખત વિક્રમનો પ્રધાન મણિસાગર બે હાથ જોડી કહેવા લાગ્યો, 'મહારાજ મારે રામેશ્વર જવું છે.'

'કેમ, કેમ ?' વિક્રમે પૂછ્યું.

'મહારાજ, મારે ત્યાં પુત્ર થતો નહિ હોવાથી મેં આખા રાખી હતી. તે આખા પૂરી કરવા જવું છે.'

રાજાએ મણિસાગરના શબ્દો સાંભળ્યા ને રાજી-ખુશીથી જવા રજા આપી. મણિસાગર પગે ચાલતો રામેશ્વર ગયો. ભગવાનનાં દર્શન કર્યાં. અને આનંદ પામ્યો.

દિવસો જવા લાગ્યા. પ્રધાનને ગયે સાત વર્ષનાં વાણાં વાયાં. રાજા વિક્રમ નગરચર્ચા જોવા નીકળ્યો હતો. તે ફરતો ફરતો જ્યાં મણિસાગરનું ઘર હતું ત્યાં આવ્યો. તેના ઘરમાંથી આવતો રડવાનો અવાજ તેના કાને પડ્યો.

તેણે બારણું ખખડાવીને ઉઘાડવા કહ્યું. તે વખતે મણિસાગરની સ્ત્રીએ કહ્યું, 'હું ઘરમાં એકલી છું એટલે બારણું તો નહિ ઉઘાડું.'

'હું રાજા વિક્રમ તમને બારણું ઉઘાડવા કહી રહ્યો છું.' વિક્રમે કહ્યું.

વિક્રમનું નામ સાંભળતાં મણિસાગરની સ્ત્રીએ બારણું ઉઘાડયું. લાજ કાઢી દૂર ઊભી રહી, એટલે વિક્રમે પુછ્યું, 'દીકરા, શા માટે રડે છે?'

'મહારાજ,' ધીમેથી તે બોલી, 'તમારા પ્રધાન છ મહિનાનો વાયદો કરી રામેશ્વર ગયા છે તેને આજે સાત સાત વરસ થઈ ગયાં છે પણ પાછા આવ્યા નથી. લોકો પાછળ જે વાતો કરે છે તે સાંભળી કાનના કીડાય ખરી જાય છે, જીવવું હવે દોહ્યલું થઈ ગયું છે.'

'ગભરા ના, મારી બેન, હું તેમને શોધીને લાવીશ.' કહી રાજા આગળ વધ્યો. સવાર થતાં પ્રધાનને રાજપાટ સોંપી તે તો ચાલ્યો રામેશ્વર તરફ.

ચાલતો ચાલતો રામેશ્વર આવ્યો. ભગવાનનાં દર્શન કર્યાં. ગુપ્ત રીતે પુણ્યદાન કર્યાં. પછી પ્રધાનને શોધવા માંડયો. શોધતો શોધતો તે એક વાડીમાં આવ્યો. ત્યાં તેણે એક જણાને પડેલો જોયો. તેની સ્થિતિ દયા ઉપજાવે તેવી હતી. રાજાએ તેની સારવાર કરી. તેનું માથું ખોળામાં લીધું તે શુદ્ધિમાં આવ્યો, એટલે રાજાએ પૂછયું, 'ભાઈ, તું કોણ છે? તું તારી વાત ન કહે તો આપઘાતના સો 'દ છે.'

પેલા માણસે રાજા સામે જોયું. મોં બગાડયું ને કહ્યું, 'ભાઈ, મારી વાત સાંભળી તું શું કરીશ? ન મનાય તેવું આજે બન્યું છે ને તેનાથી હું મારી સાનભાન ગુમાવી બેઠો છું. હું ઉજ્જેનના રાજાનો પ્રધાન મણિસાગર છું.'

'મણિસાગર?' વિક્રમ ચમકીને બોલ્યો, 'ભાઈ, તારી આ દશા શાથી થઈ? હું રાજા વિક્રમ તને પૂછી રહ્યો છું.'

'મહારાજ,' બે હાથ જોડીને તે બોલ્યો, 'તમારી રજા લઈ અહીં આવ્યો. ભગવાનનાં દર્શન કરી ફરતો ફરતો અહીં આવ્યો. રાતના અહીં એક નૌકા આવી તેમાં સુંદરીઓ હતી. નાવમાં આખું બ્રહ્માંડ હતું. એવી અદ્ભુત નૌકા જોઈ જીવ હાથ ન રહ્યો. હું પાછળ પાછળ જવા લાગ્યો. પણ જવાયું નહિ. પરિણામે મારી આ દશા થઈ. જ્યાંસુધી તે નૌકાને જીવ ભરીને જોઈશ નહિ, ત્યાંસુધી મને શાંતિ થવાની નથી.'



'ભાઈ, હું તને તે નૌકા દેખાડીશ.' વિક્રમે કહ્યું.

રાત પડી. રાજા નૌકાની રાહ જોતો ઊભો રહ્યો. તેવામાં નૌકા આવી. પ્રધાને જે વર્ણન કર્યું હતું તે બધું જ તેમાં હતું.

એ નૌકામાંની સુંદ-રીઓ બહાર આવી. ફૂલો

વિશ્યાં ને પાછી ચાલી ગઈ. રાજા પણ અદૃશ્ય વિદ્યાથી તેમની સાથે ચાલ્યો.

નૌકા તેના સ્થાને આવી. સુંદરીઓ અંદરથી બહાર આવી. વિક્રમ પણ તેમની પાછળ પાછળ ચાલ્યો. સુંદરીઓએ સૂવાની તૈયારી કરી. વાતો કરતા કરતા રમતા તે સૂવા જાય છે ત્યાં તો તેમની દૃષ્ટિએ વિક્રમ પડ્યો. એટલે ચમકીને પૂછ્યું, 'કોણ છે? અહીં ક્યાંથી આવ્યો છે? તારું મોત અહીં લઈ આવ્યું હોય તેમ. અમને લાગે છે. અમારો બાપ આવશે, તે તને મારી નાખશે.'

'માર્ગ,' વિક્રમે કહ્યું, 'પહેલાં કહો તમે કોણ છો? જો જૂઠું બોલો તો બ્રહ્મહત્યાનું તમને પાપ.'

પાપના ભયથી ગભરાઈને એકે કહ્યું, 'હું ધનવંતશાની દીકરી છું. અને આ મારી બેનપણી છે મારો બાપ રાજાનો પ્રધાન હતો. એક વખતે દુશ્મને નગરને ઘેર્યું. ભયંકર લડાઇ થઇ. તેમાં અમે હાર્યાં. એટલે નાસભાગ થઈ. અમે નાઠાં અને રાક્ષસના હાથમાં આવ્યાં. હવે તું કોણ છે? સાચું ન કહે તો સ્ત્રીહત્યાનું પાપ.'

'હું ઉજ્જૈનનો રાજા વિક્રમ. પારકા દુઃખે પ્રાણ આપવા અહીં આવ્યો છું. મારા પ્રધાને તમને અને નૌકાને જોયાં. તેને ફરીથી જોવા મોહ છે એટલે હું તમને લેવા આવ્યો છું. હું તમને લઈને જઈશ.'

આ સાંભળી છોકરીઓ હસીને બોલી, 'તમે તો હવામાં બાચકા ભરો છો. અમને જે રાક્ષસ અહીં લાવ્યો તે અમર છે, અજીત છે.'

'શું કહો છો ?' તેણે પૂછ્યું, 'રાક્ષસ તો અમર હોતા હશે ? જો સાચું ન કહો તો સો બ્રહ્મહત્યાનું પાપ.'

'અરે રે, રાજા તમે આ શું કર્યું ? અમને નિમક-હરામ બનાવો છો ?' દુઃખી થતી એક બોલી, 'તમે સોગંદ આપ્યા એટલે હવે કહ્યા વગર છૂટકો થવાનો નથી. પણ એ પહેલાં અમારી એક શરત છે. તમે અમારી સાથે પરણો. અમે હજી કુંવારી છીએ.'

રાજા એ છોકરીઓ તરફ જોતો બોલ્યો, 'મને વાંધો નથી પણ મારો નિયમ છે કે

માગું શીશ હાજર કરે, વણ મૂલે વેચાય.'

'કબૂલ,' તે છોકરીઓએ કહ્યું. કહી એક બીજાને વચન આપી કહેવા માંડ્યું, 'આ રાક્ષસનો એક મોટો ભાઇ હતો તેને લક્ષ્મણપુરમાં રહેવું હતું તેથી તે કુટુંબ સાથે ત્યાં ગયો. બ્રાહ્મણોને મારતો મારતો જેવો નગરમાં પેસવા જાય છે, ત્યાં તે તેના કુટુંબ સાથે મરણ પામ્યો. આ સમાચાર તેના ભાઈએ સાંભળ્યા. એટલે તે રડતો-કકળતો વેર લેવા નીકળ્યો. તેણે તપ કરવા માડ્યું, પણ શિવજી પ્રસન્ન થયા નહિ.

એક વખત નવરાત્રિમાં માતા પાર્વતી ગરબે રમવા આવ્યાં. તેમણે આ રાક્ષસને જોયો. તેની પાસે ગયા ને પૂછ્યું, 'ભાઈ, તું કેમ દુઃખ વેઠે છે ?'

રાક્ષસે હૃદયની વાત કહેતાં કહ્યું, 'હું ભગવાન શંકરને પ્રસન્ન કરવા તપ કરું છું; પણ ભગવાન પ્રસન્ન થતા નથી.'

આ રાક્ષસના શબ્દો સાંભળી માતા પાર્વતી આવ્યાં શંકર પાસે. ને રાક્ષસને વરદાન દેવા કરગરવા લાગ્યાં. ભગવાન શંકરે કહ્યુ, 'એને તો લક્ષ્મણપુરનો નાશ કરવો છે. એને શી રીતે વરદાન અપાય ?'

માતા પાર્વતીએ શંકરને ઘણી રીતે સમજાવ્યા, પણ અર્થ સર્યો નહિ. ત્યારે પાર્વતીએ રાક્ષસ પાસે આવી કહ્યું, 'ભગવાન એમ દર્શન દેશે નહિ. તું મલયાચળ પર જઈ બાવના ચંદન લાવી ભગવાનને માથે લગાડ. ચંદન લાવવાનું કામ કઠણ છે. ત્યાં પવન ખાઈને નાગો રહે છે. પણ હું તને નાગજીત મંત્ર આપું છું તેનાથી તારું કામ થશે. પણ એ મંત્ર એક જ વાર કામ આપશે.' કહીને પાર્વતીએ નાગજીત મંત્ર આપ્યો. તે મંત્ર ગોખતો ભૂખતરસ વેઠતો તે રાક્ષસ ચાલ્યો મલયાચળ તરફ.

માતાએ આપેલા મંત્રથી સહેજ બાવના ચંદન લઈને રાક્ષસ આવ્યો. ભગવાન શંકરને માથે લગાડયું. ચંદનની અસર થતાં ભગવાન શંકર પ્રસન્ન થયા. દર્શન દીધાં ને કહ્યું, 'તું ખુશીથી લક્ષ્મણપુરમાં જા. મારા વરદાનથી તારો વાંકો વાળ થશે નહિ જ્યાંસુધી કોઈ બીજો મારે માથે બાવના ચંદન લગાડશે નહિ ત્યાંસુધી તું અજીત અમર રહેશે.'

ભગવાનનું આ વરદાન મેળવી રાક્ષસ લક્ષ્મણપુરમાં આવ્યો. વરદાનના પ્રભાવે કોઈનું કાંઈ જ ચાલ્યું નહિ. રાક્ષસે તેમને ગામ છોડી જવાનું કહ્યું. બધાએ તે કબૂલ કર્યું.

દિવસો એક પછી એક જવા લાગ્યા. લોકોએ લક્ષ્મણજીને યાદ કર્યા. લક્ષ્મણજી આવ્યા ને પૂછવા લાગ્યા,

'મને શા માટે યાદ કર્યો?'

લોકોએ પગે પડી રાક્ષસની વાત કહી. લક્ષ્મણજી બધાને લઇ રાક્ષસ પાસે આવ્યા ને પૂછ્યું, 'આ બધાને કેમ ત્રાસ આપે છે?'

'જો આ બધા ગામ ખાલી નહિ કરે તો હું તેમને મારી નાખીશ અને તમને....'

'હાં, હાં, હાં.' હસીને લક્ષ્મણજી બોલ્યા, 'ભલે તમે અહીં રહો, એ બીજે રહેશે.' કહી લક્ષ્મણજી બધાને લઈ ગયા. વિશ્વકર્માને યાદ કર્યા, વિશ્વકર્મા આવ્યા ને હાથ જોડી પૂછ્યું, 'શું આજ્ઞા છે?'

'તમે અલૌકિક નગર વસાવો. મારે અહીંના લોકોને ત્યાં વસાવવા છે, અત્યારે અહીં જે રાક્ષસ આવ્યો છે તેને શિવનું વરદાન મળેલું હોવાથી લઢીને હરાવાય તેમ નથી.'

'જેવી ઇચ્છા.' કહી વિશ્વકર્માએ નૌકામાં બ્રહ્માંડની રચના રચી. નદીઓ, સાગરો, જમીન, પ્રવાહો, પશુપક્ષીઓ વસાવ્યાં. તીર્થો પણ કર્યાં, કૈલાસ, વૈકુંઠ, સ્વર્ગ તેમાં આવ્યું. વચ્ચે એક ઝાડ રોપ્યું. તેનાથી ફળ ફૂલ અનાજ વગેરે મળી રહે.

એ નૌકામાં વસેલા લોકોને નગરમાં રહેવા લક્ષ્મણજીએ કહ્યું, આ અદ્ભુત રચના રાક્ષસે જોઇ એટલે તેણે કહ્યું, 'તમારા નગરમાં ભલે આ લોકો રહે. મને આ નૌકા આપો. હવે કયારે પણ હું આ લોકોને ત્રાસ નહિ આપું. અહીં આવીશ પણ નહિ. જો હું મારું બોલ્યું ચૂકું તો મારું તપ કરેલું ફોક થાય. ભગવાન શંકરનું

વરદાન ફોક થાય.'

લક્ષ્મણજીએ તેના શબ્દો સાંભળી તેને નોકરી આપી. તે અહીં રહેવા લાગ્યો. તેવામાં હું અને આ રત્નસિંહ રાજાની દીકરી તેના હાથે ચઢયાં. આ બેન નાહવા પડયાં હતાં. તેમને પકડી તે લઈ આવ્યો. અમને અહીં જરાય દુઃખ નથી. દુઃખ માત્ર અમારા સંબંધીઓથી દૂર છીએ તેનું જ છે.'

'અને તે દુઃખ હું દૂર કરીશ, રાક્ષસને મારી તમને લઈ જઈશ. મને તમે આજની રાત સંતાડી રાખો.'

તે છોકરીઓએ તેને સંતાડયો. તેવામાં રાક્ષસ આવ્યો ત્રણે છોકરીઓને સાથે લઈને જમવા બેઠો. સવાર થતાં રાક્ષસ ત્યાંથી ગયો. એટલે વિક્રમે નાહી ધોઈ મા હરસિદ્ધની પ્રાર્થના કરી. ભક્તને વશ માતા ત્યાં આવ્યા ને પૂછયું, 'મને કેમ યાદ કરી?'

'મા,' હાથ જોડી વિક્રમ બોલ્યો, 'દુખિયાના દુઃખ ભાગવા રાક્ષસને મારવો છે. એટલે તને યાદ કરી છે.'

'વિક્રમ,' હસીને માતા બોલ્યાં, 'હું મારી એક જોગણી આપું છું તે તને મલયાચળ પર લઈ જશે તું શિવમંત્ર હૃદયે રાખી ગરુડમંત્ર મોઢેથી બોલજે. તેથી નાગનું ઝેર તને લાગશે નહિ' કહી મંત્ર શીખવી એક જોગણીને બોલાવી. જોગણી આવી ને સમડી થઈ ગઈ. વિક્રમને ચાંચમાં લઈ તે ઊડી. થોડી જ વારમાં મલયાચળ પર જ્યાં બાવના ચંદનનું ઝાડ હતું ત્યાં આવી. શિખામણ આપી તેણે વિક્રમને નીચે મૂકયો. વિક્રમે જેવું રતીભાર ચંદન લીધું. તે સાથે જ

અવાજ આવ્યો. અવાજ સાંભળતાં જ રાજા અજાયબી પામ્યો હૃદયથી શિવમંત્ર ભુલાયો. પૃથ્વી પર પડયો. તે સાથે જ મા હરસિદ્ધ વિક્રમની જીભ પર બેઠા ને બોલ્યા, 'હું ઇંદ્ર-અંશ છું. પારકાના દુઃખે અને રાક્ષસને મારવા ચંદન લેવા આવ્યો છું.'

અવાજ આવતો શાંત થયો ને વિક્રમને લઈ જોગણી ઊડી. ભગવાન શંકર પાસે આવી. પાર્વતીને પગે લાગી કહ્યું, 'મા, હું તમારી દાસી વિક્રમને પ્રસન્ન થવા કહું છું તેની ખાતર હું પક્ષિણી થઇ હતી.'

રાજાએ ભગવાનને ચંદન ચોપડયું એટલે ભગવાન પ્રસન્ન થયા ને અજીત રાક્ષસને મારી શકાશે તેવું વરદાન આપ્યું. વરદાન લઇ વિક્રમ જ્યાં પેલી છોકરીઓ હતી ત્યાં આવ્યો. રાક્ષસ પણ આવ્યો. વિક્રમને જોતાં રાક્ષસ છેડાયો બંને વચ્ચે યુદ્ધ થયું. તેમાં રાક્ષસ મરાયો.

તે પછી પેલી ત્રણે છોકરીઓ વિક્રમનાં-ખાંડા સાથે પરણી નૌકામાં બેસી ગુફામાંનો ભંડાર લઈ જ્યાં મણિસાગર હતો ત્યાં વિક્રમ સાથે આવી. પછી રાજાએ મણિસાગરને નૌકા અને પેલી છોકરીઓને જોવા કહ્યું. મણિસાગરે તે જોયું ને માથું ધુણાવ્યું. તે ગાંડા જેવો જણાવા લાગ્યો. તે બોલ્યો, 'ઓ રાજા, તું મારી વસ્તુઓ લઈશ તો તું મરી જઈશ' કહેતો રાજાને ગાળો દેવા લાગ્યો. તે સાથે જ પાગલ થઈ ગયો હોય તેવો જણાવા લાગ્યો. રાજા મનથી દુઃખી થતો નૌકામાં તેને લઈ ઉજ્જેન આવ્યો.

લોકોએ આ સમાચાર જાણ્યા એટલે તેઓ રાજાને અને તે નોકાને જોવા આવ્યા. તે વખતે પ્રધાન રાજાને ગાળો દેતો જેમ તેમ બોલવા લાગ્યો.

લોકો તેને સમજાવી પૂછવા લાગ્યા, ત્યારે ગાળો દેતો કહેતો. 'એ રાજા મારી વસ્તુઓ લેશે તો મરી જશે.'

એ રાતે રાજા નગરચર્યા જોવા નીકળ્યો. ત્યાં કેટલાંક કહેતાં હતાં. 'રાજાની દાનત હરામ થઈ લાગે છે. બિચારા પ્રધાનને કયાંકથી ધન મળ્યું હશે તે લેવા કામણુટુમણુ કર્યું. રૂપવતીઓ જોડે પરણ્યો.'

રાજાના કાને આ શબ્દો પડયા ને તે મનમાં દુઃખી થવા લાગ્યો. સવાર થતાં પ્રધાનને તેડાવ્યો. પ્રધાનને ડાહ્યો કરનારને મોં માગ્યું આપવા ઢંઢેરો પીટાવ્યો. છુમંતર કરનારાઓ પ્રધાન પાસે આવ્યા. મંત્રો અજમાવવામાં આવ્યા પણ પરિણામ કાંઈ જ આવ્યું નહિ. ત્યારે વીરમ જતિએ રાજાને કહેવડાવ્યું, 'જો પ્રધાનને ડાહ્યો કરવો હોય તો મારે ઉપાશ્રયે આવ.'

રાજાએ વીરમ જતિના શબ્દો સાંભળ્યા એટલે તરત જ પ્રધાને લઈ ઉપાશ્રયે ગયો. વીરમ જતિએ મોતીથી વધાવ્યો પછી વીરમ જતિએ કહ્યું, 'જો તમે બ્રાહ્મણ ધર્મનો ત્યાગ કરો, શિવવિષ્ણુના મંદિરોનો નાશ કરો, ગાયત્રીને બદલે નવકાર મંત્ર જપો અને મારા ધર્મે ચાલો તો હું પ્રધાનને ડાહ્યો કરું.'

રાજાએ બ્રાહ્મણોને પૂછયું, 'કહો ભાઈ, હવે શું કરવું ? ચાહ તો પ્રધાનને ડાહ્યા કરો નહિ તો આ વીરમ જતિ

કહ છે તેમ કરો.'

બ્રાહ્મણો શું બોલે ? રાજા વિક્રમે વીરમને કહ્યું, 'પણ જો તમારાથી પ્રધાન ડાહ્યો ન થાય તો ?'

'મરજી પડે તેમ કરજો.' વીરમ જતિએ કહ્યું.

'ઠીક,' કહી રાજા ચૂપ રહ્યો. વીરમ જતિએ આસન વાળી સાધના કરવા માંડી, એટલે જક્ષણી ત્યાં આવી તેને કહ્યું, 'પેલા પ્રધાનને ડાહ્યો કરો તો હરસિદ્ધનું અભિમાન મૂકાવું.'

'હરસિદ્ધ' શબ્દ સાંભળતાં જક્ષણી કહ્યું, 'એ કદી નહિ બને. રાજાને તું જવા કહી દે.' કહી જક્ષણી ગઈ વીરમે રાજાને જવા કહ્યું. પછી રાજા તો ચાલ્યો મા હરસિદ્ધના મંદિરે. માતાજીની પૂજા કરી સ્તુતિ કરી. માતાજી પ્રસન્ન થઈ પ્રગટ થયાં ત્યારે રાજાએ પ્રધાનને ડાહ્યો કરવા કહ્યું, 'રાજા,' માતાજી બોલ્યાં, 'ગંગાજળ પા. એટલે તે ડાહ્યો થશે.'

માતાના કહેવા પ્રમાણે વિક્રમે પ્રધાનને ગંગાજળ પાયું. પ્રધાન ડાહ્યો થયો. પછી તેને પૂછયું, 'ભાઈ, તું આમ કેમ થઈ ગયો છે ?' પ્રધાને કહ્યું, 'અલૌકિક નૌકા, અનગળ દ્રવ્ય અને રૂપવંતીઓને જોઈ મારું મન ભમી ગયું. મારા મનમાં થયું, હું તેની પાછળ ગયો હોત તો આ બધું મને મળત. રાજા નૌકા પાછળ ગયા એટલે આ બધું તેમનું થયું' બોલતા તે વિક્રમ સામે જોઈ રહ્યો. 'હું તેમને દોષ દેતો નથી. હું તો મારા નસીબનો દોષ કહાડું છું અને મરવા વિચાર કરું છું.'

'ભાઈ, મરવાની કાંઇ જરૂર નથી. તને જેનાથી સુખ થતું હોય તે મારે ન જોઇએ.' કહેતા રાજાએ

શ્રીકૃષ્ણાર્પણ સર્વે કર્યું ક્ષણું ન લાગી વાર.

પેલી છોકરીઓએ વચન આપ્યું હતું એટલે કાંઈ પણ બોલ્યાચાલ્યા વિના તેમને મણિસાગર સાથે પરણવું પડયું.

એ કથા સાંભળી આપશે અન્ન વસ્ત્ર બહુ દાન
આ લોકે સુખ ભોગવે પરલોકે હરિમાન."
એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ,
"એહ કથા પુરણ થવી' કહે કવિ શામળદાસ.

---



"રાજા ભોજ, આવા પવિત્ર સિંહાસન પર પગ મૂકતાં અટકી જા.' વૃંદા પૂતળી બોલી, 'તારામાં આ સિંહાસન પર બેસવા જેટલી યોગ્યતા છે? તેનો તેં વિચાર કર્યો છે? આ તો પરદુઃખભંજન રાજા વિક્રમનું સિંહાસન.'

"હે પૂતળી, પરદુઃખભંજન રાજા વિક્રમે શું કામ કર્યાં હતાં તે તું મને કહે" પગ પાછો ખેંચતા રાજા ભોજ બોલ્યો.

" રાજા ભોજ, સાંભળ.



એક દિવસ રાજા વિક્રમ સૈન્ય સાથે શિકાર કરવા નીકળ્યો. રસ્તે-જતાં રાજા સૈન્યથી છૂટો પડયો ને આગળ ચાલ્યો ગયો. દવ બળી રહ્યો હતો. પશુ પક્ષીઓ દોડાદોડી કરી રહ્યાં હતાં ત્યારે એક પોપટ દવમાં પડવા તૈયારી કરતો હતો.

'મા, મા' રાજા વિક્રમે દવમાં પડવા તૈયાર થયેલા પોપટને કહ્યું, 'જો તું દવમાં પડે તો ઇશ્વરની આણ છે.'

પોપટ દવમાં પડતો અટકયો. 'અરે ભલા માણસ, મને સમ આપી શા માટે અટકાવ્યો? મને મરવા દે. મારા દુઃખે હું બળી રહ્યો છું ત્યારે મને શું કરવા અટકાવે છે?'

'આત્મહત્યા શા માટે કરવી જોઇએ? તારા કયા વહાણ ડૂબી ગયાં છે? તારું કયું ધન લૂંટાઇ ગયું છે? તારે માથે કયું કલંક આવ્યું છે?'

'એ બધી પંચાત તારે શા માટે કરવી જોઇએ? તું તારે રસ્તે જા. મને મરવા દે.' પોપટે કહ્યું.

'ના, ના, તારાથી હવે મરાશે નહિ. તારું દુઃખ હું દૂર કર્યા વિના રહેવાનો નથી. કહે તને શું દુઃખ છે? મા હરસિદ્ધ તારી આશા પૂરી કરશે.'

'મહારાજ,' વિક્રમ સામે જોતાં પોપટ બોલ્યો, 'હું પદ્મચંદ્રના પુત્ર પુષ્પસેન સાથે રહેતો હતો. અમે દેહે જુદા પણ પ્રાણ એક જેવા હતા. એક દહાડો તેણે મને પૂછયું, 'મારો વિવાહ કયાં થશે ?' મને જ્ઞાન હોવાથી મેં કહ્યું, 'મંછાવતી નગરીમાં રહેતા ટેકચંદશાની પુત્રી પદ્મલોચનની સાથે તમારાં લગ્ન થશે.' હું જ્યારે મારા મિત્રનું ભવિષ્ય કહી રહ્યો હતો ત્યારે પદ્મલોચની તેની પાળેલી મેનાને તેનાં લગ્નનું પૂછી રહી હતી. મેનાએ તેનો વિવાહ પુષ્પસેન સાથે થશે તેવું કહ્યું. આ વાત છોકરીએ પોતાના માવિતરને કહી. તેનાં માવિતરે નાળિયેર મોકલ્યું. બંને પરણ્યાં. પદ્મલોચની સાથે મેના પણ આવી. હું અને મેના ભેગાં રહેવા લાગ્યાં. દેવતા અને દારૂ ભેગાં થતાં ભડકો થાય તેવી સ્થિતિ મારી થઇ. મેં મેનાને સમજાવી. પણ મેના ન માની. મને ધમકી આપવા લાગી. હું ભાન ભૂલ્યો હતો. કામના પ્રભાવથી સારાસાર સમજવાનું જ્ઞાન મારામાં રહ્યું ન હતું. મેં જબરજસ્તી કરી.

સવાર થયું. મેનાએ ફરિયાદ કરી ને કહ્યું, 'એ પોપટનો નાશ કરો. નહિ તો હું આત્મહત્યા કરીશ.' પદ્મલોચનીએ તેના ધણીને વાત કરી. મારો મિત્ર મને એકાંતમાં લઈ ગયો ને સાચું શું છે તે પૂછવા લાગ્યો. ત્યારે મેં કહ્યું, 'તેણે જ મને લોભાવ્યો હતો.' મારી વાત તેણે તેની સ્ત્રી પાસે કરી ને કહ્યું, 'મેના જુઠી છે.' આ સાંભળી મેનાએ કહ્યું, 'મારી બેન, પુરુષો જૂઠા છે તેનો હું એક દાખલો આપું. એક ગામ હતું. તેમાં એક વાણિયો

રહેતો હતો. તેનો ધનક્ષય નામનો દીકરો હતો. તેનો વિવાહ મલુકચંદની છોકરી પરમવતી સાથે કર્યો. લગ્ન વખતે ગીનારક આવવાથી છોકરી બાપને ત્યાં રહી. ધનક્ષય પોતાને ઘેર ગયો તેણે તેનો બાપ મરતાં પૈસા રદ્દેદફે કરવા માંડયાં. ગુણકાને ઘેર પડયો પાથર્યો તે રહેવા લાગ્યો. પૈ પૈ માટે તરફડવાનો વખત આવ્યો ત્યારે તે પોતાના સસરાને ત્યાં ગયો. સસરાએ તેનો સારો સત્કાર કર્યો. પછી દરદાગીના આપી કન્યાને વળાવી. રસ્તે ચાલતાં ધનક્ષયને વિચાર આવ્યો. 'આ મારી સ્રી મારે ઘેર આવશે ને ઘરની સ્થિતિ જોશે તો મારી આબરૂ જશે. માટે રસ્તામાં જ ઠેકાણે કરી દઉં.' વિચારતાં તેણે કહ્યું, 'રસ્તામાં કાંઇક વિઘ્ન આવે તે પહેલાં તારા દાગીના મને આપ.' સ્રીએ દાગીના ધણીને આપ્યા. થોડુંક આગળ ચાલ્યા ત્યાં તો પેલાએ પોતાની સ્રીને કૂવામાં નાંખી દીધી ને તે ચાલ્યો ગયો.

કૂવામાં પાણી નહિ હોવાથી તે ડૂબી નહિ. કૂવામાં એક દહાડો નહિ, બે દહાડા નહિ પણ પાંચ દહાડા રડતી-કકળતી રહી.

પાંચમે દિવસે એક મુસાફર ત્યાંથી જતો હશે તેણે રડવાનો અવાજ સાંભળ્યો. તેણે પરમવતીને બહાર કાઢી તેનું નામ, ઠામ અને ગામ પૂછયું. છોકરીએ પોતાના બાપનું ગામનું નામ આપ્યું, ને તે જવા લાગી. ઘેર પહોંચતાં જ સગાંવહાલાં ભેગાં થયાં ને પૂછવા લાગ્યા, 'બેન, તારી આવી દશા કેમ થઇ?' જવાબમાં તેણે કહ્યું, 'રસ્તે જતાં ચોર મળ્યા. તેમની સાથે અથડાતા તે કોણ જાણે કયાં ગયા?

અને હું અહીં આવી.' ખાનદાન માબાપની દીકરીએ ધણીનું પાપકર્મ છુપાવ્યું. ત્યારે પેલા પાપીએ તેની બૈરીનાં દાગીના વેચી મોજ કરવા માંડી. વેશ્યાનું ઘર ભરાવા લાગ્યું. એ પૈસો ખલાસ થયો. એટલે તે ફરી રખડતો થયો ને સાસરે ગયો. જેવો તે સસરાના ઘર આગળ આવ્યો કે તેની દૃષ્ટિએ તેની સ્ત્રી પડી. તે ગભરાઈ પાછો જવા લાગ્યો, ત્યાં તો તેની સ્ત્રી દોડની તેની પાસે આવીને કહેવા લાગી, 'આજ આટલી વરસે તમે આવ્યા ને એમ પાછા જવાશે? મેં મારા બાપાને બીજી જ વાત કહી છે. તમે જરાય ગભરાશો નહિ. ચાલો ઘેર ચાલો.'

ધનક્ષય ઘેર આવ્યો. સાસરિયાએ તેની સારી સારવાર કરી. દમબાર દહાડા થયા ત્યારે એક રાતે તેને વિચાર આવ્યો, 'આને મેં કૂવામાં નાંખી હતી એટલે છવીશ ત્યાંસુધી ઓશિયાળા રહેવુ પડશે, તેના કરતાં એને મારી નાખું તો....?' પાપી વિચાર કરીને અટક્યો નહિ. પણ તેને મારી નાખી દાગીના વગેરે લઈ ગયો. સવાર થતાં ઘરમાં બધાંએ જાણ્યું રડારોળ થઈ રહી. એવા પુરુષ પાપી હોય છે.' બોલતી મેના અટકી.

મેનાની વાત સાંભળી મેં કહ્યું, 'દઠ ભૂંડી, તું પુરુષનો જ વાંક કાઢે છે. પણ પુરુષ કરતાં સ્ત્રી વધારે ભયંકર હોય છે. તે પુરુષથી ન થાય તેવું કરે છે. લે સાંભળ.' કહી મેં વાત કહેવા માંડી.

'દેટલાય વખત પહેલાં કનકાવતી નગરીમાં સુખસાગર નામનો વાણિયો રહેતો હતો. તે વાણિયાને સપુત નામે

દીકરી હતી. એ છોકરીનો વિવાહ દામોદરશાના દીકરા વિજયપાળ સાથે કરવામાં આવ્યો હતો.

આ વિજયપાળ ધન કમાવા ગયો તેણે.
પરનારીને તનથી તજી, પરણી ભામની તેને ભજી.

પણ તેની સ્ત્રી યુવાવસ્થામાં આવતા ભાન ભૂલી. પતિ પત્નીને ઝંખતો હતો ત્યારે પત્ની ચારે તરફ ફાંફાં મારતી હતી.

એવી ગુરણ મનમાં કરે, પરપુરુષ હૈયામાં ધરે.

એક દહાડો તેની નજરે એક બ્રાહ્મણ પડચો. તેને જોઇ તે ગાંડી થઇ ગઇ. તેણે એક દાસી મોકલીને બ્રાહ્મણને બોલાવ્યો. બ્રાહ્મણભાઈ દક્ષિણાની લાલચે દાસી સાથે આવ્યા.

સપુતે બ્રાહ્મણને પોતાના મનની ઇચ્છા પૂરી કરવા સમજાવવા માંડયું. બ્રાહ્મણ આનાકાની કરવા લાગ્યો, ફજેતીની બીક બતાવવા લાગ્યો. ત્યારે સપુતે કહ્યું, 'તમે જરાય ગભરાશો નહિ. તમારું નામ કોઇ જ લઇ શકશે નહિ તમે....માલણને ત્યાં રાતના આવજો. હું તમને જોઈશે તેટલા પૈસા આપીશ.'

પૈસાના લોભે બ્રાહ્મણે સપુતની મનની ઇચ્છા પૂરી કરવા વચન આપ્યું. પછી તેને ઘેર ગયો–જવા દીધો. ત્યાર બાદ સપુતે માલણને બોલાવી બધી વાત કહી. માલણ સપુતને બધી જ સગવડ આપવાનું કહી ત્યાંથી ગઇ.

રાત પડી. પેલો બ્રાહ્મણ માલણને ત્યાં આવ્યો માલણે તેને આવકાર આપ્યો. તેવામાં સપુત આવી. વિલાસમાં

રાત ગુમાવી.

દિવસો એક પછી એક જવા લાગ્યા. તેવામાં વિજયપાળ આવ્યો. સુખસાગરે તેનો સત્કાર કર્યો. રાતે પતિપત્ની એક ઓરડામાં સૂતાં છે. પણ સ્ત્રી તેના ધણી સાથે બોલતી નથી. રાત જેમ જેમ જતી હતી તેમ તેમ બ્રાહ્મણના વિચારો તેને આવતા હતા.

પતિ પત્નીને સમજાવવા પ્રયત્ન કરતો હતો. પણ પરિણામ કાંઈ જ આવ્યું નહિ એટલે તે હારી થાકીને સૂઈ ગયો. પતિ ભરઊંઘમાં છે તે વખતે પત્ની બારીએ દોરડું બાંધી નીચે ઊતરી. તેને ચોરોએ જોઈ. એ ચોરોમાં એક ઘણો ચતુર ચોર હતો તે બોલ્યો, 'આપણે આ સ્ત્રીની પાછળ પાછળ જઈએ. અને શું નવાજૂની થાય છે તે જોઈએ.'

'હા, હા.' કહેતા ચાર ચોરો તેની પાછળ જવા લાગ્યા. તે જ્યારે માલણને ત્યાં પહોંચી ત્યારે પેલો બ્રાહ્મણ નાગના કરડવાથી મરી ગયો હતો.

સપુત ત્યાં આવી. બ્રાહ્મણને મરેલો જોઈ રડવા લાગી તે વખતે માલણના ઘર પાસે વડનું ઝાડ હતું. તેના પર એક જક્ષ રહેતો હતો. તે ઝાડ પરથી નીચે ઊતર્યો. ને બ્રાહ્મણના શરીરમાં દાખલ થયો. એટલે તે ઊઠ્યો. સપુત, 'કેમ ઊંઘી ગયા હતા?' તેમ પૂછવા લાગી. એટલે બ્રાહ્મણના શરીરમાં રહેલો જક્ષ હસતો હસતો વાત કરતો તેની પાસે આવ્યો ને કાળાં કામની કરનારી સપુતનું નાક કરડી શરીરમાંથી બહાર નીકળી ગયો. બ્રાહ્મણ મડદું

થઇને પડ્યો. આ ચર્ચા પેલા ચોરો જોઈ રહ્યા હતા.

નાક કપાતા સપુત હાય હાય કરતી બોલી, 'હવે શું થશે ? ઘેર શું જવાબ આપીશ ?' માલણે તેને રસ્તો બતાવ્યો.

સપુત પેલા દોરડે ચડી ઘરમાં આવી ને એકાએક બૂમ પાડી ઊઠી. 'હાય, હાય. દોડો દોડો. આ રડ્યાએ મારું નાક કરડી ખાધું. મને મારી નાખી.'

આડોશીપાડોશી બધાં દોડી આવ્યાં. બિચારા વિજયપાળને જેમ ફાવે તેમ કહેવા લાગ્યા. ને રાજદરબારમાં લઈ ગયા. રાજાએ વિજયપાળને શૂળીએ ચડાવવા હુકમ કર્યો. તે વખતે પેલા ચોરો રાજા પાસે આવ્યા ને બધી વાત કહી. રાજાએ માલણને ત્યાં તપાસ કરાવી તો ચોરોના કહેવા પ્રમાણે બ્રાહ્મણ મરેલો જણાયો ને સપુતનું નાક પણ મળ્યું. એટલે સપુતને શૂળીએ ચઢાવી ને પેલા ચોરોને સરપાવ આપ્યો. સમજ્યાને.' વાત પૂરી કરતાં હું બોલ્યો.

'હવે રહેવા દે.' ચિડાઈને મેના બોલી, 'તેં મારું વ્રત ભંગ કર્યું ને ઉપરથી ઓજાત પર કલંક મૂકે છે ? ભલે દુનિયા મારી વાત ન માને પણ ભગવાન તો જાણે છે. હું આત્મહત્યા કરી ભગવાન પાસે ન્યાય મેળવવા જઇશ.'

'ના, ના, તેમ ન કરતી.' પુષ્પસેને કહ્યું. તે પછી મને કહ્યું, 'ભલો થઇ સાચી વાત કહે મારા ભાઇલા.' ને મેં સાચી વાત કહી. એટલે પદ્મલોચનીએ મેનાને કહ્યું, 'હવે થયું ન થયું થવાનું નથી. જો તારી ઇચ્છા હોય આ પોપટ સાથે તારાં લગ્ન કરી આપીએ.'

'પણ તે ક્યારે?' મેના બોલી, 'એ મારું કહ્યું પૂરું કરે તો?'

'બોલ તારી શું ઇચ્છા છે?' મેં પૂછ્યું.

'જો સાંભળ. આપણી શેઠાણી વાંઝણી છે. તેને ગર્ભ રહે તેવી વસ્તુ લાવ. વળી આજથી સાતમે મહિને શેઠને એકાએક મૂર્છા આવશે ને મરણ પામશે તેને, બચાવવાનો ઉપાય લાવ તો જ હું તારી સાથે પરણું.'

'ચોક્કસ, આ વસ્તુઓ લઈ પાછો આવીશ. જો પાછો ન આવું તો બ્રહ્મહત્યાનું પાપ કહી હું ત્યાંથી ઊડ્યો. ઊડતાં ઊડતાં મેં તમારી પાસે આવવા વિચાર કર્યો.' પોપટે કહ્યું, 'પણ તમારાથી આ કામ શી રીતે થાય? ને કામ પૂરું કર્યા સિવાય પાછું'ય શી રીતે જવાય? કોઈ જ રસ્તો નહિ જડવાથી હું બળી મરવા તૈયાર થયો છું.'

'તો મા હરસિદ્ધ તારી ઇચ્છા પૂરી કરશે એક મહિનામાં તારું કામ પૂરું કરી આપીશ.' કહી વિક્રમ પોપટને લઈ મહેલે આવ્યો

એક દહાડો રાજા શિકાર કરવા નીકળ્યો. તે દહાડે તે પોતાના માણસોથી છૂટો પડી જંગલમાં આગળ જવા લાગ્યો તે ભૂલો પડ્યો ને એક આશ્રમ પાસે જઈ પહોંચ્યો. તે આશ્રમમાં એક સિદ્ધ રહેતો હતો. તેણે રાજાને જમાડ્યો. પોતાના નગરમાં પાછા જતાં વિક્રમે સિદ્ધને કાંઈક માગવા કહ્યું, 'રાજન્, હું એક વરસના ઉપવાસ કરું છું તો તમે મને પારણાં કરાવશો?' સિદ્ધે પૂછ્યું.

રાજા 'હા' કહી ગયો. ને દિવસો આગળ જવા લાગ્યા. એક દહાડો સિધ્ધે રાજાની પરીક્ષા કરવા વિચાર્યું. તેણે માયાથી એક ચેલો ઉત્પન્ન કર્યો. તેની પાસે રાજાના કુંવ-ને ઉપડાવી મંગાવ્યો.

કુંવર ઘેર નહિ આવ્યો એટલે બધાં ત્રાહ્ય ત્રાહ્ય કરવા ાગ્યાં. શોધાશોધ થઇ રહી. રાજાએ કુંવરને શોધી લાવ-ારને મોં માંગ્યું આપવાની જાહેરાત કરી.

કુંવરની જ્યાંત્યાં શોધ થાય છે. તે વખતે એક બ્રાહ્મણ કુંવરના વસ્ત્ર અને શણગાર લઈ આવ્યો. લોકોએ તેને જોયો એટલે તેને પકડીને ગાળો દેતા રાજા પાસે લાવ્યા. રાજાએ પૂછયું, 'ભાઇ, આ પહેરનાર કયાં છે ?'

'હું તે કાંઈ જાણુતો નથી.' બ્રાહ્મણે કહ્યું, 'મારા ગુરુ ગુફામાં રહે છે. તેમણે મને આ કપડાં તેમજ દાગીના વેચવા મોકલ્યો છે.'

'એ....મ ?' રાજા બોલ્યો, 'તો ભાઇ, મને તારા ગુરુ બતાવશે ?'

'હા, ચાલો.' કહી બ્રાહ્મણ રાજાને લઇ સિદ્ધ પાસે આવ્યો. રાજાએ કુંવરનું શુ થયું તે પૂછયું. સિધ્ધે કહ્યું, 'મેં વરસ દિવસનો ઉપવાસ કર્યો હતો. પારણું કરવું હતું બત્રીસ લક્ષણાનો ભોગ જક્ષણીને આપવાનો હતો. મને બત્રીસ લક્ષણો તારો છોકરો મળી આવ્યો. તેનો ભોગ આપી મેં પારણું કર્યું. તેના કપડાં તથા દાગીના વેચવા મેં જ મારા ચેલાને મોકલ્યો છે. મેં તો જેમતેમ કરી પારણું

કર્યું. પૂરું પેટે ન ભરાયું. પણ માર ગુરુ હજી ભૂખ્યા છે.'

'ક્યાં છે તમારા ગુરુજી?' વિક્રમે પૂછ્યું.

'ચાલ બતાવું' કહીને સિદ્ધ ગુરુ પાસે વિક્રમને લઈને આવ્યો. ગુરુને જોતાં વિક્રમે પૂછ્યું, 'મહારાજ, પારણાં કરશો?'

'પણ ભાઈ, પારણાં એમ કેમ થાય? જે કોઈ પોતાની જાતે જ અહીં મરવા આવે તેનો જ ભોગ અપાય અને ત્યારે જ પારણાં થાય.'

'હું મરવા જ આવ્યો છું. ખુશીથી મારો ભોગ આપો.' વિક્રમે કહ્યું.

'ના, ભાઈ, એક તારો છોકરો માર્યો ને હું તને મારૂં? રાજાને મારૂં? ના, ના, તે નહિ બનશે.'

'મહારાજ,' એ બધી વાતો જવા દો. મને પારકું કામ કરતાં મરવા દો.'

'જેવી તારી ઇચ્છા.' ગુરુએ કહ્યું ને બધી સામગ્રી આણી અગ્નિ પ્રગટાવ્યો. રાજાએ નાહી ધોઇ હરસિદ્ધનું સ્મરણ કર્યું. ગળામાં કરેણના હાર પહેર્યા. કપાળમાં તિલક કર્યું, ત્યાં માથું કાપવા જાય છે, તે જ વખતે અવાજ આવ્યો. 'બસ, બસ, વિક્રમ, રહેવા દે. લોટ બાંધી પૂતળી બનાવી યજ્ઞ કુંડમાં હોમો.'

વિક્રમ રાજા સિદ્ધ તરફ જોતો ઊભો. પછી સિદ્ધે પારણું કર્યું. ને કહ્યું. 'શાબાશ રાજા વિક્રમ, હું તારા પર પ્રસન્ન થયો છું.' કહી એક ફળ આપ્યું ને કહ્યું, 'આ

ફળ તારી રાણીને આપજે. તે વંઝા હશે તો પણ પુત્ર થશે.'

રાજાએ માથું નમાવી ફળ લીધું ને પછી પેલા સિદ્ધ સાથે જવા માંડયું. એ સિદ્ધે વિક્રમ પર પ્રસન્ન થઇ એક વસ્તુ આપી કહ્યું, 'આ વસ્તુનો ઉપયોગ કરતા આવરદા પૂરો થયો હશે તો પણ આવરદા બમણો થશે.' કહી રાજાને તેનો પુત્ર આપ્યો.

અમૂલ્ય વસ્તુઓ અને પુત્ર સાથે રાજા ગામમાં આવ્યો. લોકોએ રાજા અને રાજકુંવરને જોઈ આનંદ ઓચ્છવ કર્યો. તે વખતે પોપટે કહ્યું, 'રાજા વિક્રમ, મને મરવા દો. મને શું કરવા પાંજરામાં પૂરી રાખ્યો છે.'

'ભાઇ, ન ગભરા.' કહી રાજાએ પેલી વસ્તુઓ તેને આપી. વસ્તુઓ લઇ પોપટ બોલ્યો, 'રાજા, તેં મારુ કામ કાર્યું છે તેમ પરમાત્મા તારું કામ કરશે. તારું નામ અવિચળ રહેશે.' કહી તે ત્યાંથી આશિષ આપતો ઉડયો

પુષ્પસેન, પદ્મલોચની અને મેના બેઠા છે ત્યાં પોપટ આવ્યો. પેલી વસ્તુઓ આપી. એ વસ્તુના પ્રભાવથી પદ્મલોચનીએ પુત્રનો જન્મ આપ્યો અને પુષ્પસેનનું મૃત્યું દૂર થયું એટલે મેના પોપટ સાથે પરણી.

રાજા ભોજ, જીવ કે પુત્રને વહાલો ન કરનાર વિક્રમ જેવાં કામ કરો તો જ આ સિંહાસન પર બેસજો."

કહે પૂનળી "સાંભળ રાય, એવા થાવ તો ધરજો પાય,"
એમ કહી આકાશે ગઈ, અને કથા સંપૂર્ણ થઈ.

---



રાજા ભોજ સિંહાસન પર બેસવા તૈયાર થયો છે. એ પગ ઊંચો કરે છે તે વખતે પવિત્રા પૂતળી બોલી, "હાં....હાં, રાજા ભોજ, એ પગ પાછો ખેંચી લે. નહિ તો તું દુઃખી દુઃખી થઈ જઇશ. આ સિંહાસન તો રાજા વિક્રમનું છે. તેનાં જેવાં કામ કરે તો જ બેસવા વિચાર કરજે."

"હે પૂતળી, રાજા વિક્રમે એવાં તો શા કામ કર્યાં હતાં?" રાજા ભોજે પૂછયું.

"જાણવા છે?" પૂતળી બોલી, "સાંભળ.

માગસર સુદ ચોથનો દિવસ હતો. તે દિવસે બધાંએ ગણપતિ ચોથનું વ્રત કર્યું હતું. રાજા વિક્રમે પણ તે કર્યું. તેણે બ્રાહ્મણોને જમવા નોતર્યા. બ્રાહ્મણોને જમાડી તે પૂજા કરવા ચાલ્યો મંદિરે. મંદિરમાં રાજા જયારે આવ્યો ત્યારે તેણે ભયંકર બનાવ જોયો. એક માણસ હાથમાં ઉઘાડી તલવાર લઇ બેઠો હતો. તેણે પોતાનું માથું કાપવા જેવી તલવાર ઊંચી કરી તે જ વખતે રાજાએ તેનો હાથ પકડી કહ્યું 'ભલા માણસ, વગર મોતે શું કરવા મરે છે? આ મંદિર ગોઝારું કેમ કરે છે? જો તું સાચું ન કહે તો તને ...રમાની આણ છે.'

'ભાઈ, તું મને સોગંદ આપી મરતાં શું કરવા રોકે છે? મારાથી હવે જીવાય તેમ નથી. મારું દુઃખ રાજા વિક્રમથી પણ દૂર થાય તેમ નથી. માટે મને મરવા દે. તું તારે રસ્તે જા.'

'ના. ના. ભાઈ, તે કદીયે નહિ બને, તું મારી સામે મરે તો હું પરદુઃખભંજન વિક્રમ શાનો? તારું જે દુઃખ હોય તે મને કહે. ભગવાન તારા મનની ઇચ્છા પૂરી કરશે.'

'રાજન,' પેલો માણસ વિક્રમ સામે જોતાં બોલ્યો, 'હું પૂર્વનો રહેવાસી છું કર્મોજિગો બ્રાહ્મણ છું. મારા કમનસીબે હું કુંવારો છું કેમ કે મારી પાસે ફૂટી બદામ પણ નથી.

એક દિવસ એક અતિથિ મારે ઘેર આવ્યો. બૈરી વગરનું તે કાંઇ ઘર છે? ઘરમાં હાડલા કુસ્તી કરતાં હોય ત્યાં અતિથિને શું જમાડું? અતિથિ મારા મનની વાત સમજી ગયો હોય તેમ તે આશ્વાસન આપતો મારી પાસે બેઠો મેં ઘરમાં જે કાંઇ થોડું ઘણું હતું, તેનાથી તેને જમાડયો. તે એક દહાડો મારે ત્યાં રહ્યો. તેણે તે દહાડે ત્રિયારાજની વાત કરતાં કહ્યું, 'એ ત્રિયારાજ દક્ષિણમાં આવેલું છે. ત્યાં પુરુષનું તો નામ જ નથી. એ ભાગને લોકો કામરુદેશ પણ કહે છે. જે કોઈ પુરુષ ત્યાં જઇ ચઢે છે, એ નારીઓના સપાટે ચઢે છે તેનું નામ કોઈ લઈ શકતું નથી. ત્યાં રહેનાર પુરુષને કદી વિષય ભોગની ઇચ્છા થતી નથી. એટલે સ્ત્રીઓ ઘોડે ચડી દૂર દૂર જાય છે. મેં મારી નજરે જોયું છે. ને તે કહું છું. એક વાર ત્રિયા-

રાજની રાણી ઇન્દુમતિ તેની બહેનપણીઓ સાથે બહાર ગઈ. તેણે એક માણસને જોયો ને તેને પકડી લઈ આવી. તે માણસ બોલ્યો, 'હું ગરીબ બ્રાહ્મણ છું, મને શું કરવા પકડો છો? મારાં બૈરાંછોકરાં મારા વગર ટળવળીને મરી જશે. મને જવા દો.'

'ના, ના હવે તો તમને નહિ જવા દેવામાં આવે. અહીં રહી તમે ખાવ, પીવો અને મોજ કરો.'

બ્રાહ્મણ તો રડવા અને કરગરવા લાગ્યો. રડતાં રડતાં કેટલાય ન કહેવાના વચનો કહ્યાં. એટલે ઇન્દુમતિને તેના પર ક્રોધ આવ્યો ને તેને ધક્કો મારી કાઢી મૂક્યો. પછી ઇન્દુમતિએ પુરુષ નામવાચક કોઈ વસ્તુનો સ્પર્શ ન કરવા સોગંદ ખાધા. ને જો કોઇ પુરુષ ત્યાં આવી ચઢે તો તેને દુઃખ આપવા નક્કી કર્યું. તેની માએ આ જાણ્યું ત્યારે તેને ઘણી સમજાવી. ત્યારે ઇન્દુમતિએ કહ્યું, 'હું ચાર પડદા બાંધું છું. એ ચાર પડદા પહોર રાતમાં મને ગોતાવી છોડાવે તેની સાથે પરણું. આવનારને કોઈ માન આપનાર નથી. સવાર થતાં જો એ પડદા ન છૂટે તો હાથ બાંધી નાક નાથી માર મારી કાઢી મૂકવો.'

આ વાત તેની માએ કબૂલ કરી અને ઢંઢેરો પિટાવ્યો. ઘણાય આવ્યા. દુઃખ પામી માર ખાઈ ગયા. પણ કોઇ જ તેને પરણી શકતું નથી.' કહી પેલો અતિથિ આલ્યો ગયો. બ્રાહ્મણે કહેવા માંડ્યું, 'હું તે પછી નીકળ્યો ઇન્દુમતિના મહેલે ગયો. ત્યાં મેં પડદા જોયા. પહેલે પડદે

સોનાનો પોપટ છે. બીજે મેના, ત્રીજે ઢેલ અને ચોથે મોર છે. ત્યાં જઈ મેં રાણીને બોલાવવા મહેનત કરી પણ સવાર થતાં સુધી બોલાવી શકયો નહિ એટલે મારું નાક નાથી, માર મારી કાઢી મૂક્યો. હું જ્યાંત્યાં ભટકતો હતો, તેવામાં ત્યાં હનુમાનની હાક સંભળાઇ ને હું નપુસક થઈ ગયો. આવી સ્થિતિમાં હું નીકળી, તમારી પાસે આવતો હતો. પણ મનમાં વિચાર આવ્યો. વિક્રમથી મારું દુઃખ શી રીતે દૂર થશે ? એટલે હું મરી રહ્યો છું.'

'ના, ના, હવે મરવાની જરૂર નથી મા હરસિદ્ધની દયાથી હું તારું દુઃખ દૂર કરીશ. એક વરસમાં હું એ ઇન્દુમતિને લઈ અહીં આવીશ. તમે અહીંથી કયાંય જશો નહિ. જો જાવ તો તેમને બ્રહ્મહત્યાનું પાપ છે.'

બ્રાહ્મણે ત્યાં રહેવા વચન આપ્યું. એટલે પૂજા કરી રાજા મહેલે આવ્યો. રાજપાટ પ્રધાનને સોંપી મા હરસિદ્ધને યાદ કરી વૈતાલને સાથે લઈ વિપ્રવેશે ચાલવા માંડયું.

એક ગામ મૂકી બીજે ગામ આગળ જાય છે. સેતબંધુ રામેશ્વરનાં દર્શન કરી તે આગળ વધ્યો. કામરુદેશમાં જઇ પહોંચ્યો. ત્યાંની સ્ત્રીઓ જોઈ રાજા વિચારમાં પડી ગયો. પણ પરનાર સહોદર વિક્રમનું મન ચંચળ ન થયું તે પૂછતો પૂછતો ઇન્દુમતિના મહેલે આવ્યો. ઇન્દુમતિની બહેનપણીએ તેને જોયો. એટલે ઇન્દુમતિને કહ્યું, 'કોઇ દેવાંશી પુરુષ આવ્યો છે. બોલો શું ઇચ્છા છે ?' ત્યારે ઇન્દુમતિએ કહ્યું, 'એ ગમે તે હોય ! મારે શું ?'

સખીઓ ચૂપચાપ જોઈ રહી, રાજા વિક્રમ માન વગર એક આસન પણ બેઠો. મનમાં માતા હરસિદ્ધનું ધ્યાન ધરવા લાગ્યો. કોની સાથે બોલવું તે તેને સમજાતું ન હતું. મનમાં મુઝાતા રાજાએ વૈતાલને યાદ કર્યો, તે સાથે જ વૈતાલ આવ્યો ને પૂછવા લાગ્યો, 'મને કેમ યાદ કર્યો!' રાજા વિક્રમે પડદા છોડવાની વાત કરી ને પોપટમાં પ્રવેશ કરવા કહ્યું. 'પધારો પરદુ:ખભંજન વિક્રમ, ભલે પધાર્યા, તમારા દર્શનથી તો પાપીય પાવન થાય' સોનાના પોપટને બોલતો સાંભળી ઇન્દુમતિ અને તેની સખીઓ નવાઈ પામી.

'રાજન્' તમે અહીં આવ્યા છો; તો કોઈ વાત કરો, હું હુંકારો દઉં ને પવિત્ર થાઉં.'

'જો રાણી હુકમ આપે તો વાત કરું.'

આ સખીઓએ સાંભળ્યું એટલે ઇન્દુમતિને કહેવા લાગી, 'તમે હા કહોને. એવી વાતથી થોડા બધા પડદા છૂટવાના હતા જુઓ તો ખરા કઈ વાત કહે છે'

'સારું' કહી ઇન્દુમતિએ કહ્યું. 'ભલે વાત કરો.'

ઇન્દુમતિ બોલી એટલે એક પડદો છોડયો. રાજાએ વાત કહેવા માંડી. પોપટમાં રહેલા વૈતાળે હુંકારો દેવા માંડયો.

'પહેલાંના વખતની વાત છે. કોંકણ કરીને દેશ હતો. તેનો કપુરસિંહ નામનો રાજા હતો. તે રાજા પચાસેક વરસનો થયો ત્યાંસુધી ભગવાને તેને ત્યાં દીકરો દીધો નહિ. શેર માટી માટે મુંઝાતા રાજાએ એક દહાડો વિદ્વાનોને બોલાવીને

છયું, 'હે ભુદેવો, મારે ત્યાં પુત્ર થાય તેવો કોઈ ઉપાય બતાવો.'

બ્રાહ્મણોએ પાર્થિવ કરવા કહ્યું. રાજાએ બ્રાહ્મણોએ કહ્યા હતા તેથી વધારે પાર્થિવ કરાવ્યા. ભોળાનાથ રીઝયા ને પ્રગટ થયા. 'પુત્ર થશે!' નું વરદાન આપ્યું.

ભગવાન શંકરની કૃપાથી રાજાને ત્યાં પુત્ર થયો. ઘેર ઘેર તોરણો બંધાયા. મંગળવાજાં વાગવા લાગ્યાં. ગામમાં ગોળધાણા વહેંચવામાં આવ્યા. રાજાએ ઘણું પુણ્ય કર્યું.

એ રૂપ રૂપના અંબાર જેવો છોકરો ચંદ્રની કળા વધે તેમ વધવા લાગ્યો. રાજકુમાર સાત વરસનો થયો ત્યારે તેને ભણવા નિશાળે મૂકયો. નિશાળમાં એક સુથારના છોકરા સાથે દોસ્તી થઈ. એક બીજાને એક બીજા વગર ચાલતું નહિ. રાજકુમાર સુથારને ત્યાં જાય ને તેના ઘરમાં જે હોય તે ખાય. સુથારનો છોકરો પણ રાજકુમારનાં કપડાં પહેરે અને ફરે.

સુથાર અને તેના સંબંધીઓ આ જોઈ ને છોકરાને ન કહેવાના શબ્દો કહેતા. રોજ મેણાં સાંભળીને તે છોકરો કંટાળ્યો. તેણે એક દહાડો રાજકુમારને કહ્યું, 'દોસ્ત, મારે તારી પાસે એક વચન માંગવું છે.'

'બોલ બોલ, તારે શું જોઈએ ?' રાજકુમારે કહ્યું, 'તારે જો રાજ જોઈતું હોય તો તે અપાવું. જો મારો જીવ જોઈતો હોય તો તે આપું.' કહી રાજકુમારે વચન આપ્યું.

'મને બધાં મૂરખ કહે છે. માટે મારે મારી જાતની

'વિદ્યા શીખવી જોઈએ. એ શીખવા હું પરદેશ જવા વિચારું છું.' બોલી તે રાજકુમારને પગે લાગ્યો.

સુથારના વચન સાંભળી રાજકુમાર મનમાં દુઃખી થયો. વચન આપ્યું હતું એટલે કાંઈ કહેવાયું નહિ. તે રડવા જેવો થઈ બોલ્યો, 'તારે જવું છે તો જા, પણ વહેલો પાછો આવજે. મારે માટે કાંઈક અવનવું લાવજે.'

રાજકુમારની રજા લઈ સુથારે પરદેશ તરફ જવા માંડ્યું. રસ્તે જતાં જતાં એક ગામ આવ્યું. એ ગામમાં એક સુથાર રહેતો હતો. તે કારીગર હતો. સુથારનો છોકરો તેને ત્યાં ગયો ને ભણવા રહ્યો. તેણે એ સુથારની સેવાચાકરી કરી.

એક વરસ નહિ, બે વરસ નહિ પણ આઠ આઠ વરસ થયા. તે છોકરો કારીગર થયો ત્યારે પેલા સુથારે કહ્યું, 'ભાઈ, હવે તને વિદ્યા આવડી ગઈ છે. હવે તું તારે ગામ જઈ શકે છે.'

'ગામ જવાનું મન તો ઘણું થાય છે પણ....પણ...' બોલતો અટક્યો. ત્યારે સુથારે પૂછ્યું, 'તારે જે કહેવું હોય તે કહે. મનમાં જરાય ગભરાઈશ નહિ.'

'મારા દેશના રાજાનો કુમાર મારો મિત્ર છે.' તે બોલ્યો, 'જ્યારે હું મારે ગામથી નીકળ્યો, ત્યારે તેણે અવનવી વસ્તુ લાવવા કહ્યું હતું પણ તેવી અવનવી વસ્તુ મારી પાસે છે નહિ; એટલે ઓશિયાળું મોઢું લઈ શું જાઉં?'

'ઓહો, એ વાત છે? હું તને અવનવી વસ્તુ આપું.' કહી તે લાકડાનાં પાટિયાંઓ લઈ આવ્યો. તે ભેગા કર્યા

એટલે ઘોડો થઈ ગયો. તેમાં રહેલી યુક્તિઓ તેણે સમજાવી જેનાથી ઘોડો ઊડી શકે. જમીન પર ઊતરી શકે. એ કાષ્ટના ઘોડાના પાટિયાનું વજન સત્તર શેર હતું.

. સુથારે એ ઘોડો તેને આપ્યો. તે લઈ તે પોતાના ગામ જવા લાગ્યો, તે જ્યારે પહોંચ્યો એટલે રાજકુમારને ખબર પડી. ખબર સાંભળતાં રાજકુમાર દોડતો આવ્યો બંને મિત્રો ઘણે વરસે મળ્યા. ભેટયા. સુખદુઃખની વાત કરી.

રાતે રાજકુમાર મહેલે ગયો. બીજે દિવસે મળવા આવ્યો. વાતો કરતા તે બોલ્યો, 'કહો ભાઈ મારે માટે શું લાવ્યા છો?'



'તમારે માટે અજાયબ કાષ્ટનો ઘોડો લાવ્યો છું. તેમાં ગોઠવેલી દોરીઓ ખેંચતા તે તમને ગમે ત્યાં લઈ જઈ શકશે તેની હું તમને સમજણ પાડીશ. છ મહિનામાં તો તમે બધું શીખી જશો.'

'એવું છે ? ક્યાં છે એ ઘોડો ?'

---

સુથારે કહ્યું, 'કાલે તમે તમારા ઘોડા ઉપર બેસી આવજો. હું આ કાષ્ટના ઘોડા પર બેસીશ આપણે સાથે ફરીશું.'

'ઠીક....ઠીક.' કહી રાજકુમાર ગયો. બીજે દહાડે તે કીમતી વસ્ત્રો પહેરીને સારામાં સારા ઘોડા પર બેસી સુથારને ત્યાં

ગયો. સુથારે કાષ્ટના ઘોડાને તૈયાર કર્યો. પછી બે જણા ચાલ્યા. બેચાર ઘડી ફરી ઘેર પાછા ફરવા તૈયાર થયા, ત્યારે રાજકુમારે કહ્યું, 'મારે આ ઘોડા પર બેસવું છે.' કહી તે લાકડાના ઘોડા પર બેઠો. જ્યાં દોરી તાણી કે ઘોડો આકાશમાર્ગે જવા લાગ્યો. સુથાર તો તેનું શું થશે તેના વિચારમાં પડી ગયો. ગામ છોડી જવા તેણે વિચાર કર્યો. એવામાં રાજના એક સેવકે તેને પકડયો અને રાજા પાસે લઈ ગયો. રાજાએ પૂછ્યું, 'રાજકુમાર ક્યાં છે?' સુથાર કંઇ જ બોલ્યો નહિ. એટલે રાજાને વહેમ પડ્યો. રાજકુમારને મારી નાખ્યો છે તેમ માની તેને શૂળીએ ચઢાવવા કહ્યું. તે વખતે 'પોપટે હુંકારો ભર્યો નહિ ત્યારે વિક્રમે કહ્યું, 'પોપટ, હવે આગળ વાત નહિ કહેવાય.'

'મહારાજ, મને ઊંઘ આવે છે. મારા વતી મેના હુંકારો ભરશે' કહેતો વૈતાલ તેનામાં પ્રવેશ્યો એટલે મેના બોલી, 'જરૂર, મહારાજ, આગળ વાત કહો. હું હુંકારો દઈશ. પણ રાણી મને કહે તો.'

'હા, હા,' રાણીએ કહ્યું, 'પડદો છોડી આગળ આવો ને વાત પૂરી કરો.'

બીજો પડદો છોડવામાં આવ્યો; રાજાએ વાત કહેવા માંડી મેનાએ હુંકારો ભરવા માંડ્યો. 'સુથારને સાચી વાત કહેવા બધાએ કહ્યું, ત્યારે સુથારે કહ્યું, 'હું ભણવા ગયો હતો. ત્યાંથી એક કાષ્ટનો ઘોડો લાવ્યો હતો. તે મેં રાજકુમારને બતાવ્યો. રાજકુમારે તેનો ઘોડો મને આપ્યો

ને તે કાષ્ઠના ઘોડા પર બેસી ઊડી ગયા છે, માનવું હોય તો માનજો. આ વાત સાચેસાચી છે.'

રાજાને તેની વાત પર વિશ્વાસ ન આવ્યો, ને તેને જેલમાં પૂર્યો. તે વખતે રાજકુમાર એક ગામના બાગમાં ઊતર્યો, ત્યાં માલણ આવી ને તેને પોતાનો દીકરો કહી ઘેર લઇ ગઇ. માળીને ઘેર રહેતાં રાજકુમાર માળીનો ધંધો શીખ્યો.

માલણ રોજ હાર અને કંચુકી લઇ રાજકુમારીને આપવા જતી હતી. એક દહાડો રાજકુમાર પણ સાથે ગયો. ચોકીદારોએ તેને અટકાવ્યો. બીજે દિવસે રાજકુમારે હાર અને કંચુકી તૈયાર કર્યાં. તેમાં પોતાની દીધેલી વીંટી મૂકી.. તે હાર અને કંચુકી માલણે રાજકુમારીને આપ્યાં. તે પહેરતાં રાજકુમારીને કાંઈક ખૂચ્યું એટલે કાઢીને જોયું તો વીંટી.

બીજે દહાડે માલણ આવી, ત્યારે રાજકુમારીએ હાર ગુંથનાર સંબંધમાં પૂછતાં માલણ પાસેથી વાત જાણી એટલે તેણે મનથી તેની સાથે પરણવા નક્કી કરી, લાડવામાં, ચિઠ્ઠી મૂકી ને માલણને આપતાં કહ્યું, 'આ તારા દીકરાને હાથોહાથ આપજે.'

માલણે રાજકુમારીના કહેવા પ્રમાણે કર્યું. રાજકુમારે એકાંતમાં જઇ લાડવો ભાગ્યો, 'તો આકાશ માર્ગે પરણવાની વસ્તુઓ લઈ મને મળવા આવજો. નહિ આવો તો હું આત્મહત્યા કરીશ.' લખેલી ચિઠ્ઠી હાથમાં આવી. ચિઠ્ઠી વાંચી તેણે રાજમહેલે જવા નક્કી કર્યું.

માલણને ત્યાંથી રજા લઈ રાતના રાજકુમારીને ત્યાં તે

કાષ્ટના ઘોડા પર બેસી ગયો. પરણ્યો. તે રોજ મધરાતે જવા લાગ્યો; પરિણામે ગર્ભ રહ્યો. રાજકુમારીએ દિવસો જતાં રાજકુમારને ગર્ભની વાત કહી. રાજકુમારે તેને પોતાની સાથે આવવા કહ્યું, ને મધરાતે કાષ્ટના ઘોડા પર બેસી બંને ચાલ્યાં ગયાં, જંગલમાં ઊતર્યાં. ત્યાં રાજકુમારીએ પુત્રનો જન્મ આપ્યો, પછી તેણે દેવતા તથા પાણી લાવવા રાજકુમારને કહ્યું. રાજકુમાર ઘોડે ચડી દેવતા તેમજ પાણી લેવા ગયો. વસ્તુઓ લઈને પાછા આવતા ઘોડાની દોરી પર દેવતા પડયો તે સાથે જ દોરી સળગી ને તે દરિયામાં પડયો.

રાજકુમારને વાર થવાથી રાજકુમારી છોકરાને પાંદડા નીચે ઢાંકી શોધવા નીકળી ત્યારે શિયાળવાં ત્યાં આવી છોકરાને તાણી ગયાં. તે વખતે મેના હુંકારો દેતાં અટકી ને વિક્રમે વાત કહેવી બંધ કરી. વૈતાળ મોરમાં પ્રવેશી બોલ્યો, 'મહારાજ, આગળ વાત કહો, હું હુંકારો દેતાં ધન્ય થઈશ; પણ રાણી........'

'પડદો છોડી આગળ આવો.' વાતમાં રસ પડવાથી રાણીએ કહ્યું. પડદો છોડાવીને વિક્રમે વાત કહેવા માંડી, 'રાજકુમારને શોધતી રાજકુમારી કોકીલાપુરમાં એક ડાકણ મનાતી પૈસાદાર સ્ત્રીની સાથે રહેવા લાગી. ત્યાં પેલા છોકરાને લઈ નાસતા શિયાળોએ વાઘને જોયો એટલે છોકરાને મૂકી નાઠાં, અને એ છોકરો કોકીલાપુરના રાજાના હાથે ચઢયો. રાજાએ તેને ઉછેર્યો. જ્યારે તે પંદર વરસનો થયો ત્યારે તેને પરણવા સમજાવવા માંડયું. પણ રાજકુમાર ના જ પાડતો હતો. તેથી રાજા દુઃખી થયો.

રાજકુમારી જે સ્ત્રી સાથે રહેતી હતી, તે સ્ત્રી મરણ પામી. રાજકુમારીએ તેના પૈસાથી મહેલ બંધાવ્યો ને દબદબાથી રહેવા લાગી. એ રાજકુમારીની વાત તથા રૂપનાં વખાણ રાજકુમારના કાને પડયા. એટલે તેને મહેલે લાવવા પ્રધાનને કહ્યું. પ્રધાને નોકર મોકલ્યો. તેણે પોતે પરણેલી છે તેવું જણાવ્યું. આ સમાચાર રાજકુમારને આપવામાં આવ્યા. પણ જીદે ચઢેલા રાજકુમારે તેને મહેલે લાવવા આગ્રહ કર્યો. રાજકુમારીના મનમાં શું આવ્યું કે તે મહેલે આવી. રાતના રાજકુમાર ત્યાં આવ્યો.' મોર હુંકારો દેતો અટકયો એટલે વિક્રમ વાત કહેતો અટકયો. વૈતાલ મોરમાંથી નીકળી ઢેલમાં પેઠો ને બોલ્યો, 'મહારાજ, હવે આગળ વાત કહો.'

'હા હા, આગળ કહો.' રાણીએ અંદરથી કહ્યું ને પડદો છોડયો. વિક્રમે કહેવા માંડયું, 'રાજકુમાર મહેલના પગથિયાં ચઢતો હતો, ત્યારે ત્યાં રહેલી ગાયને વાચા થઈ. તે બોલી, 'માને સ્ત્રી કરવા દીકરો જઈ રહ્યો છે.'

રાજકુમારે આ સાંભળ્યું અને તે પાછો ફર્યો. રાજકુમારીએ બીજે દહાડે સંદેશો કહેવડાવ્યો. રાતના રાજકુમાર મહેલમાં જઈ રહ્યો છે ત્યારે ગાયે કહ્યું, 'કામાંધ માણસને સારું ખોટું કયારેય સમજાય છે?'

ગાયના શબ્દો રાજકુમારની છાતીએ વાગ્યા. તે તલવાર કાઢી રાજકુમારી પાસે જઇ બોલ્યો, 'મા, મા, મારો જન્મ શી રીતે થયો તે મને કહે. નહિ તો...' રાજકુમાર આગળ આવે તે પહેલાં રાજકુમારીના સ્તનમાંથી દૂધની

ધાર છૂટી ને તે રાજકુમારના મોઢામાં પડી. તે પછી માએ દીકરાને બધી વાત કહી. રાજકુમારે તે સાંભળીને આ સ્રામે જે કુદષ્ટિ કરી જે પાપ કર્યું તેનું પ્રાયશ્ચિત કેમ થાય તે બ્રાહ્મણને પૂછ્યું. ગુપ્ત રીતે વ્રત કરતા બ્રાહ્મણને ' ચાર રત્ન આપવા ' તેવું બ્રાહ્મણોએ કહ્યું. રાજકુમારને વ્રત કરતાં છ મહિના થયા. તેવામાં એક વેપારી પચાસ વહાણ લઈ આવ્યો. તેને રાજકુમાર પાસે દાણ માટે લાવ્યા. વેપારીને જોતાં રાજકુમારના હૃદયમાં ન સમજાય તેવું કંઈક થયું. તેણે પૂછ્યું, ' તમે કોણ છો ? ' વેપારીએ પોતાની કથની કહી. રાજકુમારે તેને આશ્વાસન આપ્યું. પછી તે તેની મા પાસે ગયો. ને વેપારીએ કહેલી વાત કહી. માએ ત્યાં આવી તેને જોયો ને કહ્યું. ' એ તારો બાપ છે. ' માના શબ્દો સાંભળી રાજકુમારે વેપારીનું, પોતાનું અને તેની માનું લોહી કાઢ્યું. તે ભેગું થયું ને આનંદ થઈ રહ્યો. તે આનંદમાં મહિનો પસાર થયો. રાજકુમારને પોતાનો મિત્ર યાદ આવ્યો એટલે બધા પોતાને દેશ જવા ઉપડ્યાં. તે વખતે પેલા સુથારને શૂળી પર ચઢાવવા લાવવામાં આવ્યો હતો. ત્યાં તો રાજકુમાર આવવાના સમાચાર આવ્યા. બધા દોડયાં મળ્યાં ભેટ્યાં ' કહેતા વિક્રમે વાત પૂરી કરી. ઇન્દુમતિ વિક્રમ સાથે પરણવા તૈયાર થઈ, ત્યારે વિક્રમે કહ્યું, ' મેં આ સાહસ એક બ્રાહ્મણ માટે કર્યું છે માટે ઉજ્જેન ચાલો........'

ઇન્દુમતિ સાથે તે ઉજ્જેન આવ્યો. બ્રાહ્મણને ઇન્દુમતિ સોંપી ત્યારે બ્રાહ્મણે કહ્યું, ' મહારાજ, એ મારા શા

કામની ? હું નપુંસક....'

વિક્રમે તેને આશ્વાસન આપ્યું ને મા હરસિદ્ધના મંદિરે ગયો. માતાને વિનવી. ત્યારે હરસિદ્ધે કહ્યું, 'મા બહુચરની પાસે જા. એ બ્રાહ્મણનું નપુંસકપણું દૂર કરશે.'

માની આજ્ઞા પ્રમાણે બ્રાહ્મણને લઈ વિક્રમ બહુચર માની પાસે આવ્યો. માની કૃપાથી બ્રાહ્મણ પુરુષ થઈ ગયો. ઇન્દુમતિ સાથે રહેવા લાગ્યો. વિક્રમે તેને કેટલાક ગામ આપ્યાં." કહેતી પૂતળી ત્યાંથી ઊડી ગઈ.

'એહ કથા પૂરણ હવી.' કહે કવિ શામળદાસ.






"ધીરો થા ભોજ રાજા, જરા ધીરો થા." પંકજનયની પૂતળી બોલી.

"શું હું આ સિંહાસન પર બેસવા..."

"ના, ના, રાજન્," પૂતળીએ ભોજને આગળ બોલતા અટકાવી કહ્યું, "રાજા વિક્રમે જેવાં કામ કર્યાં

તેવાં કામ કરવાની શક્તિ હોય તો જ તેના પર બેસાય."

"રાજા વિક્રમે એવા તે શાં કામ કર્યાં હતાં?"

"સાંભળ" પૂતળી કહેવા લાગી, "એક વખતની વાત છે. રાતના સમયે મહારાજ નગરચર્ચા જોવા નીકળ્યા હતા. ફરતા ફરતા એક મોટા વડના ઝાડ પાસે તે આવ્યા. વડ પર પંખી તેની સ્ત્રી સાથે વાત કરતો હતો. વિક્રમ તે સાંભળવા ઝાડ નીચે બેઠા.

'હે પંખી, આજે ઉદાસ કેમ છે?' પંખિણીએ પૂછ્યું.

'પંખિણી, મારા મન પર અત્યારે જે ત્રાસ છે, તે મારાથી સહન થતો નથી. આજ નસીબજોગે મારો મિત્ર પોપટ ઘણા વરસે મને મળ્યો. તેની કુશળતા પૂછતાં મેં તેની વાત પૂછી. કેટલાય સોગંદ આપ્યા એટલે તેણે તેનું દુઃખ કહેતાં કહ્યું, 'હે મિત્ર, હું જ્યાં રહું છું ત્યાં એક પોપટ મેમાનગતિએ આવ્યો. મેં મારી શક્તિ પ્રમાણે એ અતિથિની સેવાચાકરી કરી. એક મહિના સુધી તે મારી સાથે રહ્યો. જતી વખતે તે એક અમરફળ મને આપી ગયો. 'એ અમર ફળનું શું કરવું' તેના વિચારમાં હું પડ્યો. આખરે એ અમરફળ રાજાને આપવા મેં નક્કી કર્યું.

હું ઇન્દ્રજીત રાજાને ત્યાં ગયો. એ રાજાએ પંખીઓ માટે ઘણી જ સગવડ કરી હતી. ઇન્દ્રજીતે મને જોઈ પૂછ્યું, 'કહો પંખી, ક્યાંથી આવ્યા? મારે લાયક કામ હોય તો કહો?' મેં કહ્યું, 'મહારાજ, તમારી અમારા પર દયા છે. એટલે કામ જેવું તો કાંઈ જ નથી. પણ અમારા

પ્રત્યેની તમારી મમતાથી દોરાઈ હું આ અમરફળ આપવા આવ્યો છું.' કહી મેં રાજાને અમરફળ આપ્યું. અને હું મારા મુકામે આવ્યો. મારા પાડોશી પંખીઓને મેં આ વાત કહી. મેં ભૂલ કરી છે; એમ બધાંએ કહ્યું.

રાજાએ બધાને અમર કરવા એ ફળને વાવ્યું. સખત ચોકીપહેરો રાખ્યો. દિવસો જતાં ઝાડ થયું. ફળ આવ્યાં તેમાંથી એક ફળ પાકું થઇ જમીન પર પડ્યું. રાજાને આ સમાચાર આપવામાં આવ્યા. રાજાએ તે ફળ સભામાં આણ્યું તે ફળ જોતાં બધાની આંખ ઠરી. તે ફળ પહેલાં બ્રાહ્મણને જમાડવું એવો વિચાર કરી રાજાએ ફળના સાત ભાગ કર્યા. તેમાંથી એક ભાગ ગોરને આપ્યો, પાંચ ભાગ પાંચ પ્રધાનોને આપ્યા અને છેલ્લો ભાગ પોતાના અગિયાર વરસના દીકરાને આપ્યો.

એ ખાતાની સાથે સાતે જણા ગભરાવવા લાગ્યા. અમરફળ ઝેરફળ થઈ ગયું હોય તેમ લાગ્યું. સાતે જણા જમીન પર પડ્યા. આ જોતાં રાજા ગભરાયો, ભાન ભૂલ્યો, ક્રોધે થઇ તેણે પંખીઓને બાળી નાખવા હુકમ આપ્યો. આથી ઘરડા પ્રધાને કહ્યું, 'મહારાજ, સાહસ ન કરો. જરા રાહ જુઓ, પછી જેમ કરવું હોય તેમ કરજો. નહિ તો તમારે પોતાના દીકરાનું ખૂન કરનાર વાણિયાની માફક પસ્તાવું ન પડે.'

'દીકરાનું?'

'હા મહારાજ,' પ્રધાને કહ્યું, 'એક વેપારી હતો. તે ધન કમાવા પરદેશ જવા તૈયાર થયો. તેને ત્યાં એક

નાનો પુત્ર હતો. છેલ્લાં લાડ કરી બાપ કમાવા ગયા. તેર વરસ પછી જે દિવસે તે કમાઈને પાછો આવ્યો તે દિવસે ગુપ્ત રીતે તે પોતાને ઘેર ગયો. એ દિવસે એ દીકરાની આંખ દુઃખતી હતી એટલે તે માના ખોળામાં માથું મૂકી સૂતો હતો. નસીબજોગે આંખ મીચાઈ ગઈ. ઊંઘી ગયો. પેલો વાણિયો ત્યાં આવ્યો ને તેણે જોયું. તે સારાસારનો વિચાર કરવા ન રહ્યો. પોતાના પુત્રને પોતાની સ્ત્રીએ રાખેલો છે તેમ સમજીને મારી નાખ્યો ને ચાલ્યો ગયો.

સ્ત્રીની આંખ ઊઘડી ને પોતાના બાળકને મરેલો જોઈ છાતીમાથાં કૂટી મરી ગઈ. વાણિયો ઘેર આવ્યો ને સમાચાર સાંભળ્યા. એટલે તેણે આત્મહત્યા કરી. માટે રાજન શાંતિથી કામ લયો.'

રાજાએ તરતમાં પંખીઓનો નાશ કરવાનો વિચાર મુલતવી રાખ્યો. આ સમાચાર મને મળતાં હું ગંગામાં મરવા માટે જઈ રહ્યો છું. સાંભળ્યું ને? મારા મિત્ર પર આ આફત આવી છે.'

'તો આપણે પણ એ મિત્રની પાછળ જીવ આપીશું. તમે તેને અહીં બોલાવી લાવો.' પંખિણીના કહેવાથી પંખી ઊડયો ને પોતાના મિત્ર પોપટને લઇ આવ્યો. ત્રણે ભેગાં થયાં. પંખિણીએ કહ્યું, 'આપણે આપણી આ દુઃખકથા પરદુઃખભંજન વિક્રમને કહીએ તો?'

'તેનાથી શું થશે? આ દુઃખ તેનાથી શી રીતે ભાંગશે' પંખીએ પૂછ્યું, 'હવે આપણે તો મરવું જ રહ્યું.'

રાજા વિક્રમે આ શબ્દો સાંભળ્યા. પંખીઓ ઊડી જાય તે પહેલાં તેઓ સાંભળે તેમ તે બોલ્યો, 'તમે સાહસ ન કરશો. તમને બે હાથ જોડીને હું વિક્રમ કહું છું. જ્યાંસુધી હું આ પંખીનું દુઃખ દૂર નહિ કરું ત્યાંસુધી મોઢામાં અન્ન નહિ મૂકું.'

રાજાનો અવાજ સાંભળી પંખીઓ વિક્રમને જોવા લાગ્યાં. પછી વિક્રમે કહ્યું, 'તમે મારી સાથે ચાલો.'

'ના રે ભાઇ.' પેલા પંખીએ કહ્યું, 'હું ત્યાં આવું તો રાજા મને મારી જ નાંખે બધાં પંખીઓ મને શાપ આપે જો તારે અમારું દુઃખ દૂર કરવું હોય તો ઉત્તર દિશાએ ચાલ્યો જા.'

'સારું', પણ જો તમે અહીંથી ઊડી જાવ તો તમને બ્રહ્મહત્યાનું પાપ' કહી રાજા વિક્રમ મા હરસિદ્ધને યાદ કરતો ઉતાવળે ચાલ્યો.

રસ્તે જતાં મધરાત થઇ. ઊના નામનું ગામ આવ્યું. ત્યાં એક માણુસ એક રડતા છોકરાને લઈ જઇ રહ્યો હતો. તે છોકરાએ વિક્રમને જોયો એટલે તે દોડી તેની પાસે જઈ કહેવા લાગ્યો, 'મને શરણમાં રાખો.' રાજા વિક્રમે તેનો હાથ પકડ્યો. તે સાથે લઇ જનાર માણુસ જે ત્યાંનો રાજા હતો તે તેને ખેંચવા લાગ્યો. આ ખેંચતાણ થઈ રહી હતી તેવામાં સીપાઇઓ ત્યાં આવ્યા. તે વખતે સવાર થયું. સવારના અજવાળામાં સીપાઈઓએ રાજાને ઓળખ્યા. રાજાએ વિક્રમને જોયો; તેજસ્વી સ્વરૂપ જોઇ પૂછવા

લાગ્યો. 'તમે કોણ છો?' જવાબમાં વિક્રમે કહ્યું, 'હું એક મુસાફર છું', પણ મધરાતે આ બાળકને કેમ લઈ જઈ રહ્યા હતા ? બાળક શા માટે રડે છે?'

ઊનાનો રાજા કાંઇ બોલ્યો નહિ એટલે વિક્રમે પેલા છોકરાને દૂર લઈ જઈ પૂછવા માંડયું. બાળકે કહ્યું, 'રાજાને રક્તપિત્તનો રોગ છે. એ રાજાને એક વૈદે બત્રીસ લક્ષણાની મમઈ કાઢી ખાવા કહ્યું છે. રાજા બત્રીસ લક્ષણાને શોધતો હતો. મારા પાડોશી બ્રાહ્મણે તેને મારું નામ આપ્યું. સ્વાર્થી રાજા મારે ત્યાં આવ્યો. મારાં માબાપે રાજાનો સત્કાર કર્યો. રાજાએ એક વચન માગી મને માંગ્યો. મારા બદલામાં રાજાએ સોનામહોરો આપી. ને મધ્યરાતે મારે ત્યાં આવ્યો ને મને લઈ ચાલ્યો, રસ્તામાં મેં તમને જોયા. તમારી કાંતિ જોઇ તમારું શરણ માગ્યું.'

છોકરાની વાત સાંભળી વિક્રમ વિચારમાં પડયો. તેણે વિચાર કરી કહ્યું, 'આજ મારે અગિયારસ છે. એટલે મારો વિચાર આજનો દિવસ તમારા ગામમાં રહેવાનો છે. આ બ્રાહ્મણનો બાળક છે તે મને પૂજા કરવા આપો. આજની રાત રાખી કાલે તમને પાછો સોંપીશ. એમાં કાંઈ લુચ્ચાઇ કરું તો મને અનેક પાપ છે.'

રાજાએ વિક્રમને બાળક સોંપ્યો. એક સ્થાન બતાવીને પોતાને મહેલે ગયો. વિક્રમ બાળક સાથે એકાંત ઉતારે ગયો. ત્યાં જ નાહીધોઈ પૂજાપાઠ કર્યા. સંધ્યાકાળ થઇ એટલે બાળકને સૂવાડી માતાનું ધ્યાન ધરવા બેઠો. ગાની

સ્તુતિ કરવા માંડી. પછી તલવારથી માથું કાપવા તૈયાર થયો. તે વખતે મા પ્રગટ થયાં ને કહ્યું, 'વિક્રમ, એ રાજાને ગયા અવતારમાં ગાયે શાપ આપ્યો હતો, તેથી રક્તપિતનો રોગ થયો છે. તે શાપ સોનાના સો હાથી કરાવી તેમના પેટમાં મોતી ભરી નદી વચ્ચે ઊભા રાખી બ્રાહ્મણોને આપે તો દૂર થાય. વળી તેનાં શરીર પર જે કોઢના ચાઠા છે તે તેલને ઉકાળી તેમાં બત્રીસ લક્ષણાની નવે નાડીમાંથી લોહી કાઢી નાંખે અને એ તેલ ટાઢું થાય ત્યારે તેમાં રાજાને નવડાવે તો તે ચાઠા દૂર થાય.' કહી માતા ચાલ્યાં ગયાં. વિક્રમ વિચારમાં પડયો. વિચાર કરી તેણે તેલ આણ્યું. ગરમ કર્યું તેમાં તેણે પોતાની નાડ છેદી લોહી રેડયું તે સાથે જ તેનું શરીર તણાવા લાગ્યું. તે જમીન પર પડયો.

સવાર થતાં પેલા બ્રાહ્મણને ત્યાં છોકરાએ પેલા છોકરાને બોલાવવા ગયા ત્યારે તેના માબાપે કહ્યું, 'એ તો એના મોસાળ ગયો.' આથી એ છોકરાના ભાઈએ કહ્યું, 'મારા માબાપ જૂઠું બોલે છે. પૈસા લઈ તેમણે રાજાને મારો ભાઈ આપ્યો છે.' આ સાંભળી એક છોકરાએ કહ્યું, 'કાકા, તમે તો ગજબ જ કરી નાંખ્યો. રાજા એને મારી નાંખશે, આ વાત હું જાણું છુ કેમ કે એનું નામ મારા બાપાએ રાજાને આપ્યું હતું.' આ સાંભળી તેના માબાપ રડતાં કકળતાં રાજા પાસે ગયાં અને કહ્યું, 'તમારું ધન પાછું લઈ અમને અમારો દીકરો આપો.'

આ વાત પવનની પાંખે ચઢી ગામમાં ફેલાઈ ગઈ. બધા રાજાને ધિક્કારવા લાગ્યા. રાજા વિચારમાં પડ્યો. તે વખતે વિક્રમ બેઠો થયો. તેણે કોલાહલ સાંભળ્યો. તે બહાર આવ્યો ને પૂછ્યું. છોકરાના માબાપે વાત કહી એટલે વિક્રમે કહ્યું, 'જરા ધીરજ રાખો, હું તમને તમારો છોકરો ને ઉપરથી- ધન અપાવીશ.'

અહીં વિક્રમ આ પ્રમાણે કહી રહ્યો છે, તે વખતે રાજા પોતાની સ્ત્રી પાસે જઈ કહેવા લાગ્યો, 'બ્રહ્મહત્યા કરી હું શું સુખ ભોગવવાનો છું? અને આ રોગ પણ જવાનો નથી એટલે હું તો આત્મહત્યા કરીશ.' ત્યારે રાણીએ કહ્યું, 'તમે આત્મહત્યા કરશો તો અમારે પણ જીવી શું કરવું છે? અમેય તમારા રસ્તે આવીશું.' રાણીના આ શબ્દો બીજી રાણીઓએ પણ માન્ય રાખ્યા. પ્રધાનને રાજાએ આ વાત કરી એટલે તેણે કહ્યું, 'હું તમારા કરતાં પહેલો મરીશ.'

આ વાત થાય છે તે વખતે વિક્રમ ત્યાં આવ્યો ને પૂછ્યું, 'તમે બધા શાની તૈયારી કરો છો?' ત્યારે રાજાએ બધી વાત કહી એટલે તેણે કહ્યું, 'ભાઈ, ગભરાવ નહિ, બધું સારું થશે. પહેલા તમે જેટલું ધન આપ્યું છે તેટલું બીજું ધન આપી આ બાળકને વિદાય કરો. પુણ્યથી દુઃખ દૂર થશે.'

રાજાએ વિક્રમના કહેવા પ્રમાણે કર્યું. બ્રાહ્મણ આશીર્વાદ આપતો છોકરાને લઈ ચાલ્યો ગયો. પછી રાજાએ કહ્યું, 'તમે ચારેક ઘડી પછી મારી પાસે આવજો.' કહી વિક્રમ ત્યાંથી ગયો.

પછી તેણે ગામના બ્રાહ્મણોને બોલાવ્યા. બ્રાહ્મણો આવ્યા એટલે તેમને પગે લાગી કહ્યું, 'મારી દક્ષિણા સ્વીકારો. હું તમને કાગળ લખી આપું છું તે લઇ ઉજ્જેન જાવ. ત્યાં હું કાગળમાં લખી આપું છું તે આપશે.'

બ્રાહ્મણો આ સાંભળી હસ્યા ને ઉજ્જેન જવા આનાકાની કરવા લાગ્યા. વિક્રમે કેટલાય સોગંદ ખાધા ત્યારે બ્રાહ્મણો જવા તૈયાર થયા રાજાએ કાગળ લખી આપ્યો, ખરચા જોગ પૈસા આપ્યા એટલે બ્રાહ્મણો ચાલ્યા. બ્રાહ્મણો ત્યાં ગયા પછી વિક્રમે રાજાને બોલાવી કહ્યું, 'આ તેલમાં તમે નહાવ' રાજાએ વિક્રમના કહેવા પ્રમાણે કર્યું અને તેનાથી કોઢ દૂર થયો. આ જોઈ રાજા વિક્રમને પગે પડ્યો અને રાજમાં રહેવા કહ્યું. આથી વિક્રમે કહ્યું, 'જો મને અહીં રોકાવા કહો તો મને માર્યાનું તમને પાપ છે.' કહીને તે ત્યાંથી ચાલ્યો. પેલા બ્રાહ્મણો ઉજ્જેન પહોંચ્યા. પ્રધાનને કાગળ આપ્યો. વાંચી પ્રધાને કહ્યુ, 'તમને એમાં જે લખ્યું છે તેનાથી સવાયું મળશે.' આ સાંભળી બ્રાહ્મણોએ પૂછ્યું, 'એ લખનાર કોણ છે? જો તમે એ ન કહો તો તમને સોગંદ છે.' સોગનના ભયથી પ્રધાને કહ્યું, 'આ ચિઠ્ઠી લખનાર મહારાજ વિક્રમ છે.' કહી તેમને ખાવાપીવાની વ્યવસ્થા પ્રધાને કરી. બ્રાહ્મણો રસોઇ કરવા રોકાયા. તે વખતે પ્રધાને બધા જ સોનીઓને ભેગા કરી સોનાના હાથી બનાવવા આજ્ઞા કરી. હાથીઓ તૈયાર થતાં પેટમાં મોતી ભર્યાં. પછી બ્રાહ્મણોને બોલાવી તેમને

એક હજાર મોતી ભરેલા હાથી. એકેક હાર, વસ્ત્ર અને શણુ-ગાર આપ્યા. તે લઈ બ્રાહ્મણો પોતાના ગામ તરફ જવા લાગ્યા.
તે વખતે વિક્રમ ઇંદ્રજીત રાજાના રાજ્યમાં આવ્યો. રસ્તે તેણે જાળો નંખાયેલી જોઈ. તે રાજા પાસે ગયો. વિક્રમને જોતાં બધા વિચારમાં પડી ગયા. તેનો સત્કાર કરી પૂછ્યું 'તમે ક્યાંથી આવો છો? ને કોણ છો?' રાજા વિક્રમે કહ્યું, 'હું યાત્રાળુ છું. ફરતો ફરતો અહીં આવ્યો છું. મે રસ્તામાં પંખીઓને જાળમાં પકડાતાં ટકળતાં જોયાં. એટલે પખીઓને કેમ પકડવામાં આવ્યાં છે તે જાણવા આવ્યો છું.'

રાજાએ બધી વાત વિક્રમને કહી, એટલે વિક્રમે કહ્યું, 'મહારાજ, એક દિવસ વધારે ધીરજ ધરો. મરેલાને હું જીવાડીશ. અત્યારે પંખીઓને મારવાનો વિચાર રહેવા દો.'

વિક્રમના શબ્દો સાંભળી રાજા હસ્યો. એટલે વિક્રમે કહ્યું, 'એ પંખીઓને બાળી નાંખવાથી એક તો હત્યા લાગશે અને મરેલા જીવશે પણ નહિ. મને બે દિવસનો સમય આપો. હું સોગંદ ખાઈ કહું છું કે હું કાંઈક રસ્તો કાઢીશ.'

રાજાએ સોગંદ સાંભળી બે દિવસનો સમય આપ્યો. વિક્રમ એક એકાંત જગામાં જઈ શિવના પાઠ કરવા લાગ્યો. ધ્યાન ધરવા લાગ્યો. તે વખતે એકાએક અવાજ આવ્યો, 'રાજન્, રાજા ઇંદ્રજીતે અમરફળનું ઝાડ વાવ્યું તે ખોટું કર્યું. કાંઈ અમરફળ એમ સહેજે બધાને થોડાં મળે! એ અમરફળ જ્યાં વાવ્યું હતું ત્યાં મણિધર રહેતો હતો. તેણે એ ફળને ડસ્યું. એટલે તે ઝાડમાં ઝેર થઈ ગયું. અને ફળ ઝેરવાળા થઈ ગયાં. પછી તે મણિધર—કરકોટકનો વંશજ

અહીંથી એક જોજન દૂર કદમના ઝાડ નીચે જઈ રહ્યો. તેની એક દાઢમાં ઝેર છે. બીજી દાઢમાં અમૃત છે. જો એ અમૃત-વાળી દાઢથી એ ઝાડને ડસે તો બધાં ફળ અમૃત થઈ જાય.'

આવતો અવાજ બંધ થઈ ગયો. રાજા વિક્રમ ત્યાંથી ઊઠયો ને ચાલવા લાગ્યો. કદમનું ઝાડ દેખ્યું એટલે તે આગળ વધતો અટકયો. નાગને જોયો. વિચાર કરી બોલ્યો, 'મામા, આ ભાણેજના પ્રણામ સ્વીકારો.' કહી તે આગળ વધ્યો. નાગની પ્રદક્ષિણા કરી પગે લાગ્યો. નાગે બેસવા જગા બતાવી. વિક્રમ બેઠો એટલે નાગે પૂછયું, 'કહો ભાઈ, કોણ છો? ને કેમ આવ્યા છો?' વિક્રમે કહ્યું, 'હરસિદ્ધનો સેવક તમારો દાસ વિક્રમ, પારકા દુઃખે તમારી પાસે આવ્યો છે. તમે જે અમરફળના ઝાડને ડસ્યું છે તેને તમારી અમૃતભારી દાઢથી ડંસી અમૃતમય કરો. બિચારા પંખીઓનો બચાવ કરો.'

'ઊં....હ.' નાગ બોલ્યો, 'બીજાને માટે શું હું દુઃખ વેઠું?'

'મારા પર દયા કરી આટલું કામ કરો. તમે જે માંગશો તે હું આપીશ.'

'તું મને આપીશ?' નાગ વિક્રમ સામે જોતાં બોલ્યો, 'તું મને અમૃત વસ્તુ ખવડાવે તો તારું કામ કરું.'

'કબૂલ છે.' વિક્રમે કહ્યું, 'મારો દેહ અમૃત જેવો છે. તમે ઝાડને ડસી પછી મને ડસજો.'



'સારું' કહી નાગ અને વિક્રમ પેલા ઝાડ પાસે ગયા. નાગે ઝાડને ડસ્યા પછી વિક્રમને ડસ્યો અને ચાલ્યો ગયો. નાગના કરડવાથી દુઃખ પામતો વિક્રમ ઝાડ નીચે પડચો. તેનું શરીર લીલુ થઈ ગયું. મનથી મા હરસિદ્ધને યાદ કરવા લાગ્યો. એટલે હરસિદ્ધે ભક્તની ભીડે જવા વેતાળને કહ્યું, 'તું હમણાં ને હમણાં હિમાચળ જા. ત્યાં માતાનું સ્થાન છે તેમની પાસેથી મણિ લઈ આવ ને વિક્રમને આપ.'

વૈતાળ મણિ લેવા ઉપડચો ત્યારે વાણું વાયું. માળીએ વિક્રમને પડેલો જોયો. તેણે રાજાને વાત કરી. ગામમાં વાત ફેલાઈ. બધાં વાડીમાં આવ્યાં ને જેમ ફાવે તેમ બોલવા લાગ્યાં. તેવામાં વૈતાળ ત્યાં મણિ લઈને આવ્યો. તેને કોઈ જ જોઈ શકતું ન હતું. તેણે વિક્રમના હાથમાં મણિ આપ્યો. મણિનો સ્પર્શ થતાં ઝેર ઊતરી ગયું ને બેઠો થયો. પછી તેણે કહ્યું, 'હવે આ ઝાડ પરનાં ફળ ખાવ. એનાથી રોગદોગ દૂર થઇ જશે.' પણ એના શબ્દોમાં વિશ્વાસ કોણ રાખે? પણ એક કુંભારની ઘરડી સ્ત્રી હતી તેને ઘરમાં ઘણો ત્રાસ હતો. વહુ ખાવા પણ પૂરું આપતી નહોતી તેણે આ વાત સાંભળી તેથી તે ત્યાં આવી ને ફળ

ખાધું. તે સાથે જ તે જુવાન થઈ ગઈ. પછી વિક્રમે કહ્યું, 'આ ફળ ખાઈ લ્યો, નહિ તો હાથ ઘસતાં રહેશો. આ ઝાડ સુકાઈ જશે.' પણ કોઈ તૈયાર થતું ન હતું.

થોડી વાર પછી રાજાનો ઘરડો પ્રધાન આવ્યો. તે ફળ ખાતા પહેલાં સગાંસંબંધીઓને મળ્યો, પુણ્યદાન કર્યાં. સૂરજને પ્રણામ કરી બધાંને છેલ્લા રામ રામ કરી ફળ ખાધું તે સાથે જ તે દિવ્ય દેવાંશી જેવો થઈ ગયો. એટલે રાજાને વિશ્વાસ આવ્યો ને બધાંને ફળ ખવડાવ્યાં. પછી વિક્રમે પંખીઓને છોડવા કહ્યું. રાજાએ પંખીઓને છોડાવ્યાં. રાજા વિક્રમ ત્યાંથી ચાલતો ગયો. તેવામાં પેલો પોપટ ત્યાં આવ્યો. રાજાએ તેને પોતાની પાસે રાખ્યો. રાજાએ પૂછ્યું, 'એ કોણ હતો ?'

પોપટે રાજા વિક્રમની ઓળખાણ આપી. રાજા હાથ ઘસવા લાગ્યો. ઉજ્જૈન ગયેલા બ્રાહ્મણો પોતાના નગરમાં આવ્યા. તેમને રાજાએ પૂછ્યું, 'પેલો મુસાફર કોણ હતો ?' બ્રાહ્મણોએ કહ્યું. 'એ તો પરદુઃખભંજન રાજા વિક્રમ હતા.' આ સાંભળી રાજા સ્તબ્ધ જેવો થઈ ગયો. પેલો પોપટ પોતાની સ્ત્રીને મળ્યો. બધાં પંખીઓ મળ્યાં ને રાજા વિક્રમને આશીર્વાદ આપ્યા.

એવા થાવ તો બેસજો જય જય શ્રીરણછોડ."

કહીને પૂતળી ઊડી ગઈ.

'એહ કથા પૂરણ થઈ.' કહે કવિ શામળદાસ.

# રણસ્થંભગઢના રાજાની વાર્તા

"રાજા ભોજ, પગ પાછો લે. દુ:ખને નોતરું શા માટે આપે છે?" મોહની પૂતળી બોલી, "આ તો રાજા વિક્રમનું સિંહાસન. તેના પર તો પુણ્યશાળી જ બેસે."

"મહારાજે વિક્રમે એવાં તે શાં કામ કર્યાં હતાં?"

"એની પુણ્યકથા સાંભળ.

એક વખતની વાત છે. રાજા વિક્રમ સભા ભરી બેઠા છે તે વખતે તેમણે ગાંધર્વને બોલાવવા મોકલ્યો. પ્રતિહાર ગાંધર્વને ત્યાં ગયો ને તેને તેડી આવ્યો. ગાંધર્વને જોતાં જ રાજા વિક્રમે કહ્યું, 'આજ વસંત રાગ ગાવ' ત્યારે ગાંધર્વે કહ્યું 'મહારાજ, આજ દુ:ખના ડુંગર નીચે હું દબાઈ ગયો છું, એટલે રાગ મારાથી ગવાશે નહિ.'

'એવી તો ભાઈ, તમને શું ચિંતા છે?' વિક્રમે પૂછ્યું.

'મહારાજ.' ગાંધર્વ બોલ્યો. 'એક દિવસ હું મહાદેવની પૂજા કરવા ગયો હતો. ત્યાં એક સાધુ આવ્યો. તેણે કહ્યું, 'પૂર્વ દેશમાં રણસ્થંભગઢ નામનું ગામ છે. તે ગામના રાજાને ત્યાં રૂપરૂપના અવતાર જેવી છોકરી છે. તેનાં આજથી ચોથે દહાડે લગ્ન છે. એ છોકરી માટે સ્વયંવર રચવામાં આવ્યો છે. ત્યાં દૂર દૂરના રાજાઓ આવ્યા છે. તારે ત્યાં

જવું હોય તો હું આ પવનપાવડી તને આપું. ત્યાં પગે જતાં છ મહિના થાય. પણ આ પાવડી પહેરવાથી સવા ઘડીમાં પહોંચી જવાશે.'

મેં પાવડી લઈ પહેરી એટલે હું રણસ્થંભગઢ પહોંચી ગયો. મેં ત્યાં રાજાઓ જોયા, નગરની શોભા જોઈ ને લગ્નના દિવસની રાહ જોવા લાગ્યો.

લગ્નને દિવસે સ્વયંવરમંડપ રાજાઓથી ભરાઈ ગયો હતો. હાથણીને શણગારી કુંવરી વરમાળા લઈ આવી. તે વખતે મેં મલાર રાગ ગાયો. હાથણીના કાને રાગ પડતાં મારી તરફ આગળ વધી. મારા પર કળશ ઢોળ્યો. એટલે બધા રાજાઓ બોલી ઊઠયા, 'હાથણી ભૂલી છે.' કહી મને માર માર્યો ને દૂર દૂર મને કાઢી મૂકીને હાથણીને ફરીથી કળશ આપ્યો. મેં દૂર રહ્યા રહ્યા મલાર રાગ ગાયો. હાથણી ભાન ભૂલી. હું હતો ત્યાં આવીને કળશ ઢોળ્યો. ત્યારે રાજા ચદ્રસેને કુંવરીને મારી સાથે પરણાવવા વાત કરી એટલે લોકો માંહોમાંહ્ય કહેવા લાગ્યા, 'આવું તો ન બને.' તો કોઈ કહેતું, 'એ કન્યાનું હરણ કરી જવું.' પણ રાજા મક્કમ હતો. મને પરણાવવા તૈયારી કરી, પણ મારું નસીબ ફરી વળ્યું હતું. કુંવરી નાહવા ગઈ તે વખતે એક રાક્ષસ તેને ઉપાડી ગયો.

લગ્ન વેળાએ કન્યાની શોધ થવા લાગી. પણ કન્યા ત્યાં હોય તો હાથ આવે ને ? મને બધા અભાગિયો કહેવા લાગ્યા. તે સાંભળી મને મારી જાત પર રીસ ચડી. મરવા

તૈયારી કરી ત્યારે એક મુનિએ મને કહ્યું, 'ભાઈ, શું કરવા મરે છે ? તું પૃથ્વીની પ્રદક્ષિણા કર, શિવનું ધ્યાન ધર તો એ કુંવરી મળી આવશે.' હું મુનિના શબ્દ સાંભળી જાત્રા કરવા નીકળ્યો. આજ એ વાતને સાલ મહિના થયા. એ દુઃખથી મારાથી ખવાતું નથી.' કહેતા તેણે નિસાસો નાંખી કહ્યું, 'અરે ભગવાન, મનની ઇચ્છા મનમાં જ રહી.'

ગંધર્વને નિસાસો નાંખતો જોઈ રાજા વિક્રમ મનમાં દુઃખી થતો બોલ્યો, 'ભાઈ, તું ચિંતા ન કર. આટલા દહાડા તેં ધીરજ રાખી તો હજી પણ થોડા દહાડા રાખ. હું એ કન્યા લાવી આપીશ. શોક ન કર. ઘેર જા.'

'મહારાજ !' અશ્રદ્ધાથી વિક્રમ સામે જોતો ગંધર્વ બોલ્યો.

'મારા ભાઈ, મારા શબ્દોમાં વિશ્વાસ રાખ, જ્યાંસુધી હું એ કન્યા તને ન લાવી આપું, ત્યાંસુધી શણગાર નહિ પહેરું. માથે મુગટ નહિ મૂકું. જા, મારા શબ્દોમાં વિશ્વાસ રાખી ઘેર જા.'

ગાંધર્વ ઘેર ગયો. રાજા વિક્રમ વિચારમાં પડ્યો. એ રણુસ્થંભગઢના રાજાની કન્યા કેવી રીતે લાવવી તેની ચિંતા કરવા લાગ્યો.

વિચાર કરતાં મધરાત થઇ. મા હરસિદ્ધની પૂજા કરવા પૂજાપો લીધો. રાજાએ માતાના મંદિરે જઇ માની પૂજા કરી. સ્તુતિ કરી. છતાં મા ન બોલ્યાં કે ન ચાલ્યાં. મનથી દુઃખી થતા રાજાએ તલવાર મ્યાનમાંથી કાઢી મરવા તૈયારી કરી તે સાથે મા પ્રગટ થયાં ને બોલ્યાં, 'વિક્રમ, આ શું કરે

છે ? કયા દુઃખે આત્મહત્યા કરવા તૈયાર થયો છે ?'

'મા,' બે હાથ જોડી વિક્રમ બોલ્યો, 'મારા મનની વાત તારાથી શું અજાણી છે ? ગાંધર્વ માટે કન્યા લાવવી છે. પણ...પણ....રસ્તો જડતો નથી. તારે આધારે મેં આ કામ કરવા વિચાર્યું છે. તું જ કોઈ ઉપાય બતાવ.'

'વિક્રમ,' માતા બોલ્યાં, 'એ કન્યા લાવવી મુશ્કેલ છે. એ કન્યા જ્યાં છે ત્યાં જઈ શકાય તેમ નથી. અને ભૂલેચૂકે જો કોઇ જાય તો જીવતો પાછો ન આવે.'

'મા, મા.' વિક્રમ બોલ્યો, 'તું આમ કહેશે ? આ તારા સેવકની લાજ....'

'વિક્રમ.' મા કહેવા લાગ્યાં. 'મેં તને ત્યાંની સ્થિતિ સમજાવી. પણ મારો તારે માથે છે. તું તેને જીતી શકશે. જા, ઉત્તર દિશાએ જા.' કહી મા અદશ્ય થયાં વિક્રમ વીર વૈતાલને સાથે લઈ ચાલવા લાગ્યો.

એક ગામ મુકી બીજે ગામ જાય છે. રાત પડે ત્યાં વિસામો કરે છે. ચાલતાં ચાલતાં એક મોટું વન આવ્યું. એ વનમાં હૃદય કંપાવે તેવા સિંહ, વાઘ દોડતા જણાય છે. રાજા વિક્રમ, મા હરસિદ્ધનું સ્મરણ કરતો આગળ વધી રહ્યો છે, તેવામાં એક રાક્ષસને રથમાં બેસી સામો આવતો જોયો. એ રાક્ષસ જે રથમાં બેઠો હતો તે રથને ઘોડાને બદલે વાઘ જોડવામાં આવ્યા હતા. રાસને બદલે નાગનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આ જોતાં વિક્રમના શરીર પરથી લઘું અજાણે કંપારી આવી ચાલી ગઇ. તે

રાક્ષસ લગભગ થતાં બોલ્યો, 'મને શરણે રાખો. હે બળવાન, હું તમારા શરણે આવ્યો છું.'

વિક્રમ મોટેથી બોલ્યો. રાક્ષસના કાને વિક્રમના શબ્દો પડ્યા એટલે રાક્ષસ બોલ્યો, 'હે માનવ, ખુશીથી તું મારી પાસે આવ. મનમાં જરાય ગભરાઈશ નહિ. હું તારો વાંકો વાળ પણ કરનાર નથી. તું મારે શરણે આવ્યો છે, એટલે હું તને નહિ જ ખાઉં.'

રાક્ષસના શબ્દો સાંભળી વિક્રમ નિશ્ચિંત થઇ રાક્ષસ પાસે ગયો. તેની પાસે બેઠો એટલે રાક્ષસે પૂછયું, 'ભાઈ, તું કોણ છે? જ્યાં કોઈ ન આવે ત્યાં તું કેમ આવ્યો છે? આ તરફનું તારે કાંઇ ખાસ કામ હતું? જે કામ હોય તે સાચેસાચું મને કહે. નહિ તો તને તારા ઇષ્ટની આણ છે.'

'હે દાનવરાજ, હું ઉજ્જેનીનો છું. મા હરસિદ્ધનો સેવક વિક્રમ છું. મહાકાળેશ્વરનો પૂજારી છું, પારકાના કામે અહીં સુધી આવ્યો છું.'

રાક્ષસ વિક્રમને જોઈ રહ્યો.

'અહીંથી કોઇ રાક્ષસ ચંદ્રસેન રાજાની કુંવરીને લઇ ગયો છે. તે રાક્ષસ સાગર બેટ રહે છે. તેને શોધવો છે, એ કન્યા પાછી લેવા તેને મારવો છે અને જેની સાથે તેનાં લગ્ન થવાનાં હતાં તેને સોંપી તેને ઠારવો છે.'

વિક્રમના શબ્દો સાંભળી રાક્ષસ ખડખડાટ હસ્યો અને મશ્કરી કરતાં બોલ્યો, 'હા, ભાઈ હા. તું જ તેને

મારવાનો ! વાહ રે ભાઈ, ભલો વિચાર મનમાં કરીને આવ્યો છે. જરા લાજ, આ તો તેં મને કહ્યું ને હું સાંભળી રહ્યો. બીજો કોઈ હોત તો તને ગાંડો જ માની લેત.

એ રાક્ષસથી તો હુંય ગભરાઉં છું. એ તો બીજો કાળનો અવતાર છે. યમરાજ પણ તેનાથી ડરતા રહે છે. અમર જેવું તે વરદાન પામ્યો છે.'

'વરદાન ?' આશ્ચર્ય પામતો વિક્રમ બોલ્યો.

'હા, હા વરદાન.' રાક્ષસ બોલ્યો, 'વીસ યોજનનો દરિયો છે તેમાં ચાલો ને પાણી પલાળે નહિ તો તે જીતાય. ઉકળતા તેલની કઢામાં પડે છતાં દાઝે નહિ તે જ તેને જીતી શકે. જો આ તું કરી શકે તો જ તું એ રાક્ષસ પાસેથી કન્યા લાવી શકે.'

'હું ઉકળતા તેલમાં પડવા તૈયાર છું. મારી શક્તિની પરીક્ષા આપવા તૈયાર છું' વિક્રમે કહ્યું.

'તો ઠીક.' કહી રાક્ષસે તરત જ દેવતા સળગાવી તેલ ગરમ કર્યું ને કહ્યું, 'લે આપ જોઉં પરીક્ષા.'

કકડતા તેલને જોઈ વિક્રમ વિચારમાં પડી ગયો. વૈતાળને યાદ કરી કહેવા લાગ્યો, 'હવે શું કરીશું ?'

'વીર વિક્રમ.' વૈતાળ શાંતિથી કહેવા લાગ્યો, 'તમે મા હરસિદ્ધનું ધ્યાન ધરો. એટલામાં હું રાજા ઇંદ્ર પાસે જઈને આવું છું.' કહી પવનથી પણ વધુ ઝડપે વૈતાળ ત્યાંથી રાજા ઇંદ્ર પાસે ગયો ને પગે પડી કહેવા લાગ્યો,

'હે મહારાજ, આજ વિક્રમની લાજ જવા બેઠી છે. પાર-કાનું દુઃખ દૂર કરવા આજ તેમણે ભયંકર સાહસ ખેડયું છે. રાક્ષસને મારવો છે પણ રસ્તામાં મુશ્કેલી ઊભી થઈ છે. તેલની કઢા ધીકાવી છે. એ તેલમાં પડી નીકળવાનું છે. કાંઈક રસ્તો બતાવો.'

'વૈતાળ,' રાજા ઈંદ્રે કહ્યું. 'અગ્નિનું આરાધન કરવા વિક્રમને કહેજે. આરાધન કરવાથી સહેજે કઢામાંથી બહાર નીકળાશે.'

'જેવી આજ્ઞા.' કહેતો વૈતાળ વિક્રમ પાસે આવ્યો ને ઇન્દ્રે કહેલો ઉપાય કહ્યો.

'વિક્રમ.' રાક્ષસ હસતો હસતો બોલ્યો 'મોઢથી વાતો તો મોટી મોટી કરતો હતો. હવે ચૂપ કેમ ઊભો ?'

'હું જરા મારી ઇષ્ટદેવીનું સ્મરણ કરતો હતો.' કહી વિક્રમે અગ્નિનું આરાધન કરી પાણીની અંજલિ ભરી તેલની કઢામાં નાંખી. પછી તેમાં પડતું મૂક્યું. તે ઠંડા પાણીમાં નાહતો હોય તેમ નાહવા લાગ્યો. રાક્ષસ તો આ જોઈ નવાઈ પામતો બોલ્યો, 'અરે માનવ, તું તો કોઈ દેવ હોય તેમ લાગે છે. તું બહાર આવ. હું તારે પગે પડું છું.'

વિક્રમ બહાર આવ્યો. રાક્ષસ તેને પગે પડયો, 'હે વીર, એ મારી સ્ત્રીને પણ ઉપાડી ગયો છે. હું તેને મારવા તને મદદ કરીશ. તેનું ઠેકાણું બતાવીશ ચાલ મારી સાથે.'

બન્ને જણા રાક્ષસના મુકામ તરફ જવા લાગ્યા. તેઓ સાગરકિનારે આવ્યા એટલે રાક્ષસે કહ્યું. 'આ સાગર પાર

કરનાર રાક્ષસને મારી શકશે.'

'એ....મ!' કહેતા વિક્રમે સાગરનો મંત્ર ભણી હરસિદ્ધને યાદ કરતાં ચાલવા માંડયું. પાણીએ રસ્તો આપ્યો. બંને જણા ચાલતા ચાલતા અડધે રસ્તે આવ્યા ત્યાં તો એક પંખી આવ્યું ને બોલ્યું, 'આજ ઘણા દિવસે માણસના માંસનો આહાર મળશે.' બોલી પક્ષીએ પર્વત તેમના પર નાખવા માંડયા. એટલે વૈતાળે ગુસ્સે થઈને પક્ષીને મારી નાખ્યું.

મરનાર પક્ષીએ ભયંકર ચીસ પાડી. એ ચીસ રાક્ષસના કાને પડી. એટલે તે બોલ્યો, 'કોઈ આવી રહ્યું છે. બધા તૈયાર થાવ. નગરની બહાર નીકળો.' બોલતો તે દોડતો નગર બહાર આવ્યો. તેણે વિક્રમને જોયો. વિક્રમે પણ ભયંકર રાક્ષસને જોયો. બંને વચ્ચે યુદ્ધ શરૂ થયું. તેવામાં બીજા રાક્ષસો આવ્યા. વિક્રમને મારવા લાગ્યા. વિક્રમે વૈતાલને યાદ કર્યો. પછી અદશ્યવિદ્યાથી અદશ્ય થઈ રાક્ષસોને મારવા લાગ્યો.

બાર હજાર માણસોને વિક્રમે માર્યા. એમને મારવામાં ચાર મહિના જેટલો સમય પસાર થઈ ગયો વિક્રમને આવું ભયંકર યુદ્ધ કરતો જોઈ પેલા રાક્ષસે પૂછયું, 'હે બળવાન, તું કોણ છે? અહીં શા માટે આવ્યો છે? અહીં મરવા શા માટે આવ્યો છે?'

'અલ્યા ચોર, પારકી છે.કરીને ઉપાડી લાવનાર.' વિક્રમે કહ્યું, 'તને સજા કરવા આવ્યો છું.'

'મને મારવા?' હસીને રાક્ષસ બોલ્યો, 'હું તો

શાપિત બ્રહ્મરાક્ષસ છું. તને મારી વાત કહું છું તે સાંભળ પછી મને મારવા વિચાર કરજે.

એક વખત મારા બાપે મારી પાસે ફૂલ માગ્યાં. મેં ન આપ્યાં એટલે તે ગુસ્સે થઇ બોલ્યા, 'તું રાક્ષસ યોનિમાં અવતરજે અને પારકી છોકરીઓનું હરણ કરજે.' મારા બાપાજીના શબ્દો સાંભળી હું કરગરવા લાગ્યો ત્યારે તેમણે કહ્યું, 'તું સમુદ્ર બેટમાં વાસ કરજે. કોઈ જ તને મારી શકશે નહિ.' તે પછી હું રાક્ષસ થઇ અહીં રહું છું. દુનિયામાં મને મારનારો જન્મ્યો નથી. છતાં....છતાં....તું મને મારવા અહીં કયાંથી આવ્યો ? તું છે કોણ ?'

'હું ?' હસીને વિક્રમ બોલ્યો, 'હું ઉજ્જેનનો મા હરસિદ્ધનો દાસ વિક્રમ. અહીં ચંદ્રસેનની છોકરી લેવા આવ્યો છું. તેને તું સીધી રીતે આપી દઇશ તો મરતો બચીશ; નહિ તો તને મારીને પણ લઇ જઈશ.'



'ઓ....હો.' અટ્ટહાસ્ય કરી રાક્ષસ બોલ્યો, 'મને મારવાની હિંમત દેવતાઓમાં નથી તો તું માણસ કોણ માત્ર ? મારે તારું ભાન ઠેકાણે લાવવું પડશે.' બોલી તેણે ચાર જુદા રૂપ ધર્યાં ને લડવા લાગ્યો. વિક્રમ અને વૈતાળ રાક્ષસને હંફાવવા મહેનત કરવા લાગ્યા. યુદ્ધ ખરેખરું

મચ્યું. લઢતાં લઢતાં વિક્રમે રાક્ષસના બે ભાગ કરવા તલવાર ઊંચી કરી તે સાથે જ રાક્ષસે રૂપ બદલ્યું ને અજગર થઈ ગયો. બીજા રૂપે રાક્ષસ ત્યાંથી નાઠો. વૈતાળ તેની પાછળ પડ્યો. વિક્રમ એકલો પડ્યો એટલે અજગરરૂપે રાક્ષસે તેને ગળવા માંડ્યો. વિક્રમને ગળીને ત્યાંથી ગયો. તેવામાં વૈતાળ ત્યાં આવ્યો ને પેલા સાથે આવેલા રાક્ષસને વિક્રમના સમાચાર પૂછવા. પણ રાક્ષસ શું બતાવે?

અજગરના પેટમાં ગયેલો વિક્રમ દુઃખી થતો મા હરસિદ્ધને યાદ કરવા લાગ્યો. મા હરસિદ્ધે વિક્રમની પ્રાર્થના સાંભળી. માતાજી પાતાળમાં આવ્યાં. વૈતાળ માટે ચોતરફ જોવા લાગ્યા. પણ વૈતાળ દેખાયો નહિ એટલે માતાજીએ વૈતાળને હાક મારી.

માતાને અવાજ વૈતાળના કાને પડતાં દોડીને માતા પાસે આવ્યો. માતાના પગમાં માથું મૂક્યું. 'વૈતાળ.' માતાજીએ કહ્યું, 'પેલા અજગરનો નાશ કરવા આ વજ્ર-દંડ લે. અજગરરૂપે થયેલા રાક્ષસના પેટમાં રહેલા વિક્રમને આપ.'

'આજ્ઞા.' કહેતા વૈતાળે માતા પાસેથી વજ્રદંડ લઈ વાયુરૂપ ધારણ કરી અજગરના શરીરમાં પ્રવેશ કર્યો. વિક્રમને દંડ આપીને બહાર નીકળી ગયો. દંડ મળતાં વિક્રમ આનંદ પામ્યો. તે દંડથી અજગરનું પેટ ફાડી બહાર આવ્યો. વૈતાળ ક્રોધપૂર્વક રાક્ષસને મારવા લાગ્યો. તેને મારવા વિક્રમે જ્યારે તલવાર ઊંચી કરી ત્યારે રાક્ષસ

બોલ્યો, 'બસ, મને મારતા બ્રહ્મહત્યા થશે. નાહક દેવના શાપ શા માટે લેવા તૈયાર થાય છે?' કહેતો રાક્ષસ તેના પગે પડીને બોલ્યો, 'મને જીવતદાન આપ. તુ જે માગીશ તે હું આપવા તૈયાર છું.'

આ સાંભળી વિક્રમ હસ્યો ને તેને હાથથી પકડી ઊભો કરી છાતી સરસો દબાવ્યો. પછી વૈતાળ, રાક્ષસ ને વિક્રમ ગામમાં આવ્યા, ગામ લોકોએ વિક્રમને જોયો. બધાં જ તેનાં વખાણ કરવા લાગ્યાં. નગરમાં આનંદ આનંદ થઇ રહ્યો.

રાજા વિક્રમે ગામ જોયું. જાણે કૈલાસ જ. ગામ જોતાં જોતાં બધા મહેલ પાસે આવ્યા. ત્યાં તેમણે તેર સ્ત્રીઓને જોઇ, એટલે વિક્રમે રાક્ષસને પૂછયું, 'આ બધી કોણ છે?'

'મહારાજ,' રાક્ષસ બોલ્યો, 'આ તેરમાંથી ત્રણ કાશી રાજાની છોકરીઓ છે. બે દાવોલની કન્યા છે. કોકમ દેશના રાજાની ચાર કન્યાઓ છે. આ ચંદ્રસેનની કન્યા છે. આ બધીઓને હું ઉપાડી લાવ્યો છું. આ છોકરીઓને મારી છોકરીઓની જેમ રાખું છું. તેનો તમે સ્વીકાર કરો. હું તેમનાં તમારી સાથે લગ્ન કરી આપું છું.'

'ઠી....ક.' કહી રાજા મહેલમાં ગયો.

લગ્નની તડામાર તૈયારીઓ થવા લાગી. ગામમાં આનંદઓચ્છવ થઈ રહ્યો ઘેર ઘેર તોરણ બંધાયાં, પુણ્ય· . કરવામાં આવ્યું.

લગ્નનો દિવસ આવતાં વિક્રમે કહ્યું, 'જેને મારી સાથે પરણવું હોય તે મારા ખાંડા સાથે પરણે પણ તેણે મારા કહ્યામુજબ કરવું પડશે ' છોકરીઓએ સોગંદ ખાઇ વચન આપ્યું. પછી પરણાવવા માટે બ્રાહ્મણોને બોલાવવામાં આવ્યા. વિધિ પ્રમાણે ખાંડા સાથે લગ્ન થયાં.

લગ્નક્રિયા પતી ગઈ એટલે રાક્ષસે કન્યાઓને વળાવવા તૈયારી કરી. અઢળક ધન આપ્યું. હાથી, ઘોડા અને સુખપાલ આપ્યા. તે લઇ વિક્રમ ચાલવા લાગ્યો. પેલા સાથે આવેલા રાક્ષસને તેની સ્ત્રી આપી એટલે રાક્ષસે તેને આશીર્વાદ આપ્યો. તે પછી તેઓ આગળ વધ્યાં.

'રાજા આવે છે.' તેવા સમાચાર ઉજ્જૈનની પ્રજાને મળ્યા એટલે રાજાને વધાવવા–સત્કારવા તૈયારીઓ કરવા માંડી.

રાજા નગરમાં આવ્યો. પ્રજાએ તેને વધાવ્યો. રાજાએ સભામાં આવી પેલા ગાંધર્વને બોલાવવા મોકલ્યો.

રાજાનો સંદેશો મળતાં ગાંધર્વ આવ્યો. તેણે બાર કન્યાઓ જોઇ, તેમનાં રૂપ જોયાં તે સાથે જ દુનિયાભરની કાળી શાહી તેના મોઢા પર ઢોળાઇ હોય તેમ લાગ્યું. તે થરથર ધ્રૂજવા લાગ્યો.

'ગાંધર્વ !' વિક્રમ બોલ્યો, 'ભાઇ, આમ શા માટે કરે છે ? જેને તું ઝંખતો હતો તે તો તારી નજર સામે છે.'

પણ ગાંધર્વે કાંઇ જ જવાબ ન આપ્યો. તે તો જડ પૂતળાની જેમ બોલ્યા ચાલ્યા વિના ઊભો જ રહ્યો. બધા તેની આ સ્થિતિ જોઇ વિચાર કરવા લાગ્યા. વિક્રમ તેને

બોલાવવા યત્ન કરવા લાગ્યો. થોડીવાર પછી જાણે ગાંધર્વમાં જીવ આવ્યો હોય તેમ હાલ્યો. આંખમાંથી આંસુ વહેવડાવવા લાગ્યો, ને છાતીમાથું કૂટવા લાગ્યો. આથી વિક્રમે કહ્યું, 'ભાઇ, આમ શા માટે કરે છે? તારા મનમાં શું દુઃખ છે? જે હોય તે મને કહે. જો મને તે ન કહે તો તને આદ્ય શક્તિના સોગંદ છે.'

'મહારાજ,' રડતો રડતો ગાંધર્વ બોલ્યો, 'મને આવી ખબર હોત તો હું જ રાક્ષસને મારવા ન જાત? આ બાર કન્યાઓ સાથે આ બધા ધનનો માલિક હું ન થાત? અત્યારે તમે મને માત્ર એક જ છોકરી આપો છો.'

'ઓહો, આ વાત છે' હસીને રાજા વિક્રમ બોલ્યો, 'તને ખપે તે મારે ન જોઇએ તું ખુશીથી આ બાર છોકરીઓ અને ધન લઇ જા'

વચને બંધાયેલી છોકરીઓને ગાંધર્વ સાથે લગ્ન કરવુ પડયુ. રાજાએ તેમને રહેવા મહેલ આપ્યા.

સમજ્યા રાજા ભોજ," મોહની પૂતળી બોલી. "આવો જે દાતા હોય તે જ આ સિંહાસન પર બેસે."

એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ<br>
'એ કથા પૂરણ થઈ' કહે કવિ શામળદાસ.



## ભાભારામની પારણાં

"રાજા ભોજ, તું આ સિંહાસન પર બેસવા યોગ્ય નથી. તું તો આ સિંહાસનને પૂજવા માટે જ જન્મેલો છે.' પ્રદ્યુમન પૂતળી બોલી.

"એમ ? તું તે કેવી રીતે કહી શકે છે ? " ભોજે પૂછ્યું.

"રાજા ભોજ, વિક્રમરાય સરખો દાતાર, પરદુઃખભંજન હોય તે જ આ સિંહાસન પર બેસી શકે. તેમનાં પરદુઃખ-ભંજનપણાની વાત કહું છું તે સાંભળ.

મહારાજા વિક્રમ પોતાની પ્રજાનું સુખદુઃખ જોવા હંમેશા નીકળતા એક દહાડો તે નગરચર્યા જોવા નીકળ્યા. બ્રાહ્મણવાડો જોયો. ત્યાં દેવપૂજન કરતા બ્રાહ્મણો જોયા. ત્યાંથી આગળ જતા વાણિયા વેપારીઓ જોયા. વેપારમાંથી તેમને ફુરસદ નથી તે જોઇ રાજા આનંદ પામી આગળ જવા લાગ્યા. ત્યાંથી સોની, સુથાર, દરજી, નાયી વગેરે લોકોના વાસ જોતા જોતા તે આગળ વધ્યા. ત્યાં કણબી-વાડો આવ્યો, રાજા કણબી લોકોને જોતા આગળ વધ્યા ને ભાભારામ નામના કણબીના મકાન આગળ અટકયા.

આ ભાભારામને પાંચ તો પુત્ર હતા. ઘેર બળદ હતા. આ કુટુંબની રાજા ચર્ચા જોઈ રહ્યા હતા. તેવામાં ભાભારામ

હળ જોડી ખેતરે જવા લાગ્યો. રાજા પણ પાછળ ચાલ્યા.

ભાભારામ ખેતરે આવી કામ કરવા લાગ્યો. એક પળ પણ નકામી જવા દીધા સિવાય, । પગ વાળ્યા સિવાય પોતાનું કામ કરે જ જતો.

આખો દિવસ કામ કર્યું. સાંજ થઈ. ભગવાન સૂરજ મહારાજ મેર બેઠા. ભાભારામ ઘાસ ભેગું કરવા લાગ્યો. ઘાસનો ભારો બાંધી માથે મૂકી ઘર તરફ જવા માંડયું. રાજા વિક્રમ પણ પાછળ જવા લાગ્યા.

ભાભારામે ઘેર આવી, ઘાસનો ભારો માથેથી ઉતારી રાશપરોણો બાજુએ મૂકી લૈડકું ને છાશ પીધાં. પછી આરામ કરવા લાગ્યો.

રાજા આ જોઇ મનમાં વિચાર કરવા લાગ્યો. 'ખરે-ખર આ માણસ જેવો દુઃખી કોઇ જ નથી. થોડા ખાવા માટે વધારે મજૂરી કરે છે. જરીય જંપ નથી.' આમ વિચાર કરતો રાજા મહેલે ગયો.

દિવસો એક પછી એક જવા લાગ્યા. રાજાના મનમાંથી ભાભારામના વિચારો દૂર થાય નહિ એક દહાડો રાજા ભાભારામ પાસે આવ્યો. એકાંતમાં લઇ જઈ તેને કહેવા લાગ્યો, 'ભાઇ, તમારું દુઃખ જોઇ મારું હૃદય રડી રહ્યું છે. તમે ઘણો જ ત્રાસ વેઠો છો. એ ત્રાસમાંથી છૂટવા તમે ગમે તે વસ્તુ માગી લ્યો.'

'ઊં....હ' મોઢું ફુલાવી ભાભારામ બોલ્યો, 'જોયો ન હોય મોટો દેવનો દીકરો ! મને આપવા આવ્યો છે. હું

અને શું આપવાનો હતો ? મારી પાસેથી આખી દુનિયા આશા રાખે છે. હું કોઇની પણ આશા રાખતો નથી.' બોલતો તે વિક્રમને જોવા લાગ્યો. પછી માથું ધુણાવી બોલ્યો, 'તું કોણ છે ! તું મને ઓળખતો હોય તેમ લાગતું નથી. હું કણબી–જગતનો તાત. મારી મહેનતમાંથી કેટલાય બેઠા ખાય છે.'

'વાત સાચી છે.' વિક્રમે કહ્યું.

'પણ તું છે કોણ ?' ભાભારામે ફરીથી પૂછયું.

'હું !' વિક્રમ શાંતિથી બોલ્યો, 'હું ગૌબ્રાહ્મણનો દાસ. મા હરસિદ્ધનો સેવક વિક્રમ છું. નગરચર્ચા જોતો તમારી પાસે આવી પહોંચ્યો છું. તમારું દુઃખ જોઈ તમારે માટે કાંઇક કરી છૂટવાની મારી ઇચ્છા છે. માટે મારી પાસે કાંઇક માગો. તમે એવું માગો જેથી તમારા દુઃખ હંમેશાને માટે દૂર થઇ જાય.'

'દુઃખ ?' માથું ધુણાવતો ભાભારામ બોલ્યો, 'કણબીના નસીબે વળી સુખ કેવું ? અને તેને સુખ કે દુઃખનો વિચાર પણ કેમ આવવો જોઈએ ? કષ્ટ વેઠી અન્ન ઉત્પન્ન કરવું તે સિવાય તેને બીજો વિચાર કેમ આવવો જોઇએ ? કણબી પાસેથી બધાય આશા રાખે છે. રાજાના ભંડારો પણ એ જ ભરે છે. છતાં એ કોઇની આશા કરતો નથી, એને તો એક આધાર માત્ર રામનો.

વાણિયો દેવાળું કાઢે, બ્રાહ્મણભાઈ ભીખ માંગે, રજપૂત બહારવટું ખેડે, પણ કણબી તો મજૂરી જ કરવાનો.

એ કણબી આખુંય વરસ કામ કરવામાં જ દટાઈ જવાનો.

અખાત્રીજનો દહાડો આવે ને ખોળામાં બી અને ખભે હળ લઈ ખેતરે જવાનો. ઉનાળાના તાપને શરીરે સહન કરતો મજૂરી કરવાનો.

વહેલી સવારે ઊઠી, ખેતરને વાવણી માટે તૈયાર કરવાનો, વાણિયાને ત્યાંથી બીજ લાવવાનો. તેવામાં આવે અષાડ માસ. ઉઘાડે શરીરે વરસાદને વેઠતો પોતાનું કામ કરે જાય. પોતાની પુંજીને ધરતીના ખોળે સોંપવાનો, સદાય આકાશ સામે જોતો રહે તેવામાં શ્રાવણ મહિનો આવે. કુટુંબીઓ ભેગાં થઇ નિંદવાની માથાકૂટમાં પડવાના. વરસાદ વરસતો હોય, શરીર ઢાંકવા કપડાં પહેર્યાં હોય તે પલળી ગયાં હોય, ત્યાં તો ભાદરવો મહિનો આવે પાકની સંભાળ લેવા ઘર હરામ કરે. ખેતરમાં માળો બાંધી રહે.

શિયાળો આવે, ઘરથી ભાત આવે ને ખેતરમાં બેસી ખાધું ન ખાધું કરી ને કામે વળગી જાય. પાક તૈયાર થયો હોય ત્યાં ખાતાવાળો આવે. તે તેના લેણાં પેટે અનાજ લઈ જાય. ત્યાં રાજભાગની માગણી થાય. બ્રાહ્મણભાઇ ભિક્ષા માટે આવે. ચારણ આવે, દરજી, સુથાર અને નાયી આવે. કણબીભાઇ અનાજ લૂંટાવતા રહે. એવામાં આવે ઉનાળો. કૂવામાંથી પાણી કાઢી સિંચાઇ કરે. ચૈત્ર મહિનાનો તાપ સહન કરે. આમ બારે મહિના કણબી દુઃખ સહન કરતો હોવા છતાં ક્યારે પણ કોઈની આશા ન કરે.’

રાજા વિક્રમ ભાભારામના શબ્દો સાંભળી બોલ્યો, 'સાચે જ ભાભારામ, તમે મહાન છો. પણ તમે નાતરું કરો........'

'રાજા, એ મહાન ન મહાનની વાત હું ન જાણું.' ભાભારામ વિક્રમને બોલતાં અટકાવી બોલ્યો, 'ભગવાન શંકરે સૃષ્ટિની રચના કરતાં ઇંદ્રને ઉત્પન્ન કર્યો. વિધાતા પ્રગટ થઈ, ત્યારે બ્રહ્માએ પૂછયું, 'પણ માનવજાતને જીવાડનાર કોણ?' ત્યારે એક માણસને ઉત્પન્ન કર્યો. તેને કણ વાવવાનું સોંપ્યું. અને વરદાન આપ્યું. બીજી કોમો અલ્પાયુષી થશે પણ કણબીનો વંશ ક્યારે પણ જશે નહિ. અને તેથી અમે નાતરું કરી વંશવેલો વધારી રહ્યા છીએ. પણ રાજા, અમારાથી જે પાપ થાય છે તે અમને લાગતું નથી. એ તો બધાની વચ્ચે વહેંચાઈ જાય છે. રાજા, એ પાપનો અડધો ભાગ તો રાજાના ભાગે જાય છે. જ્યારે અમે તો દાનપુણ્ય કરી પુણ્યને જ ગાઠે બાંધીએ છીએ.'

'શાબાશ, ભાભારામ, શાબાશ.' વિક્રમ બોલ્યો, 'હવે તમે ઘરડા થયા. મજૂરી ક્યાંસુધી કરશો? તમે મારી પાસેથી ધન દોલત માંગો.'

'રાજા, હવે તો માગવાનું હોય? મોત ઢુંકડું આવી રહ્યું છે. આજ મને પંચાણું વરસ થયા. ભગવાને દીધેલા પાંચ દીકરા છે. મને શું ચિંતા છે?'

'ના, ભાભારામ, મારી પાસે કાંઈક તો માગો ને માગો.' રાજા હઠે ચઢયો.

'રાજા, તમારે મને કાંઈક આપવું છે એમ ને ?' ભાભારામ વિક્રમ સામે જોતો બોલ્યો, 'જો મને આપવું હોય તો મારી મુક્તિ થાય તેવું કાંઈક આપો. હાથી, ઘોડા, ધનદોલત, ઘરબાર, બૈરાં–છોકરાં એ બધાં ઝાંઝવાના જળ જેવાં છે. મને તેની આશા નથી, મને તો કર્મબંધન છૂટી જાય, તેજમાં તેજ ભળી જાય તેવું કાંઈક જોઈએ છે, આપી શકશો ?' બોલતો ભાભારામ રાજાને તાકી રહ્યો. પછી બોલ્યો, 'રાજા, ઘેર જાવ. તમારાથી તે નહિ અપાય. બહુ બહુ તો તમે પૈસા આપી માંગણોનું દુઃખ દૂર કરી શકો છો. કોઈ ને બૈરી પરણાવી શકો છો પણ કણબીને તમે કાંઈ જ આપી શકો તેમ નથી.'

'ના, ના, ભાભારામ, હું તારી ઇચ્છા પૂરી કરીશ, મુક્તિનો માર્ગ શોધી કાઢીશ' કહી રાજા ઘેર આવ્યો. તેને ખાવું, પીવું અને સૂવું ગમતું નથી. તેના મનમાં એક જ વિચાર અને તે ભાભારામનો.

રાજાએ પંડિતો બોલાવ્યા 'જપતપ કર્યા સિવાય મુક્તિ કેમ મળે ?' તે પૂછ્યું. બ્રાહ્મણોએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે રસ્તા બતાવ્યા. પણ વિક્રમને એકેય ઠીક લાગ્યો નહિ એટલે એ તો એકાંતસ્થાનમાં બેસી મા હરસિદ્ધને આરાધવા લાગ્યો. મા પ્રસન્ન થયાં ને દર્શન દઈ બોલ્યાં, 'માગ, માગ, રાજા વિક્રમ, શું જોઈએ છે ?' રાજા વિક્રમે ભાભારામની વાત કહી, એટલે માતાએ વૈતાળને બોલાવીને કહ્યું 'આ વિક્રમને રાજા ઇંદ્ર પાસે લઈ જા.'

અને વિક્રમ તરફ જોઈ બોલ્યા, 'રાજા, વૈતાળ સાથે જા, તારે માથે મારો હાથ છે. તું જરાય મનમાં દુઃખી થઈશ નહિ.'



રાજાએ માથું નમાવ્યું; એટલે વૈતાળ વિક્રમને લઈ ઇંદ્ર રાજાની સભામાં આવ્યો. રાજા ઇંદ્ર સિંહાસનની નીચે એક પગ રાખી બેઠા છે. તેનું રાજાએ પૂજન કર્યું. પ્રાર્થના કરી. ઇંદ્ર એ પૂજાથી પ્રસન્ન થઈ બોલ્યો, 'તારે જે જોઈએ તે માગ.' ત્યારે વિક્રમે કહ્યું, 'મને વચન આપો તો કહું.'

પ્રસન્ન થયેલા રાજા ઇંદ્રે વચન આપ્યું, એટલે બાબારામની માગણી તેમને કહી. ઇંદ્ર તે સાંભળી બોલ્યો, 'મારી પાસે મુક્તિનો રસ્તો નથી. અહીં તો સ્વર્ગસુખ છે.'

'તો મારી માગણી નકામી જશે?' નિરાશ થતો રાજા વિક્રમ બોલ્યો, 'તમારું વચન....'

'ગભરા ના,' ઇંદ્ર બોલ્યો, 'હું હમણાં ધર્મરાજા પાસે જાઉં છું ને રસ્તો કાઢું છું.' કહી ઇંદ્રરાજા ધર્મરાજા પાસે આવ્યા. પાપપુણ્યનો ન્યાય કરનારની પૂજા કરી એટલે ધર્મે કહ્યું, 'માગ માગ, રાજા ઇંદ્ર, શું જોઈએ છે?'

રાજા ઇંદ્રે વિક્રમે માગેલું કહ્યું, ત્યારે ધર્મરાજાએ કહ્યું, 'અહીં સ્વર્ગ અને નર્ક સિવાય બીજી વાત નથી.'

'તો તમારા વચનનું શું ?' ઇંદ્રે પૂછયું.

ઇંદ્રના શબ્દ સાંભળી ધર્મરાજા વિચારમાં પડયા. થોડીવાર વિચાર કરી બોલ્યા, 'રાજા ઇંદ્ર, તમે અહીં થોભો હું બ્રહ્માજી પાસે જઈ રસ્તો પૂછી આવું છું.' કહેતા ધર્મરાજા બ્રહ્મા પાસે પહોંચ્યા. રાજા ધર્મે બ્રહ્માજીની પૂજા કરી એટલે બ્રહ્માએ કહ્યું, 'પધારો પધારો, ધર્મરાજા, અહીં કેમ આવવું થયું છે ? તમારે શું જોઈએ છે ?'

'મહારાજ, વચન આપો તો કહું.' ધર્મે કહ્યું. ને બ્રહ્માજીએ વચન આપ્યું એટલે ધર્મરાજાએ ઇંદ્રરાજાની પૂછેલી મુક્તિમાર્ગની વાત કહી.

'રાજા ધર્મ, હું તો સૃષ્ટિની ઉત્પત્તિની વાત જાણું. બીજું હું કાંઈ ન જાણું.' બ્રહ્માએ કહ્યું.

'તો ભગવાન તમારા વચનનું શું ?'

'વચન ?' બોલતા બ્રહ્મા વિચારમાં પડયા. કાંઈક વિચાર કરી બોલ્યા, 'રાજા ધર્મ, તમે અહીં થોભો. હું ભગવાન વિષ્ણુ પાસે જઇ રસ્તો પૂછી લાવું છું.' કહી બ્રહ્માજી ભગવાન વિષ્ણુ પાસે આવ્યા અને ભગવાન વિષ્ણુની સ્તુતિ કરી. ભગવાન વિષ્ણુ બોલ્યા, 'બ્રહ્માજી, અહીં કેમ આવવું થયું ?'

'પ્રભુ' બ્રહ્માજી બોલ્યા, 'મૃત્યુ લોકના માનવી મુક્તિ કેમ પામે તે મને કહો.'

'બ્રહ્માજી,' ભગવાન બોલ્યા, 'હું તો પાલન કરતા છું. મુક્તિની વાત તો ભગવાન શંકર જાણે. તમે અહીં બેસો હું ભગવાન શંકરને પૂછી આવું.'

'જેવી આજ્ઞા.' બ્રહ્માજીએ કહ્યું. ભગવાન વિષ્ણુ ચાલ્યા ભગવાન શંકર પાસે.

ભગવાન શંકર જગતજનની સાથે બેઠા છે. ત્યાં વિષ્ણુ ભગવાન આવ્યા. દર્શન કરી આનંદ પામ્યા. ભગવાન વિષ્ણુને જોઈ શંકરે પૂછ્યું, 'કહો ભગવાન, કેમ પધારવું થયું ?'

'ભગવાન.' ભગવાન વિષ્ણુ બોલ્યા, 'મૃત્યુ લોકના માનવીને મુક્તિ કેમ મળે તે મને કહો ?'

ભગવાન શંકર બોલ્યા, 'તમે જે કહો તેનાથી વધારે હું શું કહેવાનો હતો ? માણસ પુણ્ય કરે તો તેને મુક્તિ મળે.'

'પુણ્યથી મુક્તિ જોઈતી નથી, ક્યારે પુણ્ય કર્યું નથી, ભગવાનનું નામ ભજ્યું નથી તેવા પ્રાણીને મુક્તિ કેમ મળે ?'

'ભગવાન, જેને મારું તારું નથી. બધામાં પરમાત્મા જ જુએ છે તે જ જીવ મટી શિવ થાય છે આ સિવાય તેને માટે બીજો પણ એક રસ્તો છે. જે માણસ કાશીમાં જઈ મણિકર્ણિકાના જળમાં રહી ત્રણ વાર શિવમંત્ર ભણી મૃત્યુ પામે તે જીવ મટી શિવ થાય.'

ભગવાન વિષ્ણુ આ સાંભળી પોતાને સ્થાને આવ્યા ને બ્રહ્માજીને કહ્યું. બ્રહ્માજીએ ધર્મને કહ્યું. ધર્મે ઇંદ્રને કહ્યું

ને ઇંદ્રે વિક્રમને કહ્યું.

ઇંદ્રના શબ્દો સાંભળી વિક્રમે હાથ જોડી ઇંદ્રને કહ્યું, 'તમે મારાં બધાં કામ કર્યાં. પણ હજુ એક વધુ કામ તમે કરો. એકવાર ધર્મરાજા પાસે જઇ, ભાભારામનો દેહ ક્યારે પડશે તે પૂછી આવો.'

રાજા ઇંદ્ર વિક્રમનું કામ કરવા રાજા ધર્મ પાસે ગયા ને વાતવાતમાં ભાભારામનો મૃત્યુ દિવસ પૂછ્યો. ધર્મ રાજાએ કહ્યું. 'આજથી સાતમે દહાડે, અગિયારસને દહાડે પહોર દિવસ ચઢતાં ભાભારામનો દેહ પડશે.'

આ સાંભળી ઇંદ્ર પાછો પોતાને સ્થાને આવ્યો. ને વિક્રમને કહ્યું. તે પછી વૈતાળ સાથે તે ઉજ્જૈન આવ્યો. તે રાતે તેને ઊંઘ આવી નહિ. સવાર થતાં તેણે ભાભારામને બોલાવવા માણસ મોકલ્યા. ત્યારે ભાભારામે કહ્યું, 'આજ ત્રણ દિવસથી તાવ આવે છે. શરીરમાં શક્તિ નથી એટલે હું ત્યાં શી રીતે આવું ?'

સેવકો આ સાંભળી રાજા પાસે આવ્યા ને રાજાને સમાચાર આપ્યા. સમાચાર સાંભળી રાજા પોતે જ ભાભારામને ત્યાં ગયો. લોકો આ સમાચાર સાંભળતાં નવાઈ પામતાં ભાભારામના ઘર આગળ ભેગા થયા. રાજા ભાભારામના મકાનમાં જઇ તેના માથે હાથ ફેરવી ખબર પૂછવા લાગ્યો, ત્યારે ભાભારામે કહ્યું, 'રાજા, હવે તો મોતની ઘડી ગણાઈ રહી છે. કોણ જાણે હવે કેવો અવતાર આવશે ? આ દેહમાંથી હંસલો જતાં બધાં સંબંધ પૂરા થઇ જશે.

ઘરમાં ઘડીય કોઇ રાખશે નહિ. આ હાડચાંમના માળ-ખાંને સળગાવી દેશે. માટે રાજા, તું પણ ચેતીને ચાલજે. હવે બધાંને મારા છેલ્લા રામરામ.'

ભાભારામના શબ્દો સાંભળી તેની સ્ત્રી બોલી, 'હું પણ તમારી પાછળ દેહ પાડીશ. પતિ મરતાં સ્ત્રીનું જીવવું શું? હું સતી થઈશ. અને તેથી તમારો અવતાર રાજાને ત્યાં થશે.'

'એ બધી વાત હમણાં રહેવા દો ને મારી સાથે કાશીએ ચાલો. ત્યાં નાહાવાથી તમારો જન્મમરણનો ફેરો ટળી જશે.' કહી રાજાએ પુણ્ય કરવા ધન આપ્યું.

ભાભારામે પુણ્યદાન કર્યાં, તે પછી ભાભારામ, વિક્રમ ભાભારામની સ્ત્રી રામાદેત અને તેનો મોટો પુત્ર કાશી આવ્યા. ભાભારામ પથારીમાં સૂતો છે ત્યાં ગેબી અવાજ આવવા લાગ્યો. 'મુક્તિ મળશે'ના ભણકારા વાગવા લાગ્યા.

પળો જતાં ભાભારામનો આત્મા શરીર છોડી નીકળ્યો. તે વખતે અંતરીક્ષથી અવાજ આવ્યો, 'હે રાજા, તારો વશ-વેલો વધશે. ઉજેણીમાં ભાભારામ પ્રગટ થશે ને દેવ થઈ પૂજાશે.'

આ શબ્દો કાને પડયા ન પડયા ને રામાદેત સતી થઈ. ભાભારામના પુત્રે શ્રાદ્ધ કર્યું. પછી જાત્રા કરી રાજા ઉજ્જેનમાં આવ્યો.

રાજા ભોજ, આવાં કામ કરી શકો, પારકાનાં દુઃખ દૂર કરી શકો તો જ આ સિંહાસન પર બેસવા વિચાર કરજો."

એમ કહી પૂતળી, ઊડી ગઈ આકાશ.
'એક કથા પૂરણ થઇ.' કહે કવિ શામળદાસ.

# વૈતાલની વાતો

"ધારાપતિ," સત્તાવીસમી પૂતળી બોલી, "મહારાજા વિક્રમના દેવતાઈ સિંહાસન પર બેસવાનો સ્વપ્નેય તું વિચાર કેમ કરી શકે ?"

પૂતળીના શબ્દે રાજા ભોજે પગ પાછો ખેંચ્યો ને કહ્યું, "હે પૂતળી, મહારાજા વિક્રમે એવાં તે શા કામ કર્યાં હતાં કે જેને લઈ તું મને તેમના સિંહાસન પર બેસતાં રોકે છે ?"

પૂતળી બોલી "સાંભળ,

કનોજ નામના નગર પર પરમાત્માની મહેર હતી. એ નગરીમાં ભીમ નામનો ભાટ રહેતો હતો. તેની પતિવ્રતા પત્નીનું નામ ઉમિયાદે હતું. આ ધણિધણિયાણી આનંદમાં દિવસો પસાર કરતાં હતાં. તેમને ત્યાં પૈસાની તો ખોટ જ ન હતી શેર માટીની ખોટ તેમનાં હૃદયને સાલતી હતી. એક દિવસે ઉમિયાદેએ ભીમને કહ્યું, 'આપણું તે કાંઈ જીવન છે ! છોકરા વગર જીવ્યા તોય શું ને ન જીવ્યાં તોય શું ? આપણે તો હવે આત્મહત્યા કરવી જ જોઈએ.'

પત્નીનાં વચન સાંભળી ભીમ હૃદયથી દુઃખી થતો બોલ્યો, 'મરીને પણ શું ? કર્યાં કર્મ ભોગવ્યા વિના છુટકો થોડા જ થવાનો છે ?' બોલતો તે તેની પત્નીના દયામણા ચહેરા સામે જોઇ રહ્યો. થોડી વાર પછી બોલ્યો, 'કહે તો હું ભોળાનાથને રીઝવવા જ ગલમાં જાઉં.' કહી તેણે તપ

કરવા જવાનો નિર્ણય કર્યો.

ભીમ ઘરબાર છોડી જંગલમાં આવ્યો, ભગવાન શંક-રની પૂજા કરવી માંડી પ્રાર્થનાઓ કરવા માંડી.

એક દિવસ રાત્રે સ્વપ્નમાં ભગવાન શંકરે તેને કહ્યું, 'ભીમ, તારાં પાપ ધોવાશે ત્યારે જ કાંઈક થશે.'

એ સ્વપ્નાને યાદ કરતો ભીમ જંગલમાંથી પોતાને ગામ આવ્યો. દાન પુણ્ય કર્યાં અને પાછો તપ કરવા જંગલમાં ગયો.

દિવસ પછી મહિના અને મહિના પછી વરસ પૂરું થયું. છતાં તપનું પરિણામ કાંઈ જ આવ્યુ નહિ. તેવામાં એક માછીમાર ત્યાં આવ્યો. તેણે પુત્ર માટે પ્રાર્થના કરી; પણ એમ આર્થના થોડી જ ભગવાનને કાને પહોંચે છે? માછીમાર જાણે લેણદાર હોય તેમ બબડતો બોલ્યો, 'ભગ-વાન, દીકરો દે છે કે માછલાં પછાડું?'



માછીમાર આ પ્રમાણે બોલી જેવા માછલાં શિવ-લિંગ પર, પછાડવા જાય છે તેવા જ ભગવાન પ્રગટ થયા ને તેને ત્યા પુત્ર થશે તેવું કહી અદશ્ય થઈ ગયા. માછીમાર પણ મનથી ફુલાતો ત્યાથી ગયો.

ભીમે આ જોયું. તે મનથી બોલ્યો, 'સાચે જ બળિયાના બે ભાગ છે.-હું કેટલાય વખતથી ભગવાનને કરગરું છું પણ મને દર્શન પણ દેતા ન હતા ને આ માછીમારને ક્ષણમાં દર્શન અને પુત્ર માટેનું વરદાન આપ્યું. હવે મારે પણ એવો જ રસ્તો લેવો રહ્યો.' બોલતો તે શિવલિંગ સામે જોઈ રહ્યો. એકાદ બે પળ પછી વિચાર કરી બોલ્યો, 'હું નિર્દોષ પ્રાણીઓનો ઘાત તો નહિ જ કરું. હું મારી જાતનો ભોગ આપીશ.' બોલતાં તેને કટારી કાઢી. જેવો તે પેટમાં ખોસવા જાય છે ત્યાં તો ભગવાન શંકર પ્રગટ થયા ને બોલ્યા, 'હાં, હાં, આ શું કરે છે ? આત્મહત્યા શા માટે કરે છે ?'

'ભગવાન,' ભીમે કહ્યું, 'હું કેટલાય દિવસથી તમને આરાધું છું. છતાં તમે મારા પર પ્રસન્ન ન થયા ને પેલા માછીમારને એકદમ દર્શન દઈ પુત્ર માટેનું વરદાન આપ્યું.'

ભોળાનાથ ભીમના શબ્દો સાંભળી હસ્યા ને કહ્યું, 'શિવાલય પાછળ જોઈ આવ તો.'

ભીમ શિવાલય પાછળ જઈ જોઇને પાછો આવી કહેવા લાગ્યો, 'ભગવાન, ત્યાં તો છાણમાટીમાં કીડા તરફડે છે.'

'અને તે તરફડતા કીડાઓમાંથી મેં તેને આપ્યા છે. તને કાંઇ થોડા એ કીડા અપાય ? તેં તો પૂજા, તપ કરી મને દેવાદાર બનાવ્યો છે. જા તારે ત્યાં રુદ્રનો અવતાર થશે. બોલ, એ સિવાય ધનદોલત કાંઇ જોઇએ છે ?'

'નારે બાપલા, તમે છોકરાનું મોઢું જોવાનું વરદાન આપ્યું એ જ બસ છે' કહી ભગવાનને પગે લાગ્યો. ભગવાન

વરદાન દઈ અદ્દશ્ય થઈ ગયા.

ભીમ ઘેર આવ્યો. દાનપુણ્ય કરવા માંડયાં. ઈશ્વર-કૃપાએ તેને ત્યાં પુત્ર થયો. જાણે બીજો દેવાંશી! તે દહાડે દહાડે મોટો થવા લાગ્યો. તેનું નામ પાડયું વૈતાળ. ગુરુને ઘેર ભણવા ગયો. ગુરુ પણ તેની બુદ્ધિ જોઈ ગાંડા થઇ જતા હેતા.

વધે વધતા વૈતાળે બાપે ભેગું કરેલું ધન દાનપુણ્યમાં વાપરવા માંડયું. ખરચનાર ખરચે જાય ત્યાં ભંડાર કયાં સુધી ભર્યા રહે? ભંડાર ખાલી થવા લાગ્યા. બાપની દૃષ્ટિથી એ અછાનું ન રહ્યું. ભીમે એકાંતમાં વૈતાળને કહ્યું. ત્યારે વૈતાળે કહ્યું, 'બાપુજી, તમારા ભર્યા ભંડાર મેં ખાલી કર્યા છે અને તે હું જ ભરીશ. જયાંસુધી ખર્ચેલાં નાણાં કરતાં દશઘણાં નાણાં ન લાવું ત્યાંસુધી....' બોલતો તે ઊઠયો. આદ્યશક્તિને યાદ કરી શિવનું સ્મરણ કરી ઘર-માંથી બહાર નીકળ્યો રસ્તામાં એક સુથાર પડયો હતો તેને સાથે લઈ સાધુને વેશ લઈ ઉજેણી ચાલ્યો.

નગરની શોભા જોતા હૃદય ઉછળવા લાગ્યું. રસ્તે જતાં એક મહાલય જોઇ તેના પ્રતિહારને પૂછ્યું; 'ભાઈ, આ કોનો મહેલ છે?'

'આ મહાલયમાં તો ગુણવંતી લાખા ગુણકા રહે છે. જોગી મહારાજ, તેનાં દર્શન થાય તેમ નથી. અહીં એક ડંકો દે ને લાખ રૂપિયા આપે તેનું કામ છે.'

સુથારે આ સાંભળ્યું ને ઉપરાઉપરી ડંકા વગાડવા માંડયા. વૈતાળ મહેલમાં ગયો. લાખાએ વૈતાળનું મન ચળવવા યત્ન કર્યો, પણ કાંઇ જ પરિણામ આવ્યું નહિ. એટલે મેણાંનો માર પાર્યો. મેણાં સાંભળતા વૈતાળે કહ્યું, 'પરનારી દુઃખની દેનારી છે, તેની તને ખબર નહિ હોય ? જો સાંભળ, એક દહાડો દીપાશા શ્રાવકની છોકરી ઝરુખે બેઠી હતી. તેનું મન વોરવા આવેલા સાધુ પર ચોંટયું. તેણે મહારાજને ભોળવ્યા. મહારાજ તેની સાથે રાત રહ્યા. સવાર થયું ન થયું ને શેઠ ઘેર આવ્યા. એટલે તેને જાજરુમાં સંતાડયા. સાત દિવસ નરકનું દુઃખ સહન કર્યું. પછી ત્યાંથી નીકળી ફરીથી પાછા આવ્યા. પેલીએ તેમને ખવડાવ્યું, પીવડાવ્યું લેવામાં શેઠ આવ્યા એટલે પેટીમાં પૂર્યા. તેના ધણીએ આ જોયું. એટલે મહારાજ સંબંધમાં પૂછયું. સ્ત્રીએ પોતાનો બચાવ કર્યો ને મહારાજના હાલબેહાલ થયા.' બોલત' વૈતાળે લાખાને કહ્યું, 'સમજણ પડીને ?'

'સમજ્યા ને ન સમજ્યા બધુંય ઠીક, પણ રાત રહ્યા તેનું શું ?' લાખાએ નયનો નચાવતાં પૂછયું.

વૈતાળે કહ્યું; 'હું મહારાજ વિક્રમને જાચવા જાઉં છું. મને જે કાંઇ મળશે તે તને આપીશ. તેની ખાતરી માટે આ મારા સાથીદાર સુથારને તારે ત્યાં મૂકતો જાઉં છું.' કહી વૈતાળ રાજા વિક્રમની સભામાં આવ્યો. રાજાએ દૂરથી વૈતાળને જોઇ સ્વાગત કર્યું. વૈતાળે આશીર્વાદ આપ્યા. આશીર્વચનો સાંભળી વિક્રમ ખુશ થયો ને કહ્યું, 'મારા

લાયક કાંઇ કામ હોય તો કહો ?'

વૈતાળે કહ્યું, 'મેં જે કીર્તિ સાંભળી હતી તે સાચી છે કે ખોટી છે તે જાણવા અહીં આવ્યો છું. આંખ કે કાન એમાંથી કોણ સાચું છે તે જાણવાનું છે' વૈતાળ આ કહી રહ્યો છે તેવામાં સિંહલદ્વીપથી ભેટ આવી હતી તે સંબંધની ચિઠ્ઠી લઈ સેવક આવ્યો. રાજા વિક્રમે એ ભેટમાં આવેલી કીમતી વસ્તુઓ વતાળને આપી વૈતાળે તે વસ્તુઓ લાખા ગુણકાને આપી. પછી તેણે સુથાર સાથે સ્મશાન તરફ જવા માંડયું. સ્મશાનમાં જઇ પેટપૂજાની તૈયારીઓ કરવા માંડી. આ બાજુ ગુણકા વૈતાળે આપેલા હાથી પર બેસી વિક્રમને સલામ કરવા આવી. રાજા વિક્રમે હાથી ઓળખ્યો. પૂછયું, 'આ કયાંથી લાવી ?' જવાબમાં લાખાએ બધી વાત કરી. આ વાત સાંભળી વૈતાળની શોધ કરવા માણસો દોડાવ્યા. શોધવા નીકળેલા માણસોમાંથી કેટલાકે સ્મશાનમાં વૈતાળને જોયો ને તેમણે રાજાને વાત કરી. રાજા દોડતો સ્મશાને ગયો. રાજાને જોતાં વૈતાળે આશીર્વાદ આપ્યો રાજા આશીર્વચન સાંભળી ખુશ થયો ને વસ્તુઓ લાખાને ભેટ કેમ આપી તે પૂછયું. વૈતાળે પોતાના વચનની વાત કહી.

રાજાએ વસ્તુઓ પાછી લેવા તેને સમજાવવા માંડયું 'પણ વચન ગયું તો શું રહ્યું ?' કહી વૈતાળ શાંત થયો.

રાજા વૈતાળ પર ખુશ થઈ પોતાને ત્યાં લાવ્યો ને બીજી વખત ભેટ આપવા માંડી, ત્યારે વૈતાળે કહ્યું, 'મહારાજ હું લોભી નથી. મારાથી તમારું ધન હવે ન લેવાય.'

વૈતાળના આ શબ્દો સામે બેઠેલા વજીર હેમચંદના

કાને પડચા એટલે તેણે કહ્યું, 'તમે મારા મહેમાન થાવ.'

'કબૂલ.' વૈતાળે કહ્યું ને વજીરને ત્યાં ગયો. હેમચંદ્રે પાંચ દહાડા મહેમાનગતી કરી. કીમતી વસ્તુઓ વિદાય થતી વેળાએ તેને આપી. વૈતાળ તે લઇ આશિષ દઈ ઉજ્જેનથી ચાલ્યો. એકાદ જોજન ગયા પછી તેણે મુકામ કર્યો, તેવામાં એક બ્રાહ્મણ ત્યાં આવ્યો. તેણે વૈતાળને જોયો એટલે તે વિક્રમ છે તેમ માની આશીર્વાદ આપવા માંડયો. બ્રાહ્મણ પોતાને વિક્રમ સમજી આશીર્વાદ આપે છે તે વૈતાળ સમજી ગયો ને બ્રાહ્મણને કેમ આવવું થયું છે તે પૂછવા લાગ્યો. ત્યારે બ્રાહ્મણે કહ્યું, 'મહારાજ, મારી વાત શું કરું ? ભગવાને દીકરો દીધો ન હતો. એટલે મેં શંકરનું તપ કર્યું તેથી મારે ત્યાં પુત્ર થયો. તે મોટો થયો જાતિસંસ્કાર કર્યા પછી તેને પરણાવવાની વાત કરી. પણ તે કેમે કરી માનતો ન હતો. કેટલી મુશ્કેલીએ તેણે મનપસંદ કન્યા સાથે પરણવાનું કબૂલ કર્યું. પછી શોધ કરતા અમારા ચંદ્રાવતી ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેણે પુત્ર માટે ચાર લાખ ચિંતામણિ કર્યા. તેથી ભગવાન પ્રસન્ન થયા ને દીકરી આપી. આ છોકરી મોટી થતાં પરણવાની ના પાડતી હતી. તેના માબાપ ઉપવાસ કરવા લાગ્યાં ત્યારે તે છોકરીએ કહ્યું, 'હું જે કાંઈ કહું ને તે પ્રમાણે કરે તેની સાથે પરણું.'

મારો દીકરો તેની પાસે ગયો. ત્યારે છોકરીએ પોતાની શરત કહી. ન્યાતમાં ઘેર ઘેર કીમતી લાણું કરવાનું કહ્યું. તે સાંભળી તે ઘેર આવ્યો. તેણે ઉતરી ગયેલા મોટે છોકરી સાથે થયેલી વાત કહી ને કહ્યું, 'હવે હું જીવવાનો નથી.

મારે તો આત્મહત્યા કરવી રહી. મેં તેને આશ્વાસન આપ્યું '
તે પછી કહ્યું, પરદુઃખભંજન, હું તમારી પાસે આવ્યો છું '

બ્રાહ્મણની વાત સાંભળી વૈતાળ હાથ જોડી બોલ્યો, 'હે ભુદેવ, હું તો વતાળભાટ છું, હું રાજા વિક્રમ પાસે યાચવા ગયો હતો. તેમણે આ બધું મને આપ્યું છે તે હું તમને કૃષ્ણાર્પણ કરું છું.'

વૈતાળના શબ્દો સાંભળી બ્રાહ્મણ બોલ્યો, ' શાબાશ, ભાટના દીકરા શાબાશ. તારી છાતીને ધન્ય છે. પણ મારાથી દાનની વસ્તુ ન લેવાય. હું ક્યારે પણ તે લેવાનો નથી.'

એક ના કહે છે બીજો લેવા આગ્રહ કરે છે આ વાત એક હલકારે વિક્રમને કહી. એટલે વિક્રમ ત્યાં આવ્યો ને પૂછ્યું એટલે બંને જણાએ પોતપોતાની વાત કહી. વાત પૂરી કરતાં વૈતાળે કહ્યું, 'મહારાજ, આ વિપ્રે મને વિક્રમ જાણી યાચના કરી. જો હું તેની ઇચ્છા પૂરી ન કરું તો વિક્રમનું નામ લજાય ને ઇતિહાસના પાના પરથી ભુસાઇ જાઉં એટલે મેં જે કાંઈ મારી પાસે હતું તે બ્રાહ્મણને કૃષ્ણાર્પણ કર્યું.'

વિક્રમ આ સાંભળી વિચારમાં પડી ગયો. પછી વિપ્રને યુક્તિથી સમજાવી વૈતાળે આપેલું સ્વીકારવા કહ્યું, હારી થાકી વિપ્રે તેનો સ્વીકાર કર્યો. ' પછી વિક્રમે વૈતાળને કહ્યું, 'વૈતાળ, હું રાજા તારી પાસે એક વચન માગું છું. તું મને વચન આપ.

'મહારાજ,' વૈતાળે કહ્યું, 'તમારા જેવો માગે ને જે ન આપે તો તેને કમનસીબ જ માનવો રહ્યો. હું તો તમારો વેચાણ છું બોલો શું જોઇએ ?'

'હું તમને જે કાંઇ આપું તે લો', કહી રાજા વિક્રમે તેને આપ્યું હતું તેનાથી ચોગણું આપ્યું. વૈતાળ તો રાજા વિક્રમની ઉદારતા જોઇ આશિષ આપતાં ધરાતો ન હતો.

પેલો બ્રાહ્મણ પણ હાથી, ઘોડા વગેરે લઇ ચંદ્રાવતી આવ્યો. છોકરાને ધામધૂમથી પરણાવ્યો. આમ વૈતાળ પોતાને ગામ આવ્યો. તેના બાપે સમાચાર જાણ્યા એટલે સામો ગયો. તેને વધાવ્યો. વૈતાળે કીમતી વસ્તુઓ બાપને આપી.

ભીમે કેટલાય સદાવ્રતો આપવા માંડયા. દાનપુણ્ય કર્યાં. પછી વૈતાળને કહ્યું, 'બેટા, હવે તું પરણે તો અમારા જીવને શાંતિ થાય.'

'બાપુજી,' વૈતાળે કહ્યું. 'મારે તો વળી પરણવાનું હોય ? ના, ના, હું તો તપ કરવા જઇશ.'

બાપે દીકરાને ઘણો સમજાવ્યો. વૈતાળ એકનો બે ન થયો. ત્યાંથી તે એક દેવાલયમાં ગયો. બારણાં બંધ કરી ભગવાનની પૂજા કરવા લાગ્યો.

રાતે લોકો દેવાલય પાસે આવ્યા. દેવાલય ઉઘાડ્યું તો બાજુમાં બીજું દેહરું અને તેમાં શિવલિંગ. લોકો તો આ જોતાં આભા જ બની ગયા. વૈતાળની જગ્યાએ શિવલિંગ. બધાના મોઢામાંથી શબ્દો નીકળી પડયા. ને એ મહાદેવનું નામ વૈતાળેશ્વર પાડ્યું.

હે રાજા ભોજ, આવું પુણ્ય કરવાની શક્તિ હોય તો સિંહાસન પર બેસજો.”

એમ કહીને પૂતળી, આપે થઈ આકાશ
‘એ કથા પૂરણ થઈ.’ કહે કવિ શામળદાસ.



## પાનની [illegible]

કપુરાગોરી પૂતળીએ કહ્યું, “એક વખત રાજા વિક્રમ સભા ભરી બેઠા છે. તે વખતે એક તંબોળીના પાનની છાબમાં એક પાન વધ્યું. તે લઇ રાજા જેવું મોઢામાં મૂકવા જાય છે, ત્યાં તો અવાજ આવ્યો, ‘રાજા, એ પાન ન ખાશો.’ રાજા અને સભામાં બેઠેલા બધા ચોતરફ જોવા લાગ્યા. પણ બોલનાર દેખાયું નહિ. એટલે રાજાએ પૂછ્યું, ‘આમાં શું ઝેર હશે ? ભાઇ તંબોળી, આ પાન ક્યાંથી લાવ્યો ?’

‘મહારાજ,’ તંબોળીએ કહ્યું, ‘અહીંથી બાર ગાઉ દૂર વાવ્યા વગર નાગરવેલ ઊગી હતી તેનાં આ પાન છે.

પહેલવહેલાં આ પાન તમારી પાસે લઈ ને આવ્યો છું. મારે તમને દુઃખી કરવા નથી. જો તમને ગમે તો પાન ખાવ, નહિ તો મને પાછું આપો.'

બધાએ અંદર અંદર વાત કરી પાન પાછાં આપ્યાં. તંબોળી તે લઈ નિસાસો નાખી દુઃખી થતો જવા લાગ્યો તેથી રાજાએ તેને પાછો બોલાવીને કહ્યું, 'ભાઈ, તું દુઃખી કેમ થાય છે?' જવાબમાં તંબોળીએ કહ્યું, 'ઘેર છોકરા ભૂખે કરે છે. મારું દુઃખ ટાળવા આ પાન લઈ પહેલવહેલો તમારી પાસે આવ્યો. પણ મારી ઇચ્છા પૂરી ન થઈ.' બોલતો તે ગળગળો થઈ ગયો.

રાજા વિક્રમે છાબ લીધી. તેમાંથી પાન લઈ ખાવા તૈયાર થયો. બીજા બધા આનાકાની કરવા લાગ્યા. પણ વિક્રમ તો કોઈ પણ જાતનો ભય રાખ્યા વિના પાન ખાઈ ગયો. તે સાથે જ તે દેવાંશી જેવો દેખાવા લાગ્યો. સભાના માણસો વિક્રમનું પલટાયેલું સ્વરૂપ જોઇ 'રાજા સ્વાર્થી થયો' તેમ કહેવા લાગ્યા. રાજા વિક્રમે આ સાંભળ્યું એટલે તેણે બધાને પાન ખવડાવવા વિચાર કરી તંબોળીને કહ્યું, 'તું માણસો સાથે જ્યાં એ નાગરવેલ છે ત્યાં જા અને પાન લઇને આવ.'

રાજાનો હુકમ થતાં સાંઢ પર બેસી જ્યાં પાન હતા ગયા. પણ વેલ સુકાઇ ગઈ હતી. બધા પાછા આવ્યા સમાચાર કહ્યા, સભામાં બેઠેલાઓના મોઢાં ઊતરી ગયાં. રાજા વિક્રમે સૌને પાન ખવડાવવા સોગન ખાધા.

રાત સમસમ કરતી આગળ વધી રહી હતી. તે વખતે રાજા વિક્રમ મહેલમાંથી વેશ બદલી ચાલ્યો ભયંકર વનમાં. તે આગળ વધી રહ્યો છે ત્યાં તો એક ધ્રૂજતો મુસાફર મળ્યો. વિક્રમે ધ્રજવાનું કારણ પૂછ્યું એટલે તેણે કહ્યું, 'ભાઈ, મારા ભોગ લાગ્યા છે. અહીંથી થોડે દૂર ગામ છે. ત્યાં ચાર જણીઓ મરદનું અભિમાન ઉતારે છે. હું તેમનાથી બચવા નામર્દ થઈ નાસી આવ્યો છું. નહિતર મારા બેહાલ થયા વિના રહેતા નહિ.'

'પણ કેમ ?' વિક્રમે નવાઈ પામતાં પૂછ્યું.

'અરે ભાઇ, શું વાત કરું ? એ ગામના રાજાની, પ્રધાનની, શ્રાવકની અને શેઠની છોકરીઓ મરદને સવાલ પૂછે છે. તે જો તેનો જવાબ ન આપે તો તેને બાંધે છે. પાણી વગર હજામત કરાવડાવે છે, કાળું મોહું કરે છે અને ગધેડે બેસાડે છે. કાનનાક કાપે છે. અને જીવ પણ લે છે.'

'ઓહો એ વાત છે, તો મારે જરૂર જવું જોઇશે. મે ચાલો મારી સાથે.' વિક્રમે કહ્યું.

'ના રે ભાઈ, મારે એમ મરવું નથી.'

વિક્રમે તેને સમજાવી પોતાની સાથે લીધો. તે સ્થાને ...યા કે પેલાએ કહ્યું, 'હવે હું આગળ નહિ આવું. તમે મારે જાવ.'

વિક્રમે આવવા તેને સમજાવ્યો પણ તે ન જ માન્યો. ...ખરે વિક્રમ તેને ત્યાં રહેવાનું કહીને ગયો.

રસ્તામાં ચોકીદારે જોયો એટલે કહ્યું, 'ભાઈ, નાહક

માથું ખોવા શીદ આગળ જઈ રહ્યા છો ? એ ચાર જણીઓ તમને જુદાં પાડી મારી નાખશે.'

'માથું' માથું'.' વિક્રમે કહ્યું, 'તમે જઈ મારા આવ્યાના સમાચાર આપો.'

ચોકીદાર માથું ધુણાવતો ગયો ને વિક્રમના આવ્યાના સમાચાર આપ્યા. ચારે જણીએ તેને લાવવા રાજા આપી. વિક્રમ મહેલમાં ગયો. તેનું સ્વરૂપ જોતાં ચારે જણીઓ ભાન ભૂલીને મનમાં તે જ પોતાનો પતિ થાય તેમ વિચાર કરતી તેનું સન્માન કરવા લાગી. તે પછી શેઠ પુત્રી નંદનંદિની આગળ આવી બોલી. 'હું પૂછું તેનો જવાબ આપો.'

'પૂછો.' વિક્રમે કહ્યું.

'હે પંથી, આલ, હાર, ચૂડા અને કંકણુ આ પુરુષવાચક વસ્તુઓ સ્ત્રીના શરીર પર સદાય કેમ રહે છે ? પરણેલો પતિ પણ તેને દૂર કરતો નથી, તેનું કારણ શું ?'

'એ જાણવું છે ?' નંદનંદિનીને જોતાં વિક્રમ બોલ્યો, 'તો સાંભળ વર્ષો પહેલાંની વાત છે. ચાર ઋષિના છોકરા હતા, તે ગંગાતીરે નાહવા ગયા. ત્યાં એક વૈમાન આવ્યું. તેમાં રૂપરૂપના અંબાર સમી અપ્સરા હતી. તેને જોઈ તે ભાન ભૂલ્યા ને તેમણે તપ કરી ભગવાન શંકરને પ્રસન્ન કર્યા. ભગવાન શંકર જ્યારે પ્રગટ થયા ત્યારે ચારે ઋષિકુમારોએ પોતાની ઇચ્છા જણાવી. એ સાંભળી ભગવાન શંકર બોલ્યા, 'તમારી ઇચ્છા સ્ત્રી સાથે રહેવાની છે ? તેનાં ઉઘાડાં અંગ દેખવાની છે. તો આભૂષણુ થાવ ને

સ્ત્રીના શરીર પર રહો. તમે સ્ત્રીના અંગ જોતા હોવા છતાં અડકતા હોવા છતાં, પાપી કહેવાશે નહિ. પતિવ્રતા પણ તમને પાસે ને પાસે રાખશે.' કહી ભગવાન શંકર અદૃશ્ય થયા. ને એ ચાર ઋષિપુત્રો દાગીના થઈ, સ્ત્રીનાં ઉઘાડાં અવયવો દેખવા લાગ્યા. કેમ બરાબર ને ?'

નંદનદિનીએ નીચું ઘાલ્યું. એટલે બીજી છોકરી આગળ આવી. વિક્રમ સામે વેલણ ધરી બોલી, 'આનું મૂળ કયું અને ટોચ કઈ ?' વિક્રમે હસીને કહ્યું, 'વેલણને પાણીમાં વહેતું મૂકો. ઉપર રહે તે ટોચ ને નીચે રહે તે મૂળ.'

'ઠીક, એક છોકરો અને એક છોકરી બન્નેને સરખાં કપડાં પહેરાવીએ તો એ શી રીતે ઓળખાય ?'

'ચાલતી વખતે છોકરી ડાબો પગ પહેલો ઉપાડશે ?' વિક્રમે કહ્યું.

'શાબાશ, શાબાશ.' તેણે કહ્યું, 'ઘોડી અને તેની વછેરી છે. એ માદીકરી શી રીતે ઓળખાય ?'

'બંનેને પાણી પીવા લઈ જાવ અને તે જ્યારે પાછી આવે ત્યારે મા શાંતિથી ચાલતી હશે અને દીકરી નાચતી કૂદતી હશે !'

'બે છોકરીઓ છે. એકે પતિસુખ માણ્યું છે બીજી અખંડિત છે પણ તે ઓળખાય શી રીતે ?'

વિક્રમે હસીને કહ્યું, 'એક બ્રાહ્મણ હતો. તે પરણીને તરત જ પરદેશ ચાલ્યો ગયો, તેના ગયા પછી તેનો સસરો

જે રાજાનો પ્રધાન હતો તે થોડા વખત પછી મરી ગયો. તેના મર્યા પછી તે પ્રધાનની પુત્રી પ્રધાન થઇ રાજનું કામ ચલાવવા લાગી. તેવામાં પેલો બ્રાહ્મણ પાછો આવ્યો તેણે પોતાની સ્ત્રી પ્રધાન થઇ છે એ જાણ્યું એટલે તેના મનમાં તેના ચારિત્ર્ય માટે શંકા આવી એ શંકાનુ નિવારણ કરવા રાત્રે તે ગુણકાને ત્યાં રહ્યો. રાત પૂરી થઈ. સવાર થતાં માત્ર પચાસ રૂપિયા ગુણકાને આપ્યા. તેથી બન્ને વચ્ચે ઝગડો થયો ને તેઓ ન્યાયની માંગણી કરવા લાગ્યાં. પ્રધાનપુત્રીએ પોતાના પતિને સખત શબ્દોમાં ઠપકો આપ્યો, ત્યારે તેણે કહ્યું, 'હું ગુણકા સાથે રહ્યો તે વાત ખરી પણ અડધું સુખ મેં ભોગવ્યું છે ને અડધું તેને. એટલે મેં મારા ભાગના પચાસ રૂપિયા આપ્યા છે.'

આ સાંભળી એ તો વિચારમાં પડી ગઇ. આનો ન્યાય તે કરી શકે તેમ ન હતી. તેને સુખ શી રીતે વહેંચાયું તે સમજાયું નહિ. હે સુંદરી, તું જ કહે એમાં કોણ ખોટું છે? જો તું ન કહે તો તને બ્રહ્મહત્યાનું પાપ.'

પેલી છોકરીએ કહ્યું 'મને તો સમજણ પડતી નથી.' એટલે બીજા અનુભવીઓને પૂછ્યું એટલે તેમણે કહ્યું, 'બ્રાહ્મણ નિર્દોષ છે અને ગુણકા ધુતારી છે.'

આ સાંભળીને પછી તેણે પણ માથું નમાવ્યું. પછી પ્રધાનપુત્રી આગળ આવી બોલી, 'પૂછતાં જો કે શરમ આવે છે છતાં પૂછું છું. આ પૃથ્વી પર લિંગ કેમ પૂજાય છે?'

'ઘણો ઉત્તમ પ્રશ્ન પૂછ્યો.' વિક્રમે કહ્યું. 'શાસ્ત્રમાં

એમ લખ્યું છે : ભગવાન શંકરનો પાર પામવા વિષ્ણુએ મહેનત કરી, છતાં પાર પામી ન શકયા. તેમણે ભગવાન શંકરના પગ પાતાળમાં, લિંગ મૃત્યુ લોકમાં અને માથું સ્વર્ગમાં પૂજાતું જોયું. એ ભગવાન શંકર મા પાર્વતી સાથે બેઠા છે તે વખતે પાર્વતીજીએ કહ્યું, 'પુરુષ ગમે તેવો હોય પણ તે સ્ત્રીવશ છે.' ભગવાન શંકરે ના પાડી. બને જીદ પર આવ્યા. ત્યારે ભગવાન શંકરે તપ કરવા જવાનું કહી ત્યાંથી ગયા. વસંત ઋતુ આવી માતા પાર્વતીએ કામદેવને બોલાવી શંકરનું ભાન ભૂલાવવા કહ્યું. કામદેવે લીલા વિસ્તારી એ કામના પ્રભાવથી ગંગાકિનારે તપ કરતા ઋષિઓની પત્નીઓ ભાન ભૂલી ગાવા લાગી એ અવાજથી શંકરની સમાધિ ભંગ થઈ. તે પોતે શાનભાન ભૂલી ઋષિપત્નીઓ હતી ત્યાં આવ્યા. તે વખતે એક ઋષિપત્નીમાં માતા પાર્વતીએ પ્રવેશ કર્યો ને ભગવાન શંકરને નચાવવા લાગ્યા. જાણે રાસલીલા જ રમવા ન માંડી હોય! નારદે આ જોયું. એટલે તે ઋષિઓ પાસે ગયા ને વાત કરી. નારદના શબ્દો સાંભળી ઋષિઓ ત્યાં આવ્યા. તેમણે આ જોયું. તે ગુસ્સે થયા ને શાપ આપ્યો, 'તારું લિંગ તૂટી પડો.' ઋષિઓના મોઢામાંથી એ શબ્દો નીકળ્યા, તે સાથે જ ભગવાનનું લિંગ તૂટી પડયું. હાહાકાર વર્તાઈ રહ્યો. એટલે દેવોએ જગદંબાની પ્રાર્થના કરી. માતાએ લિંગના થયેલા દસ ભાગને દશ રૂપ ધરી પોતાનામાં સમવ્યા. ત્યારે ભગવાન શંકરને પોતાની સ્થિતિનો ખ્યાલ આવ્યો ને તેમણે કામદેવને શાપ આપવા તૈયારી કરી. એટલે પાર્વતીજીએ તેમને બધું સમજાવ્યું.

બ્રાહ્મણોને પોતાની ભૂલ સમજાઇ એટલે તેમણે ભગવાન શંકરને શાપ આપવા કહ્યું, ત્યારે ભગવાને કહ્યું, 'તમે તો શિવના પણ શિવ છો. તમને શાપ શી રીતે અપાય ?

'તમે લિંગની પૂજા કરજો. તેનાથી કલ્યાણ થશે. કારણ કે લિંગ એ જ સૃષ્ટિનું ઉત્પત્તિ કરણ છે. માટે જ લિંગની પૂજા થાય છે.'

'બરાબર, બરાબર.' પ્રધાનપુત્રી બોલી પછી પૂછયું. 'વિષ્ણુ ગોળ કેમ છે ? છતાં તે બધાથી મોટા કેમ છે ?'

'કેટલો ગહન પ્રશ્ન ?' વિક્રમે કહ્યું, 'વાત એમ છે જ્યારે સૃષ્ટિનું મંડાણ થયું. હરિ, હર અને બ્રહ્મા થયા. બ્રહ્માની પુત્રી સરસ્વતી થઇ. પણ એ સરસ્વતીને પરણાવવા બ્રહ્માજી વિચાર પણ કરતા ન હતા. એટલે બાપના ધ્યાન પર લાવવા દીકરીએ એક યુક્તિ કરી.

એક વખત બ્રહ્માજી એકાંતમાં બેઠા હતા. ત્યાં સરસ્વતી આવ્યાં તેમનું સ્વરૂપ જોતાં બ્રહ્માજી ભાન ભૂલ્યા. ક્ષણ પછી ભાનમાં આવ્યા. તેમણે સરસ્વતીને શાપ આપ્યો, જન્મોજન્મ તુ કુવારી રહેજે.' 'ત્યારે સરસ્વતીએ કહ્યું, વિષ્ણુ અને શિવ પ્રતિમારૂપે પૂજાશે પણ તમારી મૂર્તિ નહિ હોય. તમારી પૂજા કરવામાં આવશે નહિ '

બાપ દીકરીએ એક બીજાને શાપ તો આપ્યા. પણ પછી પછી બન્નેને મનમાં દુઃખ થયું. ત્યારે બ્રહ્માજીએ કહ્યું, 'દીકરા, તુ જ્ઞાન સ્વરૂપ થઇ બધામાં રહેજે. તારા વગર તો માણુસ આખો હોવા છતાં પણ આંધળો ગણાશે.' ત્યારે સરસ્વતીએ કહ્યું, ' બાપુ, વિષ્ણુ ગોળ થશે, શિવ લિંગરૂપે

પૂજાશે. પણ તમે તો પ્રત્યક્ષ પૂજાશો. બ્રાહ્મણ એ તમારું જ સ્વરૂપ હશે. જે બ્રાહ્મણોને પૂજશે તે પાવન થઇ જશે.'

'વાહ. વાહ.' પ્રધાનપુત્રી બોલી, 'હવે તમે મને ગાયનું પૂછડું કેમ પૂજાય છે તે કહો ?'

'જાણવું છે તો સાંભળો, રામા અવતારની આ વાત છે. સીતાહરણ થતાં રામરાવણનું યુદ્ધ થયું. રાવણ મરાયો. બ્રહ્મરાક્ષસ મરતાં રામનું મન કંપવા લાગ્યું. મનથી દુઃખી થતા રામ નર્મદા તીરે નાહવા ગયા. કપડાં બાજુએ મૂકી નાહવા જાય છે કે તરત જ નર્મદાનું પાણી ખસવા લાગ્યું. પાણીને આઘું જતું જોઈ રામ બે હાથ જોડી નર્મદાને આઘા ખસવા કારણ પૂછવા લાગ્યા. ત્યારે નર્મદાએ કહ્યું. 'તમે રાવણને માર્યો એટલે બ્રહ્મહત્યા લાગી, તમને પાપ લાગ્યું. હવે હું તમને કેમ મારામાં સ્નાન કરવા દઉ ? એ પાપના નિવારણ માટે તમે તપ કરો.'

લક્ષ્મણ સીતાને સાથે લઇ રામે તપ કરવા માંડયું. એક વરસ તપ કરવાથી બધાં પવિત્ર થયાં. પછી ત્રિપુટી ત્યાં રહેવા લાગી. તેવામાં શ્રાદ્ધપક્ષ આવી. રામચંદ્રજી શ્રાદ્ધ માટે જોઇતી વસ્તુઓ લેવા ગયા પણ તેમને આવતા મોડું થવાથી સીતાજી ચિંતા કરવા લાગ્યાં, પછી વિચાર કરી તેમણે શ્રાદ્ધ કર્યું. પિંડ આપ્યા. દશરથ રાજાએ સ્વહસ્તે પિંડ સ્વીકાર્યા ત્યારે સીતાજીએ પગે લાગી કહ્યું, 'મેં આ શ્રાદ્ધ કર્યું તેની સાક્ષી કોણ પૂરશે !' દશરથે કહ્યું, 'અગ્નિ, ગંગા, ગાય અને કેતકી સાક્ષી પૂરશે.' કહી તે અંતર્ધાન

થઈ ગયા. તે પછી રામચંદ્રજી આવ્યા ને શ્રાદ્ધની વસ્તુઓ તૈયાર કરવા સીતાને કહેવા લાગ્યા. સીતાજીએ કહ્યું, 'મેં પિંડ આપ્યા છે. શ્રાદ્ધક્રિયા કરી છે.' પણ રામચંદ્રજી માન્યા નહિ. એટલે સીતાજીએ કહ્યું, 'આ અગ્નિ, ગંગાજી, ગાય અને કેતકી તેના સાક્ષી છે.'



રામચંદ્રજીએ તેમને પૂછયું પણ કોઈએ જવાબ આપ્યો નહિ. સીતાજી ઝંખવાયા રામે શ્રાદ્ધક્રિયા કરવા માંડી ત્યારે પિતૃઓએ કહ્યુ, 'વહુએ શ્રાદ્ધ કર્યું છે. ફરીથી શ્રાદ્ધ કરી અમને દુ:ખી કેમ કરો છો ?' આ અવાજ સાંભળી રામ ક્રોધે થયા ને ચારે જણાને શાપ આપતા કહેવા લાગ્યા, 'હે ગંગા, તમે પૃથ્વીમાં સમાઈ જાવ. હે અગ્નિ, તમે સર્વભક્ષી થાવ. હે ગાય, તમે ઓખર કરો. કેતકી, તુ દેવના કામમાં આવશે નહિ.'

શાપની વાત સાંભળી ગંગાજીએ કહ્યું, 'તમે મારામાં નાહશો એટલે હું પાવન થઈશ તેમ સમજી ચૂપ રહી.' અગ્નિએ કહ્યુ, 'તમે મારામાં હોમ કરશો તેથી હું પવિત્ર થઈશ તેમ સમજી ચૂપ રહ્યો.' કેતકીએ કહ્યું. 'તમે મારા છાંયે બેસશો તેની મને સ્વર્ગલોક મળશે તેમ જાણી ચૂપ

રહી.' ગાયે કહ્યું, 'તમે મને જમાડશો તેમ માની ચૂપ રહી.'

ચારેની વાત સાંભળી રામે સીતાજીને ચારે જણાને વચન આપવા કહ્યું. ત્યારે સીતાજીએ કહ્યું, 'ગંગાજી, તમે ગુપ્ત વહો. અગ્નિ માત્ર સ્મશાને જ અપવિત્ર રહેશો. હે ગાય, તારામાં દેવોનો વાસ થશે, ને તારું પૂછડું પૂજાશે. હે કેતકી, ભલે તમે દેવને માથે ન ચઢો પણ દેવો તને શોભાવશે.'

'સાચું, સાચું.' પ્રધાનપુત્રીએ કહ્યું. તે પછી રાજપુત્રીએ સોળ પ્રશ્નો પૂછયા. તેના જવાબમાં વિક્રમે કહ્યું, 'સાકરની પ્રીત ગળી, ચંદ્ર કરતાં તપ નિર્મળ, સાકરથી સત્ય અને ગરજ મીઠી, મેઘથી દાતા મહાન, માગણુ તુચ્છમાં તુચ્છ. લોઢાથી કજૂસ કઠણ, પવનથી મન વેગવાળું, ઝેર કરતા દુષ્ટ ખરાબ, મણિથી માન મોંઘું, અગ્નિ કરતાં ક્રોધ ભયંકર, સંજીવનથી અનંત વધારે, શ્રીમંત કરતાં સંતોષી મોટા, છોકરા કરતાં સ્વાર્થ વધારે.'

રાજાનો જવાબ સાંભળી રાજકુમારી ખુશ થઈ. તે પરણવા તૈયાર થઇ ત્યારે વિક્રમે કહ્યું, 'મેં તો તમને એક દુઃખી માટે જીત્યા છે. તમારે તેની સાથે પરણવું પડશે.'

આ શબ્દો સાંભળી 'આ વિક્રમ છે' તેમ લાગ્યું. ને કહ્યું, 'તમે વિક્રમ છો ને? સાચું કહો' ત્યારે વિક્રમે કહ્યું, 'હા, હું વિક્રમ છું. બે દહાડા શાંત રહેજો. પછી આ વાત જાહેર કરજો.' કહી તે જ્યાં પેલી નાગરવેલ હતી

ત્યાં ગયો ને રાતે ચર્ચા જોવા લાગ્યો. પણ કાંઈ જણાયું નહિ. એટલે મનથી દુઃખી થતો સૂતો. રાતમાં સ્વપ્નું આવ્યું, 'આ વેલ પર વાઘણનું દૂધ સિંચાય તો નવપલ્લવિત થાય. અને તું પાન આપી રહેશે તે પછી આ વેલ સૂકાઈ જશે.'

સ્વપ્ન પૂરું થતાં રાજા વિક્રમ આ હરસિદ્ધને યાદ કરતો વાઘણનું દૂધ લેવા ચાલ્યો. રસ્તે જતાં એક પર્વત આવ્યો. આગળ જતાં વાઘણની બોડ આવી. ત્યાં જઈ વાઘણને છંછેડવા વિક્રમે યત્ન કર્યો. વાઘ છછેડાયો અને વિક્રમ પર ધસતાં પહેલાં પૂછ્યું, 'તું છે કોણ? સાચું ન કહે તો તને બ્રહ્મહત્યાનું પાપ છે.' વાઘના શબ્દે વિક્રમે કહ્યું, 'લોકો મને વિક્રમ કહે છે. હું ઉજ્જેનનો રાજા છું. પારકાનું દુઃખ દૂર કરવા જ્યાં ત્યાં ભટકું છું. હું અહીં દૂધ લેવા આવ્યો છું.'

રાજા વિક્રમના શબ્દો સાંભળી વાઘ હસ્યો. એટલે વિક્રમે તેનું પૂછડું પકડયું. તે જ વખતે વાઘણ ત્યાં આવી. ને બોલી, 'તમે બે જણો લઢો તો તમને સોગન છે.' કહી વિક્રમની સામે જોઇ બોલી, 'તારે દૂધ જોઈએ છે ને? મારા સવાશેર દૂધના બદલામાં તું તારું પાંચ શેર લોહી આપ. વિક્રમે કબૂલ કર્યું. માંગ્યા પ્રમાણે લોહી આપ્યું. વાઘણે દૂધ આપ્યું. તે વેલ પર છાંટતાં વેલ લીલીછમ થઇ ગઇ પછી પાન લઇ રાજકુમારીને મહેલે આવ્યો. પેલા મુસાફર સાથે ચારને પરણાવ્યાં. લગ્ન થયા પછી પેલી છોકરીઓએ પૂછયું 'મહારાજ, તમે તમારી ઇચ્છા પ્રમાણે કર્યું. પણ અમારા સામું તો જુઓ. કયાં અમે યુવાન

અને કયાં આ વૃદ્ધ ?'

વિક્રમે આ સાંભળી પેલાને પાન ખવડાવ્યું. તે સાથે જ તે દેવાંશી થઇ ગયો. પછી વિક્રમ જવા તૈયાર થયો ત્યારે તેમણે કહ્યું, 'અમે પૂછીએ તેનો જવાબ આપી જાવ.'

'પૂછો.' વિક્રમે કહ્યું. ને તેમણે સવાલ પૂછ્યો. તેના જવાબમાં રાજા વિક્રમે કહ્યું, 'વિવેકથી વિદ્યા શોભે, લક્ષ્મીથી બધું જ સુખ, યશ ચિરંજીવ છે. કપૂત કાજળથી પણ કાળો છે, લાજ વહાલામાં વહાલી છે, દાન દૂધથી પણ ઉજળું છે. નરમાશ પાણીથી પણ નિર્મળ છે, અજ્ઞાન એ અંધકારથી પણ અંધકાર છે, દાગીના કરતાં ગુણ સારા, દયા દાનથી પણ સારી છે, પુણ્ય કરતાં પરમાર્થ વધારે સારો, બ્રાહ્મણ કરતાં બ્રહ્મ મહાન છે.' કહી વિક્રમ ઉજ્જન તરફ ચાલ્યો. લોકોએ વિક્રમની આવવાની વાત જાણી એટલે સત્કાર કરવા તૈયાર થયા.

વિક્રમ રાજસભામાં આવ્યો. બધાને પાન આપ્યાં." કહી પૂતળી ત્યાંથી ચાલી ગઇ.

'એ કથા પૂરણ હવી.' કહે કવિ શામળદાસ



## કાશીગોરની 

"બસ, રાજા ભોજ, એટલેથી પગને પાછો ખેંચી લે." સુભાગા પૂતળીએ કહ્યું.

"પણ કેમ ?" રાજા ભોજે પૂછ્યું.

"રાજા ભોજ," પૂતળીએ કહ્યું, "આ તો રાજા વિક્રમનું સિંહાસન છે, તેના જેવો જ તેના પર બેસી શકે."

"તેમણે એવાં તે શાં કામ કર્યાં હતાં ?" ભોજે પૂછ્યું.

"જાણવા છે તો સાંભળ," પૂતળીએ કહ્યું. "એક વખત રાજા વિક્રમ સભા ભરી બેઠા છે. તે વખતે ગોર આવ્યો, તેણે કહ્યું, 'મહારાજ, મારે જાત્રાએ જવું છે.'

'ઘણી ખુશીથી' કહી વિક્રમે તેને નારિયેળ આપ્યું ને ખરચી માટે પૈસા આપ્યા ને કહ્યું, 'અને કંઈક આજ્ઞા કરો.' ત્યારે ગોરે કહ્યું. 'હે રાજન, બ્રાહ્મણ, તુળશી, પીપળો, ગાય અને ગંગાની સેવા કરજે.'

વિક્રમે વેણ માથે ચઢાવ્યાં ને ગોર ગયો. વિક્રમે આખા નગરમાં તુળશી ને ગાયની સેવાનો પ્રચાર કર્યો. તેવામાં માગસર મહિનો આવ્યો. તેની ચોથ ને સોમવારનો દહાડો હતો. તે દિવસે રાજાએ શિવપૂજન કર્યું પછી એકલો .રમાં ફરવા નીકળ્યો. ચાલતા ચાલતા રાજા ક્ષિપ્રાને

કાંઠે આવ્યો, ત્યાં ગાયને ભાંભરતી સાંભળી એટલે રાજા એ દિશાએ ચાલ્યો. પાસે જતાં ગાયને કાદવમાં ખૂંપી ગયેલી જોઈ. તે સાથે જ તેણે રસ્તે જનારને પોતાના માણસોને બોલાવવા કહ્યું. રાજાના સેવકો આવતાં ગાયને કાદવમાંથી બહાર કાઢી સુખપાલ મંગાવી તેમાં ગાયને બેસાડી પોતાને મહેલે લાવ્યો. ગાયને નવડાવી ધોવડાવી શરીર સાફ કર્યું. એ ગાયની સેવા તે કરવા લાગ્યો. સવારે ચરવા મૂકી આવે, સાંજે લઇ આવે.

રાજાની ગૌસેવાના બધા વખાણ કરવા લાગ્યા. દેવ-સભામાં પણ તેનાં વખાણ થવા લાગ્યાં. રાજા ઇંદ્રથી આ સહન ન થયું. એટલે વિક્રમને ત્રાસ આપવા કામધેનુને આજ્ઞા કરી. કામધેનુએ ઇંદ્રની ઇચ્છા પૂરી કરવા એક વાઘ ઉત્પન્ન કર્યો, તેણે પેલી ગાયને પકડી.

સાંજ પડી ગઇ છતાં ગાય આવી નહિ એટલે રાજા વિક્રમ શોધવા નીકળ્યો. તે વખતે વાઘને સમજાવતી ગાય કહેતી હતી. 'દસ દહાડાનો મારો બાળક મારા વગર તરફડતો હશે. તેને દૂધ પાઈ પાછી આવું છું.' કહેતી તે સોગંદ ખાવા લાગી પણ વાઘ માનતો ન હતો ત્યાં રાજા વિક્રમ આવ્યો. તેણે વાઘથી ગાયને પકડાયેલી જોઇ. એટલે હાથમાં કટાર લઈ રાજા વાઘ પાસે આવ્યો ને બોલ્યો, 'એ બિચારી ગાયને મારવા શું તૈયાર થયો છે? હિંમત હોય તો માર

ઘા તું કર; પછી જોઈ લેરે.'

'હું પહેલો ઘા શા માટે કરું? જો તું ગાય સામે નજર કરશે તો તારી ખેર નથી. માટે ઘા કરવા તૈયાર થા.'

'ના રે ના, એ કદી બનવાનું નથી.' વાઘે કહ્યું, 'પણ હે રાજા, આજ આઠ દિવસથી અમે ભૂખ્યા છીએ. મારી સ્ત્રી, મારું બાળક અને હું ભક્ષ વગર તરફડીએ છીએ. અને એ ભૂખનું દુઃખ દૂર કરવા આજ આ ગાયને હું મારવાનો છું. હું તારી પાસે આ ગાય માગી રહ્યો છું. મને તે ભિક્ષામાં આપ.'

વાઘના શબ્દોથી રાજા વિચારમાં પડ્યો. 'શું કરવું તે સમજાતું ન હતું. થોડીક વાર વિચાર કર્યા પછી રાજા બોલ્યો, 'હે વાઘ, તું એ ગાયને છોડ ને તેના બદલે 'મને માર'

'પણ તારા માંસથી અમારાં ત્રણે જણાંનું પેટ શી રીતે ભરાય? હું તો ગાયને જ મારવાનો.'

'ભલા ભાઈ, જરા તો સમજ. એ ગાયને મૂક. તમે ત્રણ જણ માટે હું, મારો પુત્ર અને મારી સ્ત્રી ત્રણે જણાં મરવા તૈયાર છીએ. હવે તો ગાયને છોડ. અમે ત્રણે જણાં થોડી જ વારમાં અહીં આવીએ છીએ. જો અમે ન આવીએ તો ઇષ્ટદેવની આણ.'



રાજાના શબ્દે વાઘે ગાયને મૂકી દીધી. રાજા

ગાયને લઇ મહેલે આવ્યો. તેણે પોતાના પુત્રને બોલાવી બધી વાત કહી. વાત સાંભળી પુત્રે કહ્યું, 'પારકાને માટે મારો જીવ આપવો પડે તો તેનાથી વધારે સારું શું?' છોકરાના શબ્દો સાંભળી રાજાએ રાણીને બોલાવી. રાણી પણ મરવા તૈયાર થઈ. ત્રણે જણાં ચાલ્યાં જંગલમાં. તેઓ જ્યાં વાઘ હતો ત્યાં આવ્યાં. વાઘને કહ્યું, 'વાઘ અમને માર.'

'ઉં...હું.' વાઘે કહ્યું, 'તમારા જેવાં રૂપાળાંને તો મારાથી શી રીતે મરાય? અમે ભૂખે મરી જઈશું, પણ તમને મારીશું નહિ.'

'ના, ના. એમ ન બને. અમે તમારું પેટ ભરવા મરવાના.' કહી વિક્રમે તલવાર કાઢી તે સાથે જ વિક્રમનો પુત્ર આગળ આવ્યો, એટલે વાઘે કહ્યું, 'તમે અમારાં ખાતર મરશો નહિ. તમારે ઘેર જાવ.'

'હવે તો ઘેર જવાનું હોય?' રાણી બોલી, 'આજનો પ્રસંગ તો અમારે માટે આનંદનો છે. તારી ભૂખ ભાગવાથી અમને વૈકુંઠ મળશે.' કહેતાં માથું કાપવા તૈયારી કરી. તે સાથે જ વાઘ અલોપ થઈ ગયો ને એક સુંદરી ત્યાં આવી ઊભી ને બોલી, 'માગ, માગ, તારે જે જોઈએ તે માગ.'

'મા.' હાથ જોડી વિક્રમે કહ્યું, 'તારી દયાથી મારે કોઈ વસ્તુની ખોટ નથી. છતાં તારે કાંઈ આપવું હોય તો તારી મેળે જ આપ.'

'રાજા, હું કામધેનું આપું છું. તેનાથી રોગદોગ મટશે, વંશવૃદ્ધિ અને પુત્રપ્રાપ્તિ થશે. વળી તને મારું કામ પડે

ત્યારે યાદ કરજે. હું આવીને ઊભી રહીશ વારા મનની ઇચ્છા પૂરી કરીશ.'

કામધેનુના શબ્દો માથે ચઢાવી પુત્ર અને પત્ની સાથે રાજા ગામમાં આવ્યો. દિવસો એક પછી એક જવા લાગ્યા.

એક દિવસ રાજા સભા ભરી બેઠો છે તે વખતે પરદેશી બ્રાહ્મણ ત્યાં આવ્યો. તેને જોતાં સાક્ષાત દરિદ્રતાથી મૂર્તિ હોય તેમ લાગતું. તે ત્યાં આવ્યો ત્યારે તેનો શ્વાસ માતો ન હતો. તેણે રાજાને આશીર્વાદ આપ્યા રાજા સિંહાસન પરથી ઊઠી બ્રાહ્મણ પાસે આવ્યો. તેના પગનું પૂજન કર્યું ને કહ્યું, 'હે ભુદેવ, તમે મારા મહેલે પધારો. મારા મહેમાન થાવ ને કહો તમે કોણ છો? ક્યાંથી આવો છો? ક્યાં જવું છે? તમારા મનમાં જે કાંઈ હોય તે કહો. મનમાં જરાય શરમ રાખશો નહિ'

'હે પરદુ ખભંજન!' વિપ્રે કહ્યું, 'મારો વિચાર કરવત મૂકાવવાનો હોવાથી હું કાશીએ ગયો હતો પણ ત્યાં કરવત મૂકનારે કહ્યુ, 'મહારાજ વિક્રમની ચિઠ્ઠી વગર કરવત મૂકાશે નહિ' એટલે હું લાચાર થઇ તમારી પાસે આવ્યો છું. મને ચિઠ્ઠી લખી આપો.'

'ઓ....હો, એ જ કામ છે ને?' વિક્રમે હસીને કહ્યું, 'હવે આજની રાત મારે ત્યાં રહી જાવ સવારે તેની વ્યવસ્થા થશે'

રાજાએ બ્રાહ્મણને પોતાને ત્યાં લઈ જઈ જમાડયો. રાત રહ્યો. સવાર થતાં વિક્રમે પૂછયું, 'મહારાજ, સાચું કહેજો કરવત શા માટે મૂકાવવી છે? કયા દુઃખે આવો વિચાર કર્યો છે?'

'રાજા,' બ્રાહ્મણ દયામણું મોઢું કરીને બોલ્યો, 'હું કનકકુંડ નામના ગામનો રહેનાર છું. ત્યાં રાજા ચંદ્રસેન રાજ કરે છે. એ રાજા દાતા છે. પ્રજાને પોતાની પ્રજાની જેમ પાળે છે. તેને પરમાત્માએ એક દીકરી દીધી છે તેના રૂપનાં વખાણ એક જીભથી થઈ શકે તેમ નથી.

એ કુંવરીના વિવાહ માટે રાજાએ ઘણે ઠેકાણે તપાસ કરી; પણ તેને લાયક વર કયાંય જડયો નહિ. રાજા, મારું દુઃખ ત્યાં છે. હું ગરીબ નાગર છું. નાગરમાં તો જાણો છો ને! ભરે ગાગરી તો આવે નાગરી. મારી પાસે પૈસો નથી વળી મારા બાપ બે આંખે આંધળા છે. શરીરમાંથી લોહી ને પાચ વહે જાય છે. એંસી વરસની તેમની ઉંમર છે. મારી મા ઈકોતર વરસની છે. તેને કોઢ થયો છે. તેને પહેરવા કપડાં પણ નથી. તેની ચાકરી કરનાર ઘરમાં કોઈ જ નથી. હું તેમની સેવા કરવામાં રોકાયેલો હોવાથી પૈસા પેદા કરી શકતો નથી. અધૂરામાં પૂરું મારે એક બહેન છે. તે લૂલી ને લંગડી છે.

આ મારી કરમકથા છે. પૈસો નહિ હોવાને કારણે હું [illegible] છું અને એ કુંવારાપણું ટાળવા મારા

માબાપની ચાકરી કરવા કન્યા લાવવા વિચાર કર્યો, વિચારમાં બાર બાર મહિનાનાં વહાણા વાયાં. આખરે એક દહાડો હિંમત કરી હું રાજાના દરબારમાં ગયો. આશીર્વાદ આપી ઊભો એટલે રાજાએ પૂછ્યું, 'તમે કોણ છો ? શી ઇચ્છાથી આવ્યા છો ?' મેં કહ્યું, 'રાજન્ હું ગરીબ બ્રાહ્મણ છું. તમને દયાળુ જાણી યાચવા આવ્યો છું.'

'માગો.' રાજાએ કહ્યું માગતા જીભ ઉપડતી ન હતી. માગ્યા વિના મારો છૂટકો ન હતો એટલે મેં મારી હિંમત એકઠી કરી કહ્યું, 'હે રાજન્, તારી પુત્રી મને પરણાવ. એટલું જ હું તારી પાસે માગું છું.'

મારા શબ્દો સાંભળી પોતાના પર વીજળી પડી હોય તેમ રાજા ચમકયો. મારી સામે જોઈ રહ્યો. સભામાં બધા મારી સામે જોવા લાગ્યા. મારી માગણી સાંભળી હું ગાંડો થઈ ગયો છું તેમ બધાને લાગ્યું. રાજાએ પળ પછી સ્વસ્થ થઈ, હું શાપ આપીશ તેવા ભય સાથે કહ્યું, 'તમારી માગણી હું સ્વીકારવા તૈયાર છું.'

'તૈયાર છો ?' હું અજાયબી પામતો બોલ્યો, બધા રાજા સામે જોઈ રહ્યા હતા.

'હા હા, હું તૈયાર છું; પણ એક શરતે.' રાજાએ કહ્યું, 'હું માગું તેટલું પલ્લું તમારે આપવું પડશે. બોલો આપશો ?'

રાજાના શબ્દો સાંભળી હું વિચારમાં પડી ગયો. તે શું માગશે તે વિચારતો તેની સામે જોઈ રહ્યો.

'કેમ હું માગું તેટલું પણ આપવા તૈયાર છો ને ?'

'કહો જોઈએ.' મેં કહ્યું એટલે રાજા કહેવા લાગ્યો, 'ઇંદ્રાણીના કોટનો હાર, શેષનાગની ઓની ઝાલ અને બત્રીસ લક્ષણાનું માથું એટલું આપો તો મારી કન્યા તમને આપું.'

મેં વસ્તુઓ એક વરસમાં લાવી આપવાની કહી ત્યાંથી ઊઠયો. આ વાત બધે ફેલાઇ ગઈ હતી. રસ્તે જતા લોકો મારી મશ્કરી કરતા હતા.

મને શું કરવું તે સૂઝતું ન હતું, આ વસ્તુઓ કેવી રીતે લાવવી તે સમજાતું ન હતું. તેથી મનમાં દુઃખી થતો કાશીએ કરવત મૂકાવવા તૈયાર થયો. ઘર છોડી કાશીએ જવા નીકળ્યો જેમ તેમ કરી કાશીએ પહોંચ્યો ને કરવત મૂકવા કહ્યું, ત્યારે તેણે તમારી ચિઠ્ઠી લાવવા કહ્યું મહારાજ, મારા માબાપ રોગી-દુઃખી છે. ગાઠે પાઇ પૈસો છે જ નહિ. કુંવારો છું તેથી મને મરવા મન થાય છે.'

રાજાએ બ્રાહ્મણની વાત સાંભળી તેનું દુઃખ દૂર કરવા વિચાર કરવા માંડયો. પણ રસ્તો સૂજતો ન હતો. છતાં મનથી હિંમત રાખતાં કહ્યું, 'મહારાજ, આવ્યા છો તો એકાદ મહિનો મારે ત્યાં રહી જાવ.'

'ના, ના, પરદુઃખભંજન રાજા, મારાથી તે નહિ બને. મને અહીં રાખવાની વાત જવા દઈ ચિઠ્ઠી લખી આપ.'

'મહારાજ, એમ ઉતાવળા શું કામ થાવ છો ? મરવાનું

કાંઈ નાસી જવાનું નથી. મહિના પછી હું તમારી સાથે કાશી આવીશ. માટે મારું કહ્યું માનો ને મહિનો દહાડો રહી જાવ.'

રાજાના આ શબ્દો તે બ્રાહ્મણ પાછા ઠેલી શક્યો નહિ- મહિનો રહેવા કબૂલ થયો. એટલે રાજા હાર, ઝાલ ટેમ લાવવા તેનો વિચાર કરવા લાગ્યો. મા હરસિદ્ધ અને ઇષ્ટ- દેવનું સ્મરણ કરવા લાગ્યો.

રાજા સ્મરણ કરી રહ્યો છે તે વખતે મા હરસિદ્ધ ત્યાં આવ્યાં અને કહેવા લાગ્યાં, 'રાજા, મનથી દુઃખી શું કરવા થાય છે? કામધેનુનું સ્મરણ કર. તે તારા મનની ઇચ્છા પૂરી કરશે.' કહી માતાજી અદશ્ય થઈ ગયાં.

માતાજી અદશ્ય થયાં પછી રાજાએ એકાંતમાં કામ- ધેનુનું ધ્યાન ધરવા માંડયું. ધ્યાન ધરતાં જ કામધેનુ ત્યાં આવીને બોલી, 'રાજા શું જોઇએ છે?'

'મા,' હાથ જોડીને રાજા બોલ્યો, 'એક બ્રાહ્મણનું દુઃખ ભાગવા ઇંદ્રાદીનો હાર અને શેષ નાગની ઝીની ઝાલ જોઇએ છે.'

'બસ, એ જ ને!' કામધેનુએ કહ્યું, 'રાજા તું ઇંદ્રયાગ કર એટલે ઇંદ્ર તને હાર આપશે. અને નાગને પ્રસન્ન કરવા દસ હજાર મણ દૂધ લાવ. તેમાં તેનાથી સવાઈ સાકર નાખ ને એક કુંડ કર. પછી નાગદેવતાનું આરાધન કર. નાગમંત્ર ભણી આહુતિ આપ એમ કરવાથી નાગરાજ આવી ઝાલ

આપશે.' કહી કામધેનુ અદશ્ય થઈ ગઈ. તે પછી રાજાએ ઇંદ્રનો ઓચ્છવ કરવા તૈયારી કરવા માંડી. એક હજાર મણ ઘી હોમી ઇંદ્ર રાજાને પ્રસન્ન કર્યા. ઇંદ્ર પ્રસન્ન થઈ પ્રગટ થયા. રાજાએ તેમની પાસે હારની માગણી કરી. ઇંદ્રે હાર આપ્યો તે પછી નાગને પ્રસન્ન કરવા દૂધસાકર મંગાવ્યાં. કુંડ કર્યો. નાગમંત્રનું આહ્વાન કર્યું. આહુતિ આપવાથી નાગરાજ પ્રગટ થયા. સાકરવાળું દૂધ પી સંતોષ પામ્યા ને રાજાને માગવા કહ્યું. રાજાએ ઝાલની માગણી કરી. પ્રસન્ન થયેલા નાગે ઝાલ આપી

એ બે વસ્તુઓ લઇ રાજા પેલા બ્રાહ્મણ પાસે આવ્યો ને કહ્યું, 'હે ભુદેવ, આ વસ્તુઓ તમે તમારા રાજાને આપજો ને કહેજો હવે લગ્ન લ્યો. બત્રીસ લક્ષણાનું માથું જ્યારે હસ્તમેળાપ કરાવશો તે વખતે અંતરીક્ષથી આવશે.' કહી રાજાએ હાર અને ઝાલ બ્રાહ્મણને આપ્યા. બ્રાહ્મણે તે લીધા ને રાજા સામે જોઈ રહ્યો. એટલે વિક્રમે હસીને કહ્યું, 'મહારાજ, જરાય ગભરાશો નહિ. મનમાં સહેજે અવિશ્વાસ લાવશો નહિ. હું ચોક્કસ બત્રીસ લક્ષણાનું માથું આપીશ.'

રાજાના શબ્દોથી તેના મનમાં શ્રદ્ધા બેઠી. તે હાર અને ઝાલ લઈ ત્યાંથી ગયો. ને પોતાને ગામ જઈ રાજાને મળવા ગયો. રાજાએ બ્રાહ્મણને જોઈ પૂછયું, 'કહો ભુદેવ, વસ્તુઓ લાવ્યા ?'

'હા મહારાજ, હાર અને ઝાલ તો આ રહ્યાં. બત્રીસ

'મહારાજ, માથું આપતાં કેટલી વાર?'

'એ આપું છું.' કહેતા બ્રાહ્મણભાઈએ જીભ દાંત વચ્ચે દબાવવા માંડી. બ્રાહ્મણભાઈ ને મૃત્યુ વચ્ચે નહિ જેવું અંતર રહ્યું. પળ પહેલાં રાજકુમારી સાથે પરણવા વિચાર કરતો બુદ્ધિ યમપુરીના માર્ગે આગળ વધવા તૈયારી કરવા લાગ્યો; બધા શું થાય છે તે જાણવા અધીરા થઇ રહ્યા. બ્રાહ્મણ જીભ પર દાંત જોરથી દબાવવા લાગ્યો. તે સાથે જ એકાએક સૂર્યનારાયણ આકાશમાં જણાય તેમ રાજા વિક્રમ પ્રત્યક્ષ થયો.

વિક્રમને જોતાં બધાં આભા જ થઈ ગયાં. જાણે કોઈ દેવને જોઇ ન રહ્યા હોય! તેને જોતા બધાં સાનભાન ભુલવા લાગ્યા. મહાતેજસ્વી સ્વરૂપને જોઈને બધાનાં હૃદય તેના ચરણોમાં પડવા અધીરાં થઇ રહ્યાં.

એકાદ પળ માટે તો જાણે જાદુની અસર થઈ હોય તેમ લાગ્યું, પળ પછી બધા સ્વસ્થ થયા ત્યારે રાજા વિક્રમે કહ્યું, 'સાંભળો, હું આ બ્રાહ્મણનો ગુલામ છું તે મારા ગામમાં આવ્યો હતો. તેણે માગ્યા દામ આપી મને ખરીદ્યો છે. હું તેનું કામ કરવા બંધાયેલો છું. ચાલો લાજ ધરો.'

રાજા વિક્રમના શબ્દો સાંભળી, તેને જોઈ બ્રાહ્મણભાઈનો શ્વાસ હેઠો બેઠો. હવે જીવાશે કન્યા મળશે. નાક નહિ જાય. તેમ તેને લાગ્યું. તે રાજા વિક્રમને જોઇ રહ્યો.

ચંદ્રસેન રાજા વિક્રમને જોતાં બોલ્યો, 'મહારાજ, આપ

કોણ છો? કયાંથી આવો છો?'

'તમને એ બધું જાણવાની જરૂર શું છે? થાળ આગળ લાવો. બત્રીસ લક્ષણાના માથાની જરૂર છે ને? તે તમને મળશે.

'પણ....પણ....'

'ના, પણ ને ફણ કંઇ નહિ. તમારે માથાનું કામ છે. હું બ્રાહ્મણ સાથે માથું આપવા બંધાયો છું. ચાલો વાર ન કરો. ખોટી ન કરો.' કહેતાં વિક્રમે તલવાર કાઢી. તે સાથે જ રાજા ચંદ્રસેને વિક્રમનો હાથ ઝાલી કહ્યું, 'ખમા મહારાજ, ખમા. મારુ મન કહે છે તમે રાજા વિક્રમ છો. જેની વાતો આજ સુધી કાને સાંભળી હતી તેને આજ નજરે જોયા. સાચું કહેજો મહારાજ, તમે રાજા વિક્રમ જ છો ને?'

જવાબમાં રાજા વિક્રમ હસ્યો.

'આજ અમે કૃતકૃત્ય થઈ ગયાં. આજ અમારા ભાગ્ય ઉઘડી ગયાં. આજ કીડીને ઘેર કુંજર આવ્યો. ચકલી માળે ગરુડ આવ્યો. આ બ્રાહ્મણને તેમજ મારી છોકરીને ધન્ય છે. જેના કારણે આજ પરદુઃખભંજન, પરનારસહોદર રાજા વિક્રમનાં દર્શન થયાં.'

ગામમાં બધે વાત ફેલાઇ ગઈ 'રાજા વિક્રમ આવ્યા છે.' તે અનેક જીભોથી કહેવાયું. ગામની પ્રજા રાજા વિક્રમનાં દર્શન કરવા ઉપડી.

બધાંનાં માથાં ઝૂકી રહ્યાં.

વરકન્યા પરણ્યાં. પહેરામણી વેળા થઈ તે વખતે રાજા ચન્દ્રસેને પેલા બ્રાહ્મણને કહ્યું, 'તમારા માબાપને બોલાવો.'

બ્રાહ્મણ તેના માબાપને બોલાવવા ગયો ત્યારે તેમાં કહ્યું, 'નારે ભાઈ, અમે આવા દીનદુઃખી ક્યાં ત્યાં આવીએ અમને જોઈ બધા હસશે.'

બ્રાહ્મણ અને તેના માબાપ હજી સુધી ન આવ્યા એટલે રાજા વિક્રમ તેમને ઘેર ગયો ને ત્યાં આવવા કહ્યું, ત્યારે ઘરડા માબાપે કહ્યું, 'આ છોકરો પરણ્યો તે તમને પુણ્ય છે. અમારે ક્યાં કાંઈ લેવાનું છે?' બોલતાં તેમણે નિસાસો નાખ્યો.

રાજા વિક્રમે રાજકન્યાને બ્રાહ્મણના અંધ માતાપિતાને પગે લાગવા કહ્યું. રાજકન્યાએ તેમ કર્યું. પછી વિક્રમે કહ્યું, 'તારે જે જોઈએ તે માગ.'

'મહારાજ, તમારા પુણ્યે મારે કાંઈ ખોટ નથી. પણ જો તમારે મને કાંઈ આપવા ઇચ્છા હોય તો મારા પિતાને ઘેર પુત્ર થાય તેવું માગું છું.'

રાજકન્યાના શબ્દો સાંભળી વિક્રમ વિચારમાં પડી ગયો આ બધાને સુખ કેમ થાય તે માટે રસ્તો શોધવા લાગ્યો કેટલીકવાર વિચાર કર્યા પછી તેને કામધેનુ યાદ આવી, મનમાં બોલ્યા, 'જો કામધેનુ આ લોકોને આપવામાં આવે તો જ તેમનાં દુઃખ જાય, મનની ઇચ્છાઓ પૂરી થાય.'

'કેમ મહારાજ વિક્રમ, મને શું જવાબ આપો છો?' રાજકન્યાએ પૂછ્યું.

'ધીરી થા રાજકુમારી જરા ધીરી થા. તારા મનની ઇચ્છા પૂરી કરવામાં આવશે.' કહેતા વિક્રમે વૈતાળને યાદ કર્યો.

યાદ કરતાની સાથે જ વૈતાળ ત્યાં આવ્યો તેને માત્ર વિક્રમ જ જોઈ શકતો હતો, રાજા વિક્રમે તેને ગાય લઈ આવવા કહ્યું. વૈતાળ પવન કરતાં પણ વધુ ઝડપે ત્યાંથી ગયો ને ગાયને લઈ આવ્યો. એ ગાય બ્રાહ્મણને આપતાં વિક્રમે કહ્યું, 'આ ગાયના પ્રતાપે તારાં માબાપ સાજાતાજા થઈ જશે, ઘરમાં લક્ષ્મીનો વાસ થશે. તેના પ્રતાપે રાજા ચંદ્રસેનને ત્યાં પુત્ર થશે અને તમારા મનોરથ

બધાંનાં માથાં ઝૂકી રહ્યાં.

વરકન્યા પરણ્યાં. પહેરામણી વેળા થઈ તે વખતે રાજા ચંદ્રસેને પેલા બ્રાહ્મણને કહ્યું, 'તમારા માબાપને બોલાવો.'

બ્રાહ્મણ તેના માબાપને બોલાવવા ગયો ત્યારે તેમણે કહ્યું, 'નારે ભાઈ, અમે આવા દીનદુઃખી કયાં ત્યાં આવીએ ? અમને જોઇ બધા હસશે.'

બ્રાહ્મણ અને તેના માબાપ હજી સુધી ન આવ્યા એટલે રાજા વિક્રમ તેમને ઘેર ગયો ને ત્યાં આવવા કહ્યું, ત્યારે ઘરડા માબાપે કહ્યું, 'આ છોકરો પરણ્યો તે તમને પુણ્ય છે. અમારે કયાં કાંઈ જોવાનું છે ?' બોલતાં તેમણે નિસાસો નાખ્યો.

રાજા વિક્રમે રાજકન્યાને બ્રાહ્મણના અંધ માતાપિતાને પગે લાગવા કહ્યું. રાજકન્યાએ તેમ કર્યું. પછી વિક્રમે કહ્યું, 'તારે જે જોઇએ તે માગ.'

'મહારાજ, તમારા પુણ્યે મારે કાંઈ ખોટ નથી. પણ જો તમારે મને કાંઇ આપવા ઇચ્છા હોય તો મારા પિતાને ઘેર પુત્ર થાય તેવું માગું છું.'

રાજકન્યાના શબ્દો સાંભળી વિક્રમ વિચારમાં પડી ગયો. આ બધાને સુખ કેમ થાય તે માટે રસ્તો શોધવા લાગ્યો. ટલીકવાર વિચાર કર્યા પછી તેને કામધેનુ યાદ આવી, મનમાં બોલ્યા, 'જો કામધેનુ આ લોકોને આપવામાં આવે તો તેમનાં દુઃખ જાય, મનની ઇચ્છાઓ પૂરી થાય



# ભદ્રા ભામિનીની વાર્તા

"હાં, હાં, રાજા ભોજ, આ સિંહાસન પર બેસવા આમ ઉતાવળો શાને થાય છે?" સંકટહરણા પૂતળીએ કહ્યું.

"પણ કેમ?" ભોજ પૂતળી સામે જોતાં બોલ્યો.

"રાજા ભોજ," સંકટહરણાએ કહ્યું, "આ સિંહાસન તો પરદુઃખભંજન રાજા વિક્રમનું છે. તેના પર તો તેના જેવાં જે કોઈ કામ કરે તેને જ બેસવાનો અધિકાર છે."

"તેમણે એવાં શાં કામ કર્યાં હતાં?" ભોજે પૂછ્યું.

પૂતળીએ કહેવા માંડ્યું, "ત્રંબાવટીમાં દંતાશાહ કરીને ત્યાં રહેતો હતો. તેને કસ્તુરચંદ નામે ... દેવના કુંવર જેવો દીકરો હતો. એ કસ્તુરચંદ લગ્નયોગ્ય... કાંઈ ખોટ ... ભણ્યોગણ્યો.

તેનો બાપ તેને પરણાવવા સમજાવવા લાગ્યો. પણ તેણે એ વાત કબૂલ ન કરી તે ન જ કરી. કેટલુંય સમજાવ્યો ત્યારે તેણે કહ્યું, 'હું ઇચ્છું છું તેવી સ્ત્રી જો મને મળે તો પરણું. મારી ઇચ્છા પ્રમાણે ચાલે....'

'પણ પરણ્યા પહેલાં તારી ઇચ્છા પ્રમાણે ચાલશે કે નહિ તે કેમ માની લેવાય?' કસ્તુરચંદને અફાળ બોલતો ... ટટકાવી દંતાશાહે પૂછ્યું.

અનગળ દ્રવ્ય આપ્યું, તે પછી તે પોતાના સંબંધીઓ સાથે પોતાને ગામ ગયો.

ભદ્રાએ કસ્તુરચંદના કહેવા પ્રમાણે ભગવાન શંકરનું મંદિર બનાવડાવ્યું.

દિવસો એક પછી એક જવા લાગ્યા. એક દિવસે કસ્તુરે પોતાના બાપને કહ્યું, 'જો મને રજા આપો તો હું જાત્રા કરવા જાઉં.'

બાપે પ્રેમથી રજા આપી એટલે કસ્તુરચંદ એકલો ચાલ્યો. તેણે જાત્રાઓ કરવા માંડી. વેશ બદલી આગળ વધવા લાગ્યો. ફરતો ફરતો તે ગંધાર ગામ આવ્યો. તે પોતાના સસરા વીરચંદને ત્યાં ગયો. ઓટલા પર બેઠો એટલે ઘરાકી ઘણી જ ચાલી.

વીરચંદશાએ આ જોયું. આ કોઈ ભાગ્યશાળી છે; તેમ તેના મનમાં આવ્યું તેથી હસીને પૂછયું, 'તમે કોણ છો?' કસ્તુરચંદે કહ્યું, 'હું દંતાશાહનો વાણોતર છું. મારું નામ ફુબજીશા છે. મારે અને શેઠ વચ્ચે મતભેદ પડતાં મારે ગામ છોડી નીકળવું પડયું છે.'

'ઓ...હો, એ વાત છે.' વીરચંદ બોલ્યો, 'હવે તમારે આગળ કયાંય જવાનું ન હોય. મારા ઘરને તમારું જ ઘર સમજીને રહેજો. તમે મહેનતાણામાં જે માંગશો તે આપીશ.' કહી તે ઘરમાં ગયો ને વાત કરી. ભદ્રાએ બારીમાંથી જોયું તો પોતાના ધણીને જોયો. તે મનમાં સમજી ચૂપ રહી.

કસ્તુરચંદને ગરીબ ઘરનું ખાવાનું કેમ પાલવે?

એ તો કંદોઇને ત્યાં જઇ મોં માગ્યા દામ આપી ખાય છે. તંબોળીને એક પાનની એક મહોર આપે છે. ને દિવસો જાય છે.

ગામમાં દુબળીશાની બુદ્ધિનાં વખાણ થાય છે. રાજાને પણ એ માલ પૂરો પાડે છે. તેવામાં લાખા નામનો લખપતિ વણઝારો ગામથી થોડે દૂર ઊતર્યો. આ સમાચાર દુબળીને મળ્યા, એટલે તેણે કહ્યું, ' શેઠજી, વણઝારો આવી રહ્યો છે. કહો, કેટલી પોઠો લઇશું ? '

' દસવીસ લ્યોને.' વીરચંદે કહ્યું, ' નસીબમાં જે કાંઇ મળવાનું હશે તે એટલામાં જ મળી રહેશે.'

' સારું,' કહી દુબળી તો ત્યાંથી કપડાં પહેરી ચાલ્યો. લાખા પાસે જઇ કહ્યું, ' હું દંતાશાહનો વાણોતર છું. વેપાર કરવા આવ્યો છું. આ લ્યો પાંચ લાખ બોરીના બદલામાં.' કહી પોતાની પાસેની રત્નજડિત પોંચી આપી કહ્યું, ' મારા કહ્યા વિના માલ વેચશો નહિ. તમે ગામમાં આવજો.' કહી તે તો ગામમાં આવ્યો. શેઠને વાત કરી આ સાંભળી વીરચંદ તો ભાન ભૂલી ગયો. રડવા જેવો થઈ કહેવા લાગ્યો. ' અરે દુબળી, તેં તો મારું ઘર ઘાલ્યું ? મારી આબરૂનું લીલામ કર્યું.'

' શેઠ, જરાય ગભરાશો નહિ ' ગંભીરતાથી દુબળીએ કહ્યું, ' તમે જોજો તો ખરા કે કેવો રંગ આવે છે.'

દુબળી અને વીરચંદ આ વાતો કરે છે ત્યાં તો લાખો વણઝારો ગામમાં આવ્યો. મુકામ નાખ્યો. વેપારીઓ

લાભ કરી આપવા બેઠો છે; પણ તું સહેજ હા કહે તો.'

ભદ્રા માના શબ્દો સાંભળી ચમકી. દુબળીનું કપટ સમજી ગઈ, પછી ધીરેથી કહ્યું, 'તમારું કામ થતું હોય તો મને વાંધો નથી.' શેઠાણીએ દુબળીને વાત કરી. દુબળી મનથી રાજી થતો લાખા પાસે આવ્યો ને વાત કરી.

રાતે લાખો આવ્યો. દુબળી મકાનના ખૂણામાં ચર્ચા જોવા સંતાયો. લાખાને જોતાં ભદ્રાએ હાવભાવ કરી ભોળવ્યો અને કેફની ગોળી ખવડાવી. લાખો તે ખાઈને બેભાન થયો. સવાર થતાં લાખો હાથ ચોળતો છાતીમાથાં કૂટતો ત્યાંથી કારીએ ગયો. પછી દુબળી ભદ્રા પાસે આવી કહેવા લાગ્યો, 'આ કીમતી પોચી લ્યો ને લાખાને જે સુખ આપ્યું તે મને આપો.'

'ઠીક.' કહી ભદ્રાએ પોંચી લઈ કહ્યું, 'રાત્રે આવજો.'

દુબળી રાતે આવ્યો ત્યારે તેણે કહ્યું 'તમે અંદર બેસો એટલામાં હું આવું છું.' દુબળીને ઓરડામાં બેઠે થોડીવાર થઇ હશે ત્યાં ભદ્રા જોગણીનું રૂપ લઈ આવી. આ જોતાં જ દુબળી ગભરાયો ને નાઠો. બીજે દિવસે વીરચંદ પાસે આવી તે કહેવા લાગ્યો, 'દંતાશાનો ઠપકો આવ્યો છે એટલે મારે ગયા વિના ચાલે તેમ નથી.' કહી રજા લઈ ને પોતાને ઘેર આવ્યો. પછી સ્ત્રીને તેડવા વહેલ જોડાવી ચાલ્યો. વીરચંદને આ સમાચાર મળ્યા, એટલે સત્કાર કરવા દોડ્યો. ઘેર આવ્યાં. કસ્તુરે ભદ્રાને તરત જ વળાવવા કહ્યું એટલે નાછુટકે વળાવવાની તૈયારીઓ

કરવા માંડી. બેઘડી રાત જતાં કસ્તુરે વહેલ જોડી. ધણી-ધણિયાણી જવા લાગ્યાં. રસ્તામાં પગનું સાંકળું પડી ગયું. ભદ્રાએ કસ્તુરને તે લઈ આવવા કહ્યું. કસ્તુર સાંકળું શોધવા ચાલ્યો. એ સાંકળું એક ચોરના હાથમાં આવ્યું, તે લઈને જ્યાં ભદ્રા હતી ત્યાં આવ્યો ને ભદ્રાને આપી વહેલને ચલાવવા લાગ્યો.

સવાર થતાં ચોરને જોઈ ભદ્રા ગભરાઈ ગઈ. છતાં હિંમત રાખી ચોરને તતડાવા લાગી. પણ ચોરને તો કાંઈ પરવા ન હતી. તેવામાં ત્ર્યંબાવટીનો રાજા શિકારે આવેલો. તેણે આ બંનેને જોયાં. તે ત્યાં આવ્યો. નગરશેઠના બળદો ઓળખ્યા. રાજાએ ચોરને દમદાટી આપી બળદ સાથે વિદાય કર્યો. પછી ભદ્રાને લઈ ગામમાં આવ્યો. કોઈ જાણે નહિ તેમ એકાંતમાં તેણે ભદ્રાને રાખી.

સાંકળું શોધવા ગયેલો કસ્તુર પાછો આવ્યો. તેણે ત્યાં વહેલ કે સ્ત્રી ન જોઈ તેથી તે દુઃખી થતો કાશી તરફ ચાલ્યો.

એકાંત સ્થાનમાં રાખેલી ભદ્રા બેઠી હતી. ત્યાં રાજા આવ્યો, ને પોતાની રાણી થવા સમજાવવા લાગ્યો. ત્યારે ભદ્રાએ કહ્યું, 'મારે માતાજીનું વરત છે તેમની પૂજા કર્યા પછી તમે કહેશો તેમ કરીશ.' ભદ્રાના શબ્દો સાંભળી રાજા ખુશ થયો. તેણે દાસીઓને કહ્યું, 'આમને પૂજા કરવા લઈ જાવ.' દાસીઓ રાજાની આજ્ઞા થતાં તૈયાર ભદ્રા સાથે મંદિરે ચાલી. તે સીધી પોતે બંધાવેલા ...ે આવી. અને દાસીઓને કહ્યું, 'હું પૂજા કરી આવું

ત્યાં સુધી બહાર રહેજો.' કહી એક એક મહોર તેમને આપીને અંદર ગઇ. જળાધારીમાંથી લિંગ ઉઠાવી અંદર ઉતરી ગઈ. લિંગ પાછું હતું તેમ મૂકી દીધું ને તે ગઇ પોતાને સાસરે.

એકાએક ભદ્રાને આવેલી જોતાં દંતાશા ચમક્યા. ભદ્રાએ બધી વાત કરી. દંતાશાએ આશ્વાસન આપ્યું. તે વખતે ભદ્રાને પાછી આવેલી ન જોતાં રાજા જાતે મંદિરે આવ્યો, પણ ભદ્રા ત્યાં ન હતી. તેથી દુ:ખી થતો તે પણ કાશીએ ચાલ્યો. પેલો ચોર પણ ભદ્રા જેવી સ્ત્રી હાથથી જવાથી કાશીએ આવ્યો. ચારે જણાં કરવત મુકાતું હતું. ત્યાં ભેગા થયા.

કરવત મૂકનારને લાખો કહેવા લાગ્યો, 'ભાઈ, એક સ્ત્રી ખાતર પાંચ લાખ પોઠો ખોઈ છે. તેની સાથે સુખ ભોગવ્યા વગર નાસવું પડયું છે માટે મને કરવત મૂકો.' 'સાંકળાનું સાંકળું ખોયું અને વૈરી હાથમાં ન આવી તે દુ:ખે દુ:ખી થયો છું. તો મને કરવત મૂકો.' ચોરે કહ્યું. ચંપાવટીનો રાજા કહેવા લાગ્યો, 'ચોર પાસેથી હાથમાં આવેલી પદ્મણી ખોઇ બેઠો છું. તો મને કરવત મૂકો.'

કસ્તુરે આ વાત સાંભળી વિચાર કર્યો. 'જરૂર ભદ્રા બચી ગઈ છે. માટે મરવાથી શો લાભ થવાનો છે? પછી રાજાને તે પૂછવા લાગ્યો, 'તે કયાંથી હાથથી ગઈ છે?'

'અરે ભાઈ, એ દંતકુંવરના દહેરામાં ગઇ હતી. ત્યાંથી અદ્રશ્ય થઇ છે.' આ સાંભળી કસ્તુરે કહ્યું 'મહારાજ, હું દંતાશાનો દીકરો અને તે સ્ત્રીનો સ્વામી કસ્તુર

છું. ને લાખા હું જ દુબળી થઈ તમને મળ્યો હતો.' લાખાને કહ્યું.

કસ્તુરના ગળ્દો સાંભળી લાખો બોલ્યો, 'કસ્તુરચંદ ભદ્રા આજથી મારી બેન છે.' પછી પેલા ચોરને બે સાંકળાં આપવાનું કહ્યું. ત્યારે ચોરે કહ્યું, 'એ તો મારી દીકરી છે.' પછી ઘણું પુણ્યદાન કરી તે ઘર તરફ બધા સાથે ચાલ્યો, ઘેર આવતાં આનંદ ઓચ્છવ થયો. પોતાની સાથે આવેલા લાખાને પોઠીનાં નાણાં આપ્યાં. ચોરને પણ પૈસા આપ્યા. રાજા પોતાને ઘેર ગયો. પછી ભદ્રા અને કસ્તુર આનંદ કરે છે. દિવસો પર દિવસો જાય છે. કસ્તુર કયારે માબાપ પાસે જતો નથી. એવામાં એક દિવસ શુભ પર્વને દિવસે બધાં બૈરાંઓ મહીસાગરે નાહવા ગયાં. ત્યાં બધાં વહુ ઓની વાતો કરે છે. શેઠાણીએ આ વાતો સાંભળી. તેં ઓછું આવ્યું. તેણે ઘેર આવી દંતાશા આગળ વાત કરી આ વાત ભદ્રાની દાસીએ સાંભળી. તેણે ભદ્રાને કહ્યું. ભદ્ર આ સાંભળતાં જ તેણે પોતાના પતિને તેના માબાપ પાસે જવા કહ્યું તેમજ વેપાર ધંધામાં મન પરોવવા કહ્યું, કસ્તુ તેના બાપ પાસે આવ્યો ને કહેવા લાગ્યો, 'બાપાજી, માર કમાવા જવું છે. મને રજા આપો.'

દંતાશાએ ઘણી આનાકાની કરી પણ કસ્તુરની હઠ આગળ કંઈ ચાલ્યું નહિ; એટલે રજા આપી. શુભ શુકન જોઈ કસ્તુર વિદેશે ચાલ્યો. દિવસો એક પછી એક જવા લાગ્યા. તે પુષ્કળ ધન ભેગું કરતો જાય છે. એક રાતે

તેના વહાણ નાંગર્યાં છે, ત્યાં હંસ હંસણી આવ્યાં. હંસણીએ કહ્યું. 'મને થાક બહુ લાગ્યો છે એટલે થોડોક આરામ અહીં લઈએ.' 'સારું.' હંસે કહ્યું, 'આજની રાતે જો સમાગમ કરવામાં આવે તો મહાન પ્રતાપી પુરુષ જન્મે ને તેને છીંક આવે ત્યારે મોતી પડે.' હંસના શબ્દો સાંભળી કસ્તુરચંદે નિસાસો નાખ્યો. આ નિસાસો હંસે સાંભળ્યો એટલે તે તેની પાસે આવી પૂછવા લાગ્યો. કસ્તુરે મનની વાત કહી તેની વાત સાંભળી હંસે કહ્યું, 'શું કરવા ગભરાવ છો? મારી પીઠ પર બેસી જાવ. હું તમને તમારી સ્ત્રી પાસે લઈ જાઉં.'

કસ્તુર હંસ પર બેઠો એટલે હંસ ઊડ્યો ને તેને તેના શહેરમાં લાવીને મૂકયો. ભદ્રા તેને જોતાં નવાઈ પામી. એટલે કસ્તુરે બધી વાત કહી સમાગમ કર્યો, પછી તે જવા તૈયાર થયો. ત્યારે ભદ્રાએ કહ્યું, 'હવે મને એકલી મૂકી કયાં જાવ છો? મને સાથે લઈ જાવ કાલે ગર્ભ રહે તો મારી દશા શું થાય?' કહી કસ્તુરનો હાથ પકડયો. તે વખતે હંસ ત્યાં આવ્યો. તેને સાક્ષીમાં બે મોતી આપ્યાં. ભદ્રા જોવા ગઈ એટલે હંસ કસ્તુરને લઈ ઊડી ગયો.

દિવસો જવા લાગ્યા અને ભદ્રા ગર્ભવતી થઈ. ઘરમાં બધાં મેણાંનો વરસાદ વરસાવવા લાગ્યો. તેને ઘરમાંથી કાઢી મૂકી. તે બાપને ત્યાં ગઈ. ત્યાં પણ કોઈએ સંઘરી નહિ. ભૂખદુઃખ વેઠતી તે વનના માર્ગે ચાલી. ઘુઘરના ઝાડ પર રહેવા લાગી. તેવામાં લાખો વણઝારો પોઠો લઈ ત્યાં

આવ્યો તેણે ભદ્રાને જોઈ. ભદ્રાએ લાખાને ઓળખ્યો. એટલે કહેવા લાગી, ' લાખાભાઈ. '

ભદ્રાને ઓળખતાં લાખાએ પૂછ્યું, 'તું અહીં ક્યાંથી ?' ભદ્રાએ બધી વાત કહી. આ સાંભળી લાખાએ પોતાની સાથે રહેવા કહ્યું. ભદ્રા રહેવા તૈયાર થઈ; પણ લાખા સાથેની સ્ત્રીઓથી આ સહન ન થયું. તેમણે ભદ્રાને દૂર કરવા એક ગુણકા સાથે નક્કી કર્યું ને તે ગુણકા વણઝારીઓ સાથે લાખાને મુકામે આવી નૃત્ય કરવા લાગી. નૃત્યથી રાજી થયેલા લાખાએ અંદર જઈ ભદ્રાને કહ્યું, ' પેલી ગુણકાને સોનામહોર આપો. ' ભદ્રા સોનામહોરો લઈ આવી કે તરત જ ગુણકાએ તેના હાથ પકડી કહ્યું, ' મારા ઘરમાથી આ તો નાસી છૂટી છે. એ મારી દાસી છે. ' ' તો તમે તેને લઈ જાવ. ' પેલી સ્ત્રીએએ કહ્યું. લાખો તો આભો જ બની ગયો. ને તે કાંઇ કહે તે પહેલાં ગુણકા તેને લઇ ને ચાલતી થઈ. ઘેર જઈ ભદ્રાને મોજશોખ કરવા કહ્યું. બિચારી ભદ્રા ગભરાઈ ગઈ. પણ પછી સ્વસ્થ થઈ બોલી, ' જ્યાસુધી બચ્ચાનો જન્મ ન થાય ત્યાંસુધી મને એકાંતમાં રહેવા દો. તે પછી તમે કહેશો તેમ કરીશ. '

ગુણકાએ કબૂલ કર્યું. દસ માસ પૂરા થતાં તેણે પુત્રનો જન્મ આપ્યો, તેને જોતાં તે મનનું દુઃખ ભુલવા લાગી. છોકરો મોટો થાય છે. તે છીંક ખાય છે એટલે મોતી પડે છે.

એક દિવસ ગુર્ણકા ભદ્રા પાસે આવી કહેવા લાગી, 'લ, હવે હું કહું તેમ કર. ' ભદ્રા તેના શબ્દો સાંભળી

કરગરતી કહેવા લાગી, 'આ અમૂલ્ય મોતી લ્યો. પણ આજ એકાદશીના દહાડે ખરાબ કામ કરવા ન કહો.' કહી તેણે ગુણકાના હાથમાં મોતી આપ્યાં. તે લઈ ગુણકા ચાલી ગઈ. રાત પડી એટલે ગુણકાએ એક દાસીને કહ્યું, 'એના છોકરાને કૂવામાં નાખી આવ.' દાસી ચોર પગલે ભદ્રા હતી ત્યાં ગઈ ને ઊંઘતી ભદ્રા પાસે સુતેલા છોકરાને ઉપાડી નાસી ગઈ, કૂવા પાસે આવી. તે જ વખતે એકાએક તેને વિચાર આવ્યો, 'કેટલાં પાપનાં કામ કરવાથી આ ગુણકાનો અવતાર ભોગવવો પડે છે ને હવે વધારે પાપ કરતાં કેવો અવતાર મળશે ? માટે હું આ છોકરાને મારીશ નહિ.' કહી કૂવાના થાળામાં છોકરાને મૂકી ચાલી ગઈ. તેવામાં ભદ્રા ચમકી જાગી છોકરાને ન જોતાં બૂમેબૂમ કરવા લાગી. બધાં ત્યાં દોડી આવ્યાં. ને મન ફાવે તેમ કહેવા લાગ્યાં. પછી ધીરે રહી ગુણકાએ કહ્યું, 'હવે આ રડવું છોડી હું કહું તેમ કર.' ભદ્રાએ કહ્યું, 'આ થોડાક મોતી લે અને મને પચાસ દહાડા આ દુઃખ ભૂલવા વખત આપ.' ગુણકાએ એ કબૂલ કર્યું.

દુઃખ પામતી ભદ્રા એક દહાડો બારીએ બેઠી છે. તેવામાં એક બારોટ વિક્રમનાં વખાણ કરતો ત્યાંથી ગયો. એ વખાણ ભદ્રાએ સાંભળ્યા. વિક્રમને પોતાનો સ દેશો કહેવડાવવા વિચાર કર્યો. ને દિવસો જવા લાગ્યા. એક દહાડો એક બ્રાહ્મણ ભીખ માગવા નીકળ્યો હતો તેને તેણે જોયો. તેની પાસે આવી ભદ્રાએ એક રત્ન આપી કહ્યું, 'તમે મારો આ કાગળ રાજા વિક્રમને પહોંચાડશો ?'

'જરૂર' કહી બ્રાહ્મણ કાગળ લઈ ઉજ્જેન ચાલ્યો.

તે જ્યારે ઉજ્જેન આવ્યો ત્યારે રાજા વિક્રમ સભા ભરી બેઠો હતો. ત્યાં આવી આશીર્વાદ આપી બ્રાહ્મણે ભદ્રાનો કાગળ આપ્યો. રાજાએ તે બધાના સાંભળતાં વાંચ્યો. કાગળ વાંચી બ્રાહ્મણને જવાબ લખી આપ્યો. તે પછી પોતે સાંઢ તૈયાર કરી ભદ્રા હતી ત્યાં જવા નીકળ્યો. ગુણકાને ઘેર આવ્યો. ગુણકા તો સાંઢ જોઈ લલચાઈને વિક્રમને ભોળવવા યત્ન કરવા લાગી. વિક્રમ જાણે ભોળવાયો હોય તેવો ભાવ ધારણ કરી કહેવા લાગ્યો, 'મારો વિચાર સાત દહાડા તારે ત્યાં રહેવાનો છે.' 'ખુશીથી.' કહી ગુણકા વિક્રમને ઘરમાં લાવી, તે પછી કહ્યું, 'આપણે સોગઠાબાજીની રમત રમીએ. હું હારું તો તમારી ગુલામ થાઉં અને તમે હારો તો આ સાંઢણી મને આપો.' વિક્રમે કબૂલ કર્યું. એટલે ગુણકાએ બિલાડીને માથે દીવો મૂક્યો. વિક્રમે આ જોયું. તેણે વૈતાળને યાદ કર્યો. વૈતાળ કૂતરાનું રૂપ લઈ આવ્યો. કૂતરાને જોઈ બિલાડી દીવો નાખી નાઠી. ગુણકા હારી એટલે વિક્રમે ભદ્રા માટે પૂછ્યું. ગુણકાએ બધી વાત કહી. તેના છોકરા સંબંધમાં પણ ચોખવટ કરી. પછી ભદ્રાને લઈ વિક્રમ ઉજ્જેન આવ્યો. ત્યારે કસ્તુર વેપાર કરતો ધન ભેગું કરતો એક બંદરે આવ્યો, ત્યાં એક ગુણકા રહેતી હતી. તેની પાસે એક મડદું હતું. તે તેના કહેવા પ્રમાણે કરતું. એ મડદાના પ્રયોગથી તે ભલભલાને હરાવી લૂંટી લેતી. તેણે કસ્તુર જોડે શરત કરી કહ્યું ' આ મડદું છે કે જીવતું છે!' કસ્તુરે મડદુ કહ્યું એટલે ગુણકાએ તે મડદાને ઊભા થવા કહ્યું. મડદું ઊભું થયું. કસ્તુર હાર્યો. ધનમાલ મૂકી 'પોતાના બાળકથી સુખી

ચવાશે' તેવો વિચાર કરતો પોતાના ગામ તરફ ચાલ્યો. ગામમાં આવ્યો ને રસ્તે જનારને ઘરના સમાચાર પૂછયા. તેણે સમાચાર કહ્યા. તે સાંભળતાં તે ગભરાયો. ભદ્રાને કાઢી મૂકી છે, માબાપને ભદ્રાના કર્મથી ભીખ માગતા થવું પડયું છે, રાજાએ મિલકત લૂંટી લીધી છે. આ સાંભળી તે કૂવે પડવા ગયો. તે વખતે 'જીવતો નર ભદ્રા પામશે'નો વિચાર આવ્યો. ને તે ચાલતો ચાલતો ઉજ્જૈન આવ્યો. મહાકાળેશ્વરના મંદિરમાં ગયો. રાજા વિક્રમને મળવા વિચારવા લાગ્યો. પણ કંઈ અર્થ સરશે નહિ તેમ લાગ્યું એટલે મરવા તૈયાર થયો, તે વખતે રાજા ત્યાં આવ્યો તેણે તેનો હાથ પકડી મરવાનું કારણ પૂછ્યું. કસ્તુરે બધી વાત કહી. રાજા વિક્રમે તેને આશ્વાસન આપ્યું. તેને સાથે લઈ મુલતાન નગરમાં જ્યાં ગુણકા હતી ત્યાં ગયો. ને વૈતાળની શક્તિથી ગુણકાને હરાવી. ત્યાંના રાજાએ વિક્રમના આવ્યાનું સાંભળ્યું. એટલે વિક્રમ પાસે આવ્યો. પોતાની કન્યા તેમજ અઢળક ધન કસ્તુરને આપી ગુણકાને છોડાવી જવા દીધી.

કસ્તુર, ધન અને કન્યા સાથે વિક્રમ ઉજ્જૈન આવ્યો. પછી હરસિદ્ધ માતાના મંદિરે જઈ કસ્તુરનો બાળક કેમ મળે તે પૂછવા લાગ્યો. હરસિધ્ધે કહ્યું, 'પશ્ચિમ દિશામાં જા. ત્યાં જક્ષણી છે. તેની પાસે જજે.' વિક્રમે માતાના શબ્દે ચાલવા માંડયું. ચાલતા ચાલતા જ્યાં જક્ષણી રહેતી હતી ત્યાં આવ્યો. જક્ષણી તેને જોતાં હાથમાં ત્રિશૂળ લઈ આવી. એટલે હાથ જોડી વિક્રમ કહેવા લાગ્યો, 'મા હરસિદ્ધના હુકમથી અહીં પારકાને સુખી કરવા આવ્યો છું.'

'તો મારું દુઃખ ભાગ. મને તારું લોહી પા.' 'ખુશીથી.' વિક્રમે કહ્યું, ને જક્ષણીને પોતાનું લોહી પાયું. જક્ષણીએ પ્રસન્ન થઇ કહ્યું, 'માગ માગ જે માગે તે આપું.' વિક્રમે કહ્યું, 'મા મારે પેલો બાળક જોઇએ છે.' 'વિક્રમ,' જક્ષણી કહેવા લાગી, 'તું આ ઝાડ પર ચઢી જા, અહીં રાક્ષસ આવે છે તે તેનું શરીર કાપી મને ધરે છે, તેને જીવતો નહિ કરું એટલે બાળક તારા હાથમાં આવશે.'

સાંજે રાક્ષસ આવ્યો તેણે એક છોકરીને અને બાળકને જીવાડયા પછી દીપક સળગાવી પોતાનું શરીર કાપવા માંડ્યું, જક્ષણીએ તેને જીવાડયો નહિ. એટલે વિક્રમ ત્યાં આવ્યો, વૈતાળને રથ લાવવા કહી પેલી છોકરીને કહ્યું, 'હું તને તારાં માબાપ ભેગી કરીશ.' તેવામાં રથ લઈ વૈતાળ ત્યાં આવ્યો. તેમાં છોકરા અને છોકરીને બેસાડીને ઉજ્જેન તરફ રથને હંકાર્યો. ઉજ્જેન આવી ભદ્રાને અને કસ્તુરને એકબીજાને તમે કેવી રીતે ઓળખો તેમ વિક્રમે પૂછ્યું. ભદ્રાએ કહ્યું, 'તેમની કમરે લાખું છે. ને છોકરો છીંક ખાય તે સાથે જ મોતી પડે છે.'

વિક્રમે છોકરો ભદ્રા સામે આણ્યો. એટલે ભદ્રાનાં સ્તનમાંથી દૂધની ધાર નીકળી છોકરાએ છીંક ખાધી એટલે મોતી પડ્યાં. તેવામાં કસ્તુર ત્યાં આવ્યો. પતિપત્ની એક બીજાને મળ્યાં. તે પછી સાથે આણેલી છોકરીના બાપને બોલાવ્યો. છોકરીના બાપે કસ્તુર સાથે પોતાની છોકરી પરણાવી વિક્રમે પ્રધાનને બોલાવી તેની છોકરી પરણાવવા કહ્યું. ને



"રાજા ભોજ," સુગંધાએ કહ્યું, "આ તો દેવતાઈ સિંહાસન છે. આ સિંહાસન પર બેસવાની લાયકાત જોઈએ."

ભોજ બોલ્યો, "એ સિંહાસન પર બેસનાર કરતાં હું..."

"તું કાંઈ જ નથી." પૂતળીએ ભોજને બોલતો અટકાવી કહ્યું, "મહારાજ વિક્રમે પારકાના જેવાં દુઃખ દૂર કર્યાં છે તેવા તમારાથી નહિ થાય. જો સાંભળ.

એક વખત ઉજ્જૈનમાં એક વિચિત્ર માણસ આવ્યો. નગરના લોકો તેને મસ્ત કહેવા લાગ્યા. એ એક તંબોળીની દુકાન આગળ બેસી રહેતો હતો.

ન તો કોઈની પાસે તે પૈસા માગે છે કે ન તો ખાવા-પીવાની વાત કરે છે. એ એની ધૂનમાં મસ્ત રહેતો હતો. તેની ચર્ચા ચોરે ને ચૌટે, વાવે અને તળાવે થતી.

આ ચર્ચા વિક્રમ રાજાના કાને અથડાઈ. વિક્રમે એવો મસ્ત કોણ છે તે જાણવાનો નિશ્ચય કર્યો.

દરબારનું કામકાજ પૂરું થયું. તંબોળીની દુકાને તે ગયો.

સિંહ સિંહને ઓળખે છે તેમ રાજાએ તે મસ્તને ઓળખ્યો. 'તે રાજવંશી છે.' તેવું તેનું હૃદય કહેવા

લાગ્યું. લોકો ભ્રમમાં જ કુટાય છે તેવું તેને લાગ્યું. તે આગળ વધ્યો ને પેલા 'મસ્ત' પાસે આવીને બેઠો. તંબોળી પાસેથી પાન લીધાં. પોતે ખાધું ને પેલાને આપ્યું. પછી વાતો કરવા માંડી. વાતો કરતા કરતા વિક્રમે કહ્યું, 'તમે મારી સાથે ચાલો.'

મસ્ત વિક્રમના શબ્દે ઊભો થયો વિક્રમ તેને લઈ પોતાને મહેલે આવ્યો. તેનો સારી રીતે સત્કાર કરી જમાડયો, પછી બને જણા એકાંતમાં ગયા. ત્યાં વિક્રમે પૂછયું, 'સાચું કહો તમે કોણ છો? કયાંથી આવો છો? આમ દીવાના જેવા કેમ જણાવ છો? જો સાચી વાત ન કહો તો તમને તમારા ઈષ્ટની આણ છે.'

'રાજા,' પેલો મસ્ત બોલ્યો, 'આણ શું કરવા દો છો મારા મનમાં દબાવી રાખેલી વાત બહાર કાઢવા શું કામ કહો છો?'

'ભાઈ, કોઈ રસ્તો નીકળે માટે.'

'તો સાંભળો. મારા પિતાનું નામ રત્નરાજ. તેઓ એક વખતે પ્રધાનને રાજપાટ સોંપી બહાર ચાલ્યા ગયા. દિવસો એક પછી એક જવા લાગ્યા.

એક દિવસે હુ મારી ઓરમાન માતાના મહેલ આગળ દડાથી રમતો હતો ભોગજોગે મારો દડો રાણીના મહેલમાં ગયો. એ દડો લેવા હું ગયો. મારા નસીબે મને દુઃખસાગરમાં ધકેલી દીધો. રાણીએ કામવાસના શાંત કરવા મને કહ્યું. દીકરા પાસે મા આવી નિર્લજ્જ બાબતી

કરતી જોઈ ને હું ભાન ભૂલ્યા જેવો થઇ ગયો. હું જ્યારે સ્વસ્થ થયો ત્યારે મેં તેણે કરેલી નિર્લજ માંગણી માટે કડક શબ્દો કહ્યા. રાણી કામાવેશથી આંધળી થઇ હતી. છતાં હું પરવા કર્યા વિના મહેલમાંથી નીકળી નાઠો. તે વખતે મારી કટાર ત્યાં રહી ગઈ. એ કટારનો તેણે દુરુપયોગ કર્યો. તે કટાર સાથે એક કાગળ લખી મારા બાપાજીને મોકલ્યો. તે વાંચી તેઓ ભડકારૂપ થયા, તેમણે પ્રધાન પર મારો નાશ કરવા સંદેશો મોકલ્યો. પ્રધાને સદેશા પર વિચાર કર્યો, હું હેવાન થયો હોઇશ કે કેમ તેનો નિર્ણય કરવા મને તેના મહેલે લઈ ગયો. એકાંતમાં મારા સુવાની વ્યવસ્થા કરી. હું પલગમાં પડ્યો પડ્યો વિચાર કરતો હતો, તેવામાં તેની પુત્રી મારી પાસે આવી, તે મને ચળાવવા યત્ન કરવા લાગી. પણ તેમાં તેને સફળતા મળી નહિ. બાજુમાં સંતાઈ રહેલા પ્રધાને આ જોયું. તેના મનમાં વિચાર કર્યો, 'જે સહેલાઈથી મળી છે તેને ઝડપી લેવા તૈયાર નથી, તો તે બળાત્કાર તો શી રીતે કરે ?' તેને રાજાને ભોળવવામાં આવ્યો છે તેની ખાતરી થઈ.

બીજે દિવસે મને એકાંતમાં બોલાવી કહ્યું, 'તમે મારી પુત્રી સાથે લગ્ન કરી આ ઘરમાં સુખેથી રહો. તમારે બહાર નીકળવાનું નથી જો તમે કોઈની દૃષ્ટિએ ચઢશો, તો વણખૂટે મરવાનું રહેશે અને મારે પણ જોડે મરવું પડશે.'

મેં તે વખતે તો હા પાડી. લગ્ન કર્યા. પછી દિવસો

જતાં સસરાના ઘરમાં રહેવાનું ઠીક લાગતું ન હતું. સાસરાનો આસરો અને કાંટા જેવો લાગતો હતો એટલે નાસી છૂટવાનો વિચાર કર્યો.

સમસમ કરતી રાત આગળ વહી રહી છે. પશુ, પક્ષી અને માનવ ઊંઘી ગયા છે. તે વખતે એક કીમતી ઘોડો લઈ હું નીકળી નાઠો. રાતદહાડો ઘોડાને દોડાવતો આગળ વધી રહ્યો હતો. બરાબર વીસ દહાડા આમ મેં ઘોડાને દોડાવે રાખ્યો. વીસમે દિવસે વેરાવળ ગામમાં જઈ પહોંચ્યો. વાડીમાં ઉતર્યો. એ ગામના રાજાનું નામ સુરસિંહ હતું. તેને રૂપા નામની દીકરી હતી. તે દીકરીને દેવસેનનો દીકરો પદ્મસેન પરણવા આવ્યો હતો. પણ એ રૂપાને ગામના શેઠના પુત્ર વેલચંદ જોડે પ્રેમ હતો. તેથી વેલચંદને બોલાવી તેણે કહ્યું, 'ચાલ મારી સાથે નાસી છૂટ નહિ તો........"

'ના.' વેલચંદે કહ્યું, 'એ મારાથી નહિ બને.'

'નહિ બને ?' છછેડાયેલી સિંહણના જેમ તે બોલી, 'જો તું મારી સાથે નહિ આવે તો તારું કુટુંબ બધું ખેદાનમેદાન કરી નાંખીશ.'

આ ધમકીથી વાણિયો ડર્યો ને કબૂલ થયો. રૂપાએ કહ્યું, 'રાતે સાંઢણી લઈ વાડીમાં આવજે.'

પહોર રાત જતાં વાણિયો સાંઢણી લઈ આવ્યો. બંને સાંઢ પર બેઠાં, તે વખતે રૂપાના પગનું ઝાંઝર પડી ગયું. એ ઝાંઝર મારા હાથમાં આવ્યું પેલા બે જણાં

ગામ બહાર ગયાં હશે, ત્યાં તો કુંવરીએ વેલચંદને કહ્યું, 'મારું ઝાંઝર શોધી લઈ આવો પછી આગળ જઈએ.'

'સારું.' કહી વાણિયો તો ગામમાં આવ્યો. તે પાછો ન ફર્યો. પણ હું ત્યાં પહોંચી ગયો. મને જોતાં જ છોકરીએ ઝાંઝર માગ્યું. મેં તે તેને આપ્યું એટલે છોકરીએ આગળ વધવા કહ્યું. મેં સાંઢણી હંકારી. સવાર થતાં જ તેણે મને જોયો. તેણે નવાઇ પામી પૂછયું, 'તમે કોણ છો? આ ઝાંઝર તમારા હાથમાં કયાંથી આવ્યું?'

મેં કહ્યું 'હું વટેમાર્ગુ છું, તમે બે જણાં જતાં હતાં તે વખતે આ ઝાંઝર તમારા પગમાંથી પડયું ને મારા હાથમાં આવ્યું. હું તે આપવા આવ્યો. તમે મને સાથે આવવા કહ્યું એટલે મેં સાંઢણી હંકારી. હવે વિચાર ન હોય તો કાંઇ નહિ, હું મારે રસ્તે ને તમે તમારે રસ્તે.'

હું જયારે આ કહી રહ્યો હતો ત્યારે રૂપાના મનમાં તોફાન થયું. તેણે મારી સાથે ગાંધર્વલગ્ન કર્યું. પછી સરોવર કિનારે સાંઢ અને રૂપાને બેસાડી હું ગામમાં વસ્તુઓ ખરીદવા ગયો. મેં જોઈતી વસ્તુઓ લીધી તેવામાં એક ફકીર આવ્યો. તેણે ભંડારો કરવા હજાર રૂપિયાની માગણી કરી. મેં તેને કહ્યું, 'તું મને વેચ તેથી તને જોઈતા નાણાં મળી જશે.' હું વહાણવટીને ત્યાં વેચાયો. તેના વહાણમાં નોકરી કરવા લાગ્યો. વહાણ રાત દિવસ મુસાફરી કરતું કરતું મણીપુર આવ્યું. ત્યાં જૂનો માલ વેચી નવો માલ લીધો.

તે ગામના રાજા પાસે બે રત્ન હતાં. તેને તેની કીમત

કરાવવી હતી. તેણે મારા શેઠને વાત કરી. બીજે દહાડે મને મારો શેઠ રાજા પાસે લઈ ગયો. એ રત્ન જોઈને મેં કહ્યું, 'આ રત્નની કીમત દસ કરોડ ટકા છે. પણ બીજું છે. તેમાં વાળ આવી જવાથી ટેડીનું છે.' મારું કહેવું સાંભળી પેલું રત્ન તોડાવ્યું, તો તેમાંથી વાળ નીકળ્યો. સાચા રત્નની પરીક્ષા કરી અને તે સાચું ઠર્યું એટલે રાજા મારા પર ખુશ થયો. તેણે તેની છોકરી મને પરણાવી ઘરમાં રાખ્યો. વરસ દહાડો વીતી ગયો ત્યારે મેં જવાની વાત કરી. મારા સસરાએ કીમતી વસ્ત્રાભૂષણ આપ્યાં. નવાં વહાણ કરાવી આપ્યાં. એક હાથી આપ્યો.

અમારું વહાણ મારા શેઠ સાથે ચાલી રહ્યું હતું, ત્યારે શેઠે કહ્યું, 'હવે તો ભાઈ તમે મોટા રાજા થયા, પાછલા દહાડા શાના યાદ આવે?'

'ના, ના, એવું તો કાંઈ નથી.' મેં કહ્યું.

'તો આવો મારાં વહાણમાં' કહેતાં તેણે એક પાટિયું મૂક્યું. જેવો હું પાટિયા પર ચડ્યો કે તરત જ તેણે ખેંચી લીધું. હું સમુદ્રમાં પડ્યો. મને એક મોટા મગરે ગળ્યો. તે મગર માછીમારની જાળમાં સપડાયો. માછીમારે મગરને ચીર્યો. તેમાંથી હું નીકળ્યો. માછીમારે મારી સેવા-શુશ્રૂષા કરી. પરિણામે ત્રણ મહિને હું ઠીક થયો. આઠ મહિને અસલ સ્વરૂપમાં આવ્યો. પછી મારા હાથ પરની કીમતી વીંટી તેને આપી જાત્રા કરવા નીકળ્યો.

અયોધ્યા, કેદાર વગેરે તીર્થોનાં દર્શન કરતો કરતો અહીં આવી પહોંચ્યો. મને અહીં શાંતિ મળશે તેમ માની

રહેવા વિચાર્યું. અલમસ્તની જેમ ફરવા માંડ્યું.'

'એમ વાત છે.' રાજા વિક્રમે કહ્યું, 'હવે તમારે અહીંથી ક્યાંય જવાની જરૂર નથી. આ રાજપાટ તમારું છે.'

'એ તો ઠીક.' પેલાએ કહ્યું, 'મારે શું નહોતું ? મારા ભાગ્યમાં નહોતું માટે તો જતું રહ્યું, તો પછી તમારું ભોગવવાની ઇચ્છા હું કેમ રાખું ? મને તો મેં ખોયેલી સ્ત્રીઓનો વિચાર સતાવે છે.'

'મા હરસિદ્ધની ઇચ્છા હશે તો તે પણ મળી રહેશે. તમે અહીં છ મહિના રહો. જુઓ શું થાય છે.' રાજા વિક્રમે કેટલી મુશીબતે તેને રાખ્યો.

દિવસો જાય છે તેવામાં રાજાની વાડીમાં એક જોગણે આવી મુકામ કર્યો. તેણે ભગવાં કપડાં પહેર્યાં હતાં. યુવાવસ્થામાં હતી. તે કોઈ સાથે અક્ષર પણ બોલતી ન હતી. મુનિવ્રત પાળતી એ જોગણની વાત નગરમાં ફેલાઈ. બધાં તેનાં દર્શને આવતાં. બોલાવવા યત્ન કરતાં પણ બોલાવી શકતા નહિ. તેવામાં બીજી જોગણ આવી. રૂપ રૂપનો અંબાર. લોકો તો આને સાક્ષાત યોગમાયા જ સમજતા. તે પણ કોઈની સાથે બોલતી ન હતી. તેને આવે થોડાક દિવસ થયા હશે તેવામાં ત્રીજી જોગણ આવી. આ તો જાણે સાક્ષાત સ્વર્ગલોકમાંથી ઉતરેલી હોય તેવી લાગતી હતી. તે પણ મુનિવ્રત પાળતી હતી.

લોકોથી આ જોગણો બોલી નહિ એટલે રાજસભામાં આ વાત કરી. રાજા જોગણની ચર્ચા અદ્દશ્ય રીતે જોવા લાગ્યો.

રાજાએ જોગણુને બોલાવવા ઢંઢેરો પીટાવ્યો. પણ કોઈ તૈયાર થયું નહિ. પંડિતોએ રાજાને જોગણને બોલાવવા કહ્યું. રાજાએ ધનથી લલચાવી બોલાવવા યત્ન કર્યો પણ તે તેમાં ફાવ્યો નહિ. એટલે તે મા હરસિદ્ધની પૂજા કરવા ચાલ્યો. માની પૂજા કરી એટલે મા પ્રસન્ન થયાં. રાજા વિક્રમે કહ્યું, 'મા આજ આ તારા સેવકને નીચું જોવાનો વખત આવ્યો છે. મારી લાજ તું રાખ.'

'સારો.' માતાજીએ કહ્યું, 'તે ઘરમાં જે દુ:ખિયો રાખ્યો છે તેની તેઓ સ્ત્રી થાય છે. તેમને તે દુ:ખિયાનું વૃતાંત કહે એટલે તે બોલશે.' કહી માતાજી અદૃશ્ય થયાં.

બીજે દિવસે સભામાં ચર્ચા થવા લાગી. 'રાજા પોતે બોલાવવા આગળ વધ્યો. પ્રજા રાજાની પૂંઠે જવા લાગી.

રાજા ચાલતો ચાલતો વાડીમાં આવ્યો. લોકો માહોંમાંહી 'રાજા કેમ કરી બોલાવશે !' ની ચર્ચા કરવા લાગ્યા.



જોગણો પાસે આવી માથું નમાવી સામે બેસી રાજા કહેવા લાગ્યો, 'હું જે કહું છું તે સાંભળો.' કહી રાજાએ રાજકુમારની કહેલી વાત કહેવા માંડી. પહેલી જોગણ વિક્રમની વાત સાંભળી તેના સામે જોઈ રહી. રાજા વિક્રમે વાત કહેતાં કહ્યું, 'રાજકુમારને

પ્રધાનની પુત્રી પણ પરણાવી. તે પછી ત્ર્યંબકસેનને હંતાચાનું લૂંટેલું ધન આપવા બધાની સાથે પ્રધાનને મોકલી કહેવડાવ્યું. પ્રધાને રાજાને સંદેશો આપ્યો, વિક્રમનું નામ સાંભળતાં જ ત્ર્યંબકસેન ઢીલો થઈ ગયો. ને બધું લૂંટેલું ધન પાછું આપ્યું."

કહે પૂતળી "ભોજ સુણ, વિક્રમનો મહિમાય,
એવાં પરાક્રમ જો કરો ધરો સિંહાસન પાય."
એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ
'એ કથા પુરણ હવી' કહે કવિ શામળદાસ.



## ઓટકાની વાર્તા

"સાંભળ ભોજ," ચંદ્રવદની પૂતળી બોલી, "જેને માટે યોગ્ય ન હોઇએ તેનો વિચાર શા માટે કરવો જોઇએ?"

"એટલે?" પગ પાછો ખેંચતાં ભોજ બોલ્યો.

"વિક્રમના સિંહાસન પર તો પરદુઃખભંજન હોય તે બેસવા વિચાર કરે. સાંભળ, તેમણે કેવાં કામ કર્યાં હતાં તે :–

એક રાત્રે નગરચર્ચા જોવા રાજા વિક્રમ નીકળ્યો છે. ફરતા ફરતા પ્રધાનના મકાન પાસે આવ્યો. ઘરમાંથી

પ્રધાનની દીકરી શણગાર પહેરી બહાર નીકળી. રાજા તેની પાછળ પાછળ ચાલ્યો. છોકરી નગરશેઠને ત્યાં પહોંચી ને સંકેત કર્યો એટલે મકાનના બારણાં ખોલવામાં આવ્યાં, છોકરી મકાનમાં ગઈ. છોકરી તેમજ નગરશેઠનો છોકરો બંને ચુપચાપ બેઠાં. થોડા સમય ચૂપ રહ્યા પછી પ્રધાનની છોકરી પૂછ્યું, 'આજ ચૂપ કેમ છો ?' જવાબમાં નગર-શેઠનો છોકરો બોલ્યો, 'આજથી તારો ને મારો સંબંધ પૂરો થઇ ગયો, મેં આજ મહાદેવ પર પાણી ચઢાવી સોગંદ લીધા છે.'

'પણ-કંઈ કારણ ?' કાંઇક મુંઝવણ અને આશ્ચર્ય સાથે તેણે પૂછયું.

'કારણ શું કહેવું ? રાજા વિક્રમનું રાજ જેવું તેવું નથી. તે આપણને પકડી પાડયા વિના રહે નહિ. તું કુંવારી. કાલ કાંઇ નવાજૂની થાય તો તારો બાપ મારી દશા શું કરે ?'

'ઓ....હો....' સ્મિત ફરકાવતી પ્રધાનપુત્રી બોલી.

'એ વિક્રમથી ગભરાવ છો ? મારી આગળ વિક્રમ કોણ ? હું ધારું તો તેનું ધડથી માથું જુદું કરી અહીં લાવું.'

'ઓહો ! રાજાનું માથું જુદું કરવાની હિંમત છે તો માથું લઈને જ આવજે.' નગર શેઠના છોકરાએ કહ્યું.

'સારું.' કહી મોઢું ફુલાવતી તે તેના ઘર તરફ જવા લાગી. રાજા વિક્રમ પ્રધાનપુત્રીના શબ્દો પર વિચાર આગળ જવા લાગ્યો. રાત બે પહોર બાકી રહી. આગળ ડગલાં ભરે છે. ત્યાં તેની નજરે એક પુરુષ

પડ્યો. રાજા તેની પાછળ જવા લાગ્યો. એ પુરુષે એક મકાન પાસે આવી બારણું ખખડાવ્યું. અંદરથી અવાજ આવ્યો, 'પાછા જાવ, હું બારણું ઉઘાડવાની નથી, આપણો સંબંધ પૂરો થયો.'

'પણ મારો કંઈ વાંક ગુનો ?' પુરુષે પૂછ્યું.

'જાણવું છે તો સાંભળો,' અંદરથી અવાજ આવ્યો. 'મારો ધણી હોંશિયાર ચોર હતો તે ચોરી કરતાં પકડાયો. તેને વનમાં ઊંધે માથે લટકાવી મારી નાંખવામાં આવ્યો. તેનું શબ જોઈ છોકરાએ રાજા વિક્રમને મારવા સોગંદ લીધા. તે મારવા ગયો ને પકડાયો. તેને શુળીની સજા થઇ.'

'પણ તેથી મારી જોડે શું ?'

'જ્યાંસુધી તમે વિક્રમનું માથું કાપી ન લાવો ત્યાંસુધી તમારી સાથે મારે કાંઈ લેવા દેવા નહિ.'

'ઠીક.' કહી તે પુરુષ ત્યાંથી ગયો. રાજા મહેલે આવ્યો

સવાર થયું. પ્રધાનની છોકરી વિચાર કરતી મહેલમાં આંટા મારે છે. છેવટે તેણે કાંઈક વિચાર કર્યો. તે રાતે સ્મશાનમાં ગઇ. ત્યાં એક સિદ્ધ રહેતો હતો. તેને જઇને પગે લાગી બોલી, "મહારાજ, હું મોટી આશાએ તમારી પાસે આવી છું. તમે મને વચન આપો તો કહું.'

ભાવી આગળ ભાન ભુલેલા સિદ્ધે વચન આપ્યું. એટલે છોકરીએ કહ્યું 'મારે રાજા વિક્રમનું માથું જોઇએ.'

'તે કેમ બને ? તેવા પરદુ:ખભંજનને કેમ મરાય ?'

'તો તમારા વચનનું શું થાય?' છોકરીએ પૂછ્યું. સિદ્ધ વિચારમાં પડ્યો ને બોલ્યો, 'કાલે આવજે.'

'ઠીક.' કહી તે તો ગઇ.

રાજા મહેલે આવ્યો. બીજા દિવસની રાતે રાજા ચર્યા જોવા નીકળ્યો. તે નગરશેઠને ત્યાં આવ્યો. નગરશેઠનો પુત્ર અને તેનો મિત્ર નરભેદાસ વાત કરી રહ્યા છે.

'દોસ્ત, શું વાત કરું. આજ બપોરે નહાવા ગયો હતો. રસ્તે જતાં મહારાજ વિક્રમના મહેલ આગળથી નીકળ્યો. તે વખતે ઉપરથી એક મોતી પડયું. મેં ઊંચું જોયું, તો રાજાની રાણી જોઇ. તે સાથે જ સાનભાન ભૂલી ગયો છું. પ્રત્યેક પળે હું તેનો સહવાસ ઇચ્છી રહ્યો છું. એ જો નહિ મળે તો મરવું જ રહ્યું.'

'અરે વાહ રે દોસ્ત.' નગરશેઠનો પુત્ર બોલ્યો, 'મેં તો મારે આંગણે પ્રધાનની પુત્રી આવી હતી તેને કાઢી મૂકી ને તું આ પાછળ ગાંડો થયો છે. સમજ્યો, એમ ગાંડા ન થઈએ. આવી વાત કરતા પણ વિચાર કરવો જોઇએ. રાજા વિક્રમના સપાટે ચઢી ગયા તો મરે જ છૂટકો છે. જાટે ભાઇ, જીભ વશમાં રાખી ઘેર જા.'

'ઠીક.' કહી તે તો ચાલ્યો. રાજા પાછળ પાછળ જાય છે. તે વખતે પ્રધાનની પુત્રી પૂજાનો થાળ લઇ મંદિરે જઈ રહી છે. અચાનક નરભેદાસ પણ ત્યાં જઈ પહોંચ્યો. પ્રધાનપુત્રીના પગ પકડ્યા. ત્યારે પ્રધાનપુત્રીએ કહ્યું, શું છે? શું જોઈએ છે?'

'તમે મારી ઇચ્છા પૂરી કરશો એવા સોગંદ ખાવ તો મારા મનની વાત કહું.' નરભેદાસે કહ્યું. પ્રધાનપુત્રીએ સોગંદ ખાધા એટલે તેણે પોતાના મનની વાત કહી. પ્રધાન-પુત્રીએ તેની વાત સાંભળી કહ્યું, 'હું અહીં રોજ પૂજા કરવા આવું છું. માટે તમે કાલે અહીં આવજો. કાંઈક રસ્તો કાઢીશું.' કહી તેને વિદાય કરી પોતે પેલા સિદ્ધ પાસે આવી કહેવા લાગી, 'કહો મહારાજ, શું કર્યું ? ચાહ્ય તો મારી ઇચ્છા પૂરી કરો અથવા તમે જૂઠા છો તેમ કહો.'

'હું તારી ઇચ્છા પૂરી કરવા તૈયાર છું. પણ તારે મારી વસ્તુ કામ પૂરું થતાં તરત જ પાછી આપવી જોઈશે.'

છોકરીએ સોગંદ ખાધા. સિદ્ધે ગોટકો તેને આપ્યો. તે લઈ ઘેર આવી વિચાર કરતી બોલી, 'મારે હાથે રાજાને શું કરવા મારવો પડે! પેલાને હાથે જ રાજાનો નાશ કરાવીશ.' વિચારતી તે રાણી પાસે જઈ કહેવા લાગી, 'આપણા ગામને પાદરે એક સિદ્ધ આવ્યો છે. તેને મેં આપને પુત્ર થયો નથી તે વાત કરી' રાણી તેના શબ્દો સાંભળી રહી. અદશ્ય રહેલા રાજાએ પણ સાંભળ્યું. તેણે કહ્યું, 'જો રાણી બીજા પુરુષનો સમાગમ કરે તો પુત્ર થાય.'

'એ તો ન જ બને! અત્યારે મારો જીવ મોતીમાં છે.'

'એ ય મળશે.' પ્રધાનપુત્રીએ કહ્યું, 'સિદ્ધનો મોકલેલો માણુસ અદશ્ય રીતે આવશે. તમારું મોતી પણ આપશે.'

'તો સિદ્ધના શબ્દો પર વિચાર કરીશ' રાણીએ કહ્યું. 'સારું.' કહી પ્રધાનપુત્રી ગઇ. તે વખતે ચોરની સ્ત્રીને

વચન આપનાર જ્યાં સિદ્ધ હતો ત્યાં ગયો. સિદ્ધની સેવા કરી એટલે સિદ્ધે પૂછયું, 'ભાઈ, તું અહીં કેમ આવ્યો છું?'

'મારે એક મોટું કામ કરવું છે. પણ ત્યાં જવામાં ઘણા વાંધા છે. ચોકીપહેરા ઘણા છે.'

'તો લે આ ચોખા. વેરતો વેરતો જજે. તેથી બધાં ઊંઘી જશે. આ ચોખા તારા હાથમાં હશે ત્યાંસુધી તારું કામ થશે.'

પેલો ચોખા લઈ ત્યાંથી પાછો ફર્યો.

બીજા દિવસની રાતે પ્રધાનપુત્રીને નરલેહાસ મળ્યો. છોકરીએ ગોટકો આપ્યો ને કહ્યું, 'કામ પૂરું કરી પાછો આપજે.'

નરલેહાસ ગોટકો લઇ રાણીના મહેલે ગયો. અદશ્ય રીતે મહેલમાં તેને આવેલો જોતાં રાણી નવાઇ પામી. પેલાએ મોતી રાણીને આપ્યું. તે વખતે પેલો ચોખા વેરતો નીકળ્યો. એ ચોખાના પ્રભાવે રાણી અને નરલેહાસ ઊંઘ્યાં. ત્યાં પેલાએ આવી નરલેહાસનું માથું કાપી નાંખ્યું. માથું લઇ ચોરની સ્ત્રીના ઘર તરફ જવા લાગ્યો. તે વખતે નરલેહાસના મોઢામાંથી ગોટકો પડી ગયો, તે રાજાના હાથમાં આવ્યો. પેલો ચાલતો ચાલતો ચોરની સ્ત્રી પાસે આવ્યો. ચોરની સ્ત્રીએ પેલા માથાને જમીનમાં દાટયું. તે વખતે ચોખાનો પ્રભાવ દૂર થતાં રાણી જાગી. તેણે પોતાની બાજુમાં મરેલા પડેલા પુરુષને જોઇ તે ગભરાઇ. તેણે મરેલાને પાછળ વહેતી નદીમાં નાખી દીધો.

સવાર થયું. પ્રધાનપુત્રી પેલાની રાહ જોવા લાગી.

તે ન આવ્યો એટલે નગરશેઠને ત્યાં ગઈ. બધી વાત કહી. તેને નગરશેઠના પુત્રે ધમકાવી કાઢી મૂકી, એટલે તે સિદ્ધ પાસે જઈ કરગરવા લાગી. સિદ્ધ માથું કુટવા લાગ્યો ત્યારે નરભેરામના માબાપ પુત્ર વિયોગ તરફડવા લાગ્યાં. નગરશેઠનો છોકરો બધી વાતનો વિચાર કરતો મરવા તૈયાર થયો.

રાતે ચોરનો વેશ લઈ રાજા નગરશેઠને ત્યાં ગયો, નગરશેઠના છોકરાને કહેવા લાગ્યો, 'તારા ઘરમાં રહેલું ધન બતાવ નહિ તો મારી નાખીશ.'

'ખુશીથી મારી નાખ.' નગરશેઠના પુત્રે કહ્યું, 'મારે લીધે કેટલીય હત્યા થાય તેમ છે.'



'ગાંડો' કહી રાજાએ તેને આત્મહત્યા ન કરવા સમજાવ્યો. પછી ગયો નરભેરામના માબાપને ત્યાં, ત્યાં જઈ તેમને પૂછ્યું, 'તમે શા માટે દુઃખી છો ?' જવાબમાં તેમણે તેમની કથની કહી. રાજા ચોરને ત્યાં ગયો. ચોરની સ્ત્રીને ધન આપી સંતોષી. પછી માથું લઈ નરભેરામના માબાપને આપ્યું. એટલે તે માથાનો અગ્નિસંસ્કાર કર્યો. તે પછી તેની રાણી પાસે ગયો. તેને પુત્ર માટે હરિવંશની વિધિ પ્રમાણે પાઠ કરવા કહી

પ્રધાનપુત્રી પાસે ગયો. અને તેને નગરશેઠના પુત્ર સાથે પરણાવવાનું વચન આપ્યું, પછી પેલો ગોટકો બતાવ્યો. પ્રધાનને એકાંતમાં બોલાવી તેની છોકરીની વાત કહીને નગરશેઠના પુત્ર જોડે પરણાવી. પછી સિદ્ધ પાસે ગયો. ને હાથ જોડી કહ્યું 'મને કાંઈ આજ્ઞા આપો.' સિદ્ધે કહ્યું, 'કાલે મારું મોત છે. હું નર્મદાતીરે પહોંચવા વિચાર કરતો હતો. પણ એક સ્ત્રીને મેં મારો ગોટકો આપ્યો. પરિણામે મારી આશાઓ પર પાણી ફરી વળ્યું છે.'

'સ્ત્રીનાં દર્શનથી તમારી આશાઓ પણ પાણી ફરી વળ્યું એમ ને?' રાજાએ પૂછ્યું, 'પણ માનો કે એ ગોટકો તમને મળે તો પછી તમે તેનું શું કરો?' કહી ગોટકો બતાવ્યો.

'તમારા જેવા સત્પાત્રને આપી દઉં.'

'ઠીક.' કહી રાજા મોઢામાં ગોટકો નાખી પેલા સિદ્ધને ઊંચકી નર્મદાકિનારે આવ્યો. રાજાએ સિદ્ધની સાથે પોતાનું સોનાથી તોલ કરાવ્યું અને એ સોનાનું દાન કર્યું. યથા સમયે સિદ્ધે દેહ છોડ્યો. વિમાનમાં બેસી સ્વર્ગમાં ગયો. હે રાજા ભોજ! એવો રાજા વિક્રમ

> શાસ્ત્ર મારગ લોપે નહિ, વખાણે વાંચે પુરાણ
> સર્વને સરખા ગણે પર કાજે આપે પ્રાણ."
> એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ,
> 'એહ કથા પૂરણ થઈ' કહે કવિ શામળદાસ.

સાસરામાં રહેવું ન ગમ્યું એટલે ઘોડા પર બેસી નાઠો.'

'પછી તે કયાં ગયા ?' પહેલી જોગણે પૂછયું.

'તે અત્યારે તો ન કહેવાય.' રાજાએ કહ્યું, 'હમણાં તમે મારા મહેલમાં જાવ.' રાજાના શબ્દે પહેલી જોગણ રાજાના મહેલે ગઈ. લોકો નવાઈ પામ્યા. રાજાએ આગળ વાત કહી. વાત કરતા કરતા કહ્યું, 'જોઇતી વસ્તુ લેવા તે ગામમાં ગયો. ત્યાં એક ફકીરે ભંડારો કરવા રૂપિયાની માંગણી કરી. રાજકુમારે પોતાને વેચવા કહ્યું ને તેને એક વહાણવટીને વેચ્યો.'

'તે તમને કયાં મળ્યા ?' બીજી જોગણે પૂછયું.

'એ અત્યારે ન કહેવાય.' રાજાએ કહ્યું, 'તમે અત્યારે મારા મહેલે જાવ. પછી વાત.' બીજી જોગણ રાજાના મહેલે ગઈ. રાજાએ વાત આગળ કહેવા માંડી

વાત કહેતાં કહ્યું, 'પમણી સ્ત્રી તેમજ સસરાએ આપેલા ધન, હાથી સાથે નવા બનાવેલ વહાણમાં બેસી રાજકુમાર આગળ ચાલ્યો. રસ્તામાં શેઠે કપટથી તેને પોતાના વહાણમાં બોલાવવા પાટિયું મૂકયું. પાટિયા પર ચઢતાં પેલા વહાણવટીએ પાટિયું તાણી લીધું ને તે સમુદ્રના જળમાં પડયો.'

'પછી ?' ત્રીજી જોગણે કંપતા અવાજે પૂછયું.

'તે જાણવું હોય તો અત્યારે તમે મારા મહેલે જાવ.' ને તે રાજાના મહેલે ગઈ. પ્રજા તો આ જોઈ આભી જ થઈ ગઈ ને કહેવા લાગી, 'રાજાએ જોગણોનું સુનિવ્રત મુકાવ્યું.'

રાજા વિક્રમ મહેલે આવ્યો. તે વખતે પેલો રાજકુમાર-

તેની પાસે આવી કહેવા લાગ્યો, 'મહારાજ, હવે મને જવાની રજા આપો. મારા હૃદયનું દુઃખ મને જરાય જંપવા દે તેમ નથી તમારાથી મને મારી સ્ત્રીઓ મેળવી અપાય તેમ નથી.'

વિક્રમ તેનો હાથ ઝાલી જોગણો પાસે લઈ ગયો. રાજકુમારને જોતાં જ જોગણો ઊભી થઈ ગઈ. તેમના મોઢામાંથી શબ્દો સરી પડયા, 'ના....થ.'

રાજકુમારે તેમને ઓળખી સારી જ આનંદસાગર હિલોળે ચડયો. જોગણોને સંસારી કપડાં પહેરાવ્યાં. પછી રાજા વિક્રમે પોતાની પુત્રી રાજકુમારને પરણાવી. પહેરામણીમાં ધનદોલત આપી. તે પછી સ્ત્રીઓ સાથે પોતાની દીકરી વળાવતાં પ્રધાનને કહ્યું, 'તમે જાવ અને યોગ્ય વ્યવસ્થા કરો.' પ્રધાન રાજાની આજ્ઞા થતાં આગળ ચાલ્યો.

'રાજા વિક્રમનો પ્રધાન આવ્યો છે.' તે સમાચાર રાજકુમારના પિતાને મળતાં તે અવળે પગે તેમની સામે ગયો, કરગરવા લાગ્યો ને કહેવા લાગ્યો, 'રાજપાટ તમે સંભાળો. મને પુત્રહત્યારાને કાશીએ જવા દો.'

રાજા વિક્રમના પ્રધાને તેને બધી વાત સમજાવી બાપબેટાને ભેગા કર્યા. દીકરાને વીતક કથા પૂછી.

રાજકુમારે બધી વાત કહી. વીતક કથા સાંભળી બાપ દુઃખી થયો. રાજાએ વિક્રમના પ્રધાનને માન સહિત પાછો મોકલ્યો. રાજકુમાર આનંદથી રહેવા લાગ્યો."

કહે પૂતળી "સુણો ભોજ એવા, દુઃખ ભંજન રાય
એવાં પરાક્રમ જો કરો, તો બેસો સિંહાસન પાય."
એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ
'એહ કથા પૂરણ થઈ' કહે કવિ શામળદાસ.

## અધનાસા પૂતળીની વાર્તા

"રે, રે, ભોજ, આમ ભાનભૂલી સાહસ કયાં કરે છે?" અધનાસા પૂતળીએ કહ્યું.

ભોજ રાજા પગ પાછો ખેંચતો બોલ્યો, "કેમ?"

"આ સિંહાસન દેવતાઈ છે. એના પર તો પરમ પ્રતાપી મહારાજ વિક્રમાદિત્ય જેવો થાય તે જ બેસી શકે."

"એમણે એવાં તે કેવાં કાર્ય કર્યાં હતાં?" ભોજે પૂછયું.

"સાંભળ" અધનાસા પૂતળીએ કહેવા માંડયું.



"એક વખત શંકર ભગવાન કાશીમાં વાસ કરીને રહ્યા. ત્યાં માતા પાર્વતી આવ્યાં ને વીણાવાદન કર્યું એ મધુરા અવાજથી ભગવાન શંકર ભાન ભૂલ્યા, સમાધિભંગ થયા અને તેમાંથી પુત્ર પ્રગટયો જાણે બીજો ઇંદ્ર!

એ પુત્ર શિવદત્ત નામના બ્રાહ્મણને હાથ ચડયો. આ શિવદત્ત વાંઝિયો હતો. તે તેને ઘેર લઇ ગયો અને આનંદઓચ્છવ

કર્યો. તેનું નામ પાડયું માધવાનળ.

આ માધવાનળ ભણ્યોગણ્યો. બધાની આંખો ઠારતો થયો. તેવામાં ઇંદ્રલોકમાં એક અપ્સરા હતી, તે ઇંદ્રના વાંકમાં આવી. ઇંદ્રે તેને શ્રાપ આપ્યો. અપ્સરા કરગરવા લાગી, ત્યારે ઇંદ્રે કહ્યું, 'તું પથ્થર થઈને પડીશ. ત્યાં તને કોઈ બ્રાહ્મણ પરણશે. પછી સ્વર્ગલોકમાં આવજે.'- પછી અપ્સરા કાશીમાં પથ્થરની પૂતળી થઇ પડી. એક દહાડો ગામના છોકરા રમતા રમતા એ અપ્સરા પડી હતી ત્યાં આવ્યા. ત્યાં એકે કહ્યું, 'માધવ, આ પૂતળી તારે લાયક છે. તું તેની સાથે પરણ' માધવ તેની સાથે પરણ્યો.

એ રાતથી પૂતળી માધવ પાસે આવે. થોડો સમય તેની પાસે રહી સ્વર્ગમાં જાય એક દહાડો માધવે પૂછ્યું, 'તું રાત્રે ક્યાં જાય છે તે મને ન કહે તો તને બ્રહ્મહત્યાનું પાપ છે.' ત્યારે પૂતળીએ કહ્યું, 'હું ઇંદ્રની અપ્સરા છું. રાતે ત્યાં નૃત્ય કરવા જાઉં છું.' આ સાંભળી માધવે કહ્યું, 'તું મને સાથે લઇ જા. મારી એટલી ઇચ્છા પૂરી કર.'

અપ્સરાએ ઘણો વિચાર કર્યા પછી માધવને ભમરો બનાવી કચુકીમાં રાખ્યો ને સ્વર્ગમાં ગઇ ત્યાં નૃત્ય કરતા પેલા ભમરાને જાળવે છે તે ઇંદ્રના ધ્યાનમાં આવ્યું. ઇંદ્રે શાપ આપ્યો, 'તું પૃથ્વી પર ભટક તારો માધવથી વિયોગ હો. હવે તું અહીં આવતી નહિ.' અપ્સરા આ સાંભળી ...વા જેવી થઇ ગઇ. તેણે જેમ તેમ કરી ઇંદ્રને સમજાવ્યો. ...રે ઇંદ્રે કહ્યું, 'ક્યારેક માધવ સાથે તારો મેળાપ થશે.

તારું મન સંતોષ પામશે.' ઈંદ્રના છેલ્લે શબ્દે અપ્સરા ત્યાં જ ઢગલો થઈ પડી. માધવ પૃથ્વી પર આવ્યો. તેને પળ માટે અપ્સરા વીસરાતી નથી. તે દુઃખ ભૂલવા વીણા વગાડતો જ્યાંત્યાં ફરે છે. એ વીણાના અવાજથી સ્ત્રીઓને ઘેલું લગાડતો માધવ સમય વિતાવે છે. તેવામાં એક દહાડો તેના ભાગ્યે પલટો ખાધો.

એ ગામનો નગરશેઠ હતો. તેણે એક સિદ્ધની સેવા કરી પુત્રીનું વરદાન મેળવ્યું. તેની સ્ત્રીને ગર્ભ રહ્યો. એ ગર્ભવતી સ્ત્રી સાથે શેઠ બેસી વાતો કરે છે તેવામાં માધવ વીણા વગાડતો ત્યાંથી નીકળ્યો. તે સાથે જ શેઠાણી વિહવળ થઈ. પરિણામે ગર્ભ ગળી ગયો. આ જોતાં શેઠ ભડકો થયા. માધવને ગામમાંથી કઢાવવા ચાલ્યા સીધા રાજદરબારમાં. ત્યાં જઈ ઘરની કૂંચીઓ રાજા આગળ નાંખતો બોલ્યો, 'મહારાજ, ચાહો તો અમને જવા દો. નહિ તો માધવને ગામમાંથી કાઢો. એ માધવથી પ્રજા થાકી ગઈ છે. આજે પ્રજાનો વંશ જવા બેઠો છે. સ્ત્રીઓ મર્યાદા ભૂલી ગઈ છે.' અને આ વાત તો પ્રજાજનોએ પણ કરી. રાજાએ યોગ્ય કરવાનું કહી, પ્રજાએ કહેલી વાત સાચી છે કે જૂઠી છે તેની પરીક્ષા કરવા માધવને પોતાને ત્યાં બોલાવ્યો

એકાદશીનો દહાડો હતો. પ્રજામાંથી આગળ પડતા એક બાજુ અને બીજી બાજુ રાજાનું કુટુંબ બેઠું હતું. રાણીઓ પડદા પાછળ બેઠી હતી. માધવને ગાવા કહ્યું. માધવે વીણા સાથે ગાવા માંડયું. તે સાથે જ રાણીઓમાં કામ ઉત્પન્ન થયો.

ઉત્સવ પૂરો થયો. બધા વિખરાયાં. રાજા મહેલે ગયો ત્યાં તેને માધવનો પ્રતાપ જોયો. રાણીઓની થયેલી દશા જોઈ તે સાથે જ માધવને બોલાવી કહ્યું, 'તું આ પળે જ આ ગામ છોડી ચાલ્યો જા. તું બ્રાહ્મણ છે એટલે બીજું તો કાંઈ જ કહેતો નથી. નહિતર શૂળીએ દીધા વગર ન રહેત.'

માધવ અક્ષર પણ બોલ્યા વિના ત્યાંથી ચાલતો થયો.

માધવ ચાલતો ચાલતો ત્રીસ ગાઉ દૂર ઉદયપુરી નગરીમાં જઈ પહોંચ્યો. ત્યાં રાજા ઉદયસેન રાજ કરે છે. તેની દાસી પાણી ભરવા આવી હતી. તેણે માધવને જોયો. તેણે રાણીને વાત કરી. રાણીએ રાજાને કહ્યું, 'નાથ, ગામ બહાર એક બ્રાહ્મણ આવ્યો છે. આજ્ઞા આપો તો તેને બોલાવી તેની સેવા પૂજા કરું.'

'ઠીક.......' કહી રાજાએ સેવકને મોકલી માધવને બોલાવ્યો. માધવ રાજસભામાં આવ્યો.

માધવની વાણીથી રાજા પ્રસન્ન થયો. ગામમાં રહેવા વ્યવસ્થા કરી આપી, માધવ ગામમાં રહ્યો તે દિવસથી તેની વીણાના સ્વરે નારીઓના ગર્ભ ગળવા લાગ્યા. તેવામાં નસીબજોગે રાણીને ગર્ભ રહ્યો હતો. પાંચ માસે રાખડી બાંધી. ઘેર ઘેર આનંદ ઓચ્છવ કરવામાં આવ્યો. બ્રાહ્મણોને જમવા ...વ્યા. માધવ પણ જમવા આવ્યો. ત્યાં તેણે વીણા ...ી રાગ આલાપ્યો. તે સાથે જ સ્ત્રીઓમાં વિહ્‌વળતા થઈ. રાણીનો ગર્ભ ગળી ગયો. આ જોતાં જ રાજા ... ક્રોધથી આંધળો થઈ ગયો. તેને માધવની હાજરી અસ-

કર લાગી. તેણે સેવકોને આજ્ઞા આપી, 'આ બ્રાહ્મણને હમણાં ને હમણાં ગામથી બહાર કાઢો.'

રાજાનો હુકમ થયો પછી જોઇએ શું? માધવને હાલ બેહાલ કરી ગામમાંથી કાઢયો. રઝળતોરખડતો માધવ ક્ષમાવતી નગરીમાં જઈ ચઢયો. ત્યાં કામસેન રાજા રાજ કરે છે. એ ગામમાં કામકુંડલા ગામની ગુણુકા રહે છે. તે ગુણુકા ઇંદ્રથી શાપિત થયેલી અપ્સરા હતી સ્વર્ગની અપ્સરાના નૃત્યથી મૃત્યુલોકના માનવી ભાન ભૂલે તેમાં નવાઈ શું?

માધવ જ્યારે ગામમાં આવ્યો તે વખતે રાજદરબારમાં નૃત્યનો રંગ જામ્યો હતો. જુદી જુદી જાતના વાદ્યો વાગી રહ્યા હતાં. માધવ ફરતો ફરતો ત્યાં આવ્યો. તેણે સંગીત સાંભળ્યું ને માથું ધુણાવ્યું.

'શું કહું ભાઈ,' માધવ બોલ્યો, 'અહીં સાંભળનાર ઘણા હશે પણ સમજનાર કોઇ નથી. નહિ તો થતી ભૂલ ચલાવી લે? ડાબા હાથનો અંગૂઠો નહિ હોવાથી....'

'રહેવા દો મહારાજ, રહેવા દો.' કહેતો પ્રતિહાર દોડયો ને રાજાને વાત કરી. તપાસ થઇ તો માધવનું કહેવું સાચું લાગ્યું, એટલે રાજાએ માન સાથે માધવને બોલાવ્યો.

માધવને જોતાં રાજા તો પૂતળા જેવો થઇ ગયો. તેને રહેવા વ્યવસ્થા કરી આપી. દિવસો જતાં ગામમાં માધવની ચેલછા વધી પડી. કોઈ સવારમાં ઊઠી તેનું મોઢું જુએ છે તો કોઈ તેનું મોઢું જોઇ ખાય છે. એમ જુદા જુદા નિયમો લોકો પાળવા લાગ્યા. ને ગામમાં રહેતી ગુણુકા કામકુંડલાનો

તો તે જીવનપ્રાણ હતો. તેનો શ્વાસ હતો.

એક દહાડે રાજસભામાં કામકુંડલા નૃત્ય કરતી હતી. તે વખતે એક ભમરો કયાંકથી આવતો તેની કંચુકીમાં ભરાયો; તેથી તે ગભરાઈ. માધવે તે ભમરાને ઉડાડયો. માધવનો સ્પર્શ થતાં જ કામકુંડલાને તેનો પાછલો અવતાર યાદ આવ્યો તે તરત જ નૃત્ય કરતી અટકી ગઈ. અંદર ચાલી ગઇ શરીરને કપડામાં સંતાડતા નમન કરી કહ્યું, 'આ માધવ મારો પતિ છે. આજથી તેના સિવાય બીજા બધા મારે માટે ભાઈ અને બાપ છે.'

આ સાંભળી રાજા વિચારમાં પડી ગયો. એક ગુણકા અને તેના મોઢામાંથી આ શબ્દો? રાજાથી તે સહન થયું નહિ. તે બોલ્યો, 'માધવને શૂળી દો.'

રાજાની આજ્ઞા થઇ એટલે માધવને પકડવા સિપાઇઓ આગળ આવ્યા. પણ ડાહ્યા પ્રધાને કહ્યું, મહારાજ, બ્રાહ્મણને શૂળી દઇ બ્રહ્મહત્યા શા માટે લેવી જોઇએ? જો મારું માનો તો તેને દેશવટો આપો.'

'વારું એમ કરો.' રાજાએ કહ્યું, 'માધવને દેશવટો આપવામાં આવ્યો. માધવ જતાં ગામમાં હાહાકાર થઈ રહ્યો. કામકુંડલાની સ્થિતિ તો શબ્દોથી વર્ણવી શકાય તેમ હતી જ નહિ.

માધવ ગામ છોડી આગળ વધ્યો. તેના પ્રત્યેક શ્વાસે કામકુંડલાનું નામ જપી રહ્યો છે. વીણા વગાડતો તે ઉજ્જૈનમાં આવ્યો. તે રાતના હરસિદ્ધ માતાના મંદિરમાં

ચહે છે દિવસે બહાર ફરતો ફરે છે. જે મળે તે ખાઈ લે છે. તે રાતે સૂઈ રહેતો ત્યારે ચીતરેલ ઉપર ઘાવ લખતો. સવારે ઊઠીને બહાર જતો રહેતો. રાજા વિક્રમ સવારમાં પૂજા કરવા આવતો. ને તે આ ઘાવ જોતો. તે સાથે તેનું હૃદય પોકારી ઊઠતું, 'જરૂર કોઈ દુઃખિયો અહીં આવ્યો છે' બીજે દિવસે માધવે બીજો ઘાવ લખ્યો. તે ઘાવ બીજે દિવસે વિક્રમે જોયો. ત્રીજે દિવસે એક ઘાવમાં વધારો થયો. ચોથે દિવસે વળી તેમાં વધારો.

રાજા વિક્રમ આ જોઈ મનમાં જાતજાતના વિચારો કરવા લાગ્યો. એ દુઃખિયાને જોવા તેનું મન તલપાપડ થઈ રહ્યું.

કામકુંદલાના વિયોગે માધવનું દુઃખ વધતું ચ લ્યું. તેણે આત્મહત્યા કરવા વિચાર કર્યો. પણ તેનો વિચાર વિચાર જ રહેવા સર્જાયો હશે તેથી રાજા વિક્રમ અદશ્યરૂપે મંદિરમાં રહ્યો. રાતના માધવ આવ્યો તેનુ રૂપ જોતા રાજા તો ભાન જ ભૂલી ગયો. તે એક બાજુ ઊભો રહ્યો, માધવે વીણા વગાડતાં નૃત્ય કરવા માંડયું.

રાજા આ જોઈ મનમાં બોલ્યો, 'ના ના, આ કોઈ માણુંઉકનો માનવી ન'ી. મારે તેની ચર્ચા જોવી જોઈએ.' ફરી મંદિરમાં એક બાજુએ શાંત ઊભો રહ્યો. રાત ધીરે ધીરે આગળ વધવા લાગી માધવ નિશ્વાસ નાખી રહ્યો હતો.

ધ્યાન ધર્યું. ગામમાં વીણા વગાડતો ચાલ્યો. લોટ માગી તેણે પેટને ભાડું આપ્યું. રાતના માતાના મંદિરે આવ્યો, વીણા વગાડી નૃત્ય કરી સૂતો. ઊંઘમાં નિશ્વાસ નાંખી 'કામકુંડલા, કામકુંડલા' બોલ્યો.

રાજાના કાને આ શબ્દો પડયા. 'ગુણકા પાછળ ભાઈ ઘેલા થયા છે' તેમ માની તેની પાસે આવી તેની છાતી પર હાથ મુકયો. રાજાનો સ્પર્શ થતાં માધવ ઝબકીને જાગી ઊઠયો, બોલ્યો, 'જો કામકુંડલા મળે તો જ જીવન સફળ થાય.'

'અરે ગાંડા,' જાણે બાપ દીકરાને સમજાવતો હોય તેમ વિક્રમ બોલ્યો, 'ગુણકા માટે તો આવો ભેખ હોય?'

'રાજા,' માધવ વિક્રમના રૂપરંગ જોઈ રાજા માની બોલ્યો, 'એ તો મારો શ્વાસપ્રાણ છે'

માધવના શબ્દો સાંભળી તેનો કામકુંડલા પ્રત્યેનો પ્રેમ જોઈ તેને છાતીસરસો દબાવીને તેને વૃત્તાંત પૂછયો. માધવે પોતાની કરમકથા કહી સંભળાવી.

સવાર થતાં વિક્રમે એક માણસ સાથે કામાવતી નગરીના રાજા કામસેન ઉપર સંદેશો મોકલ્યો. તેમાં જણાવ્યું 'કામકુંડલાને તાબડતોડ મોકલી આપશો.'

માણસે કામસેનને સંદેશો આપ્યો તે વાંચી કામસેને ..., 'શું રાજા વિક્રમ બળજબરીથી કામકુંડલાને લઈ જશે? ના, મારા શરીરમાં પ્રાણ છે ત્યાંસુધી એ બનવાનું નથી.' રાજાનો જવાબ સાંભળી પેલા માણસે દમ આપ્યો,

ુ કામસેન માન્યો નહિ. એટલે માણુસોએ પાછા ઉજ્જૈન ાવી રાજા વિક્રમને વાત કહી તે સાથે જ વિક્રમે સૈન્યને ાર થવા હુકમ આપ્યો. તે કામાવતી આવ્યો.

રાજા વિક્રમ અને કામસેનનું સૈન્ય લઢી રહ્યું છે. ોહીની નદીઓ વહી રહી છે. જ્યાં જુઓ ત્યાં ધડ અને ાથાં પડેલાં જણાય છે. કાગડા, કૂતરા, ગીધ આંટા મારતા ડદાંને ચૂંથી રહ્યા છે. સાગર આગળ સરોવરનો હિસાબ ા ? રાજા કામસેન હાર્યો. તેને બાંધી મોઢે તરણું લેવડાવી વેક્રમ પાસે લાવવામાં આવ્યો. રાજા વિક્રમ દોડતો આગળ ધ્યો. બંધન છોડચાં, મોઢામાંથી તરણું કાઢી પોતાની પાસે બેસાડચો. કહ્યું, 'ભલા ભાઈ, આવી તો હઠ હોય !'

શું બોલે બિચારો ? તેણે નીચે મોઢે કામકુંડલાને બોલાવવા કહ્યું. પછી વિક્રમને લઈને મહેલે આવ્યો. વાત કરતાં રાજાએ કહ્યું, 'મહારાજ, કોઇ એક ભટકતો બ્રાહ્મણ આવ્યો હતો. તેણે કોણ જાણે કેવી ભૂરકી નાખી કે બધાં તેને જ દેખતાં હતાં. તેવા માણસના કહેવાથી તમે એક સ્ત્રીને લઈ જાવ તે તમને છાજતું નથી.'

'રાજા, વિક્રમ એટલો બધો ગાંડો નથી કે વગર સમજે આવું પગલું લે. એ બ્રાહ્મણ અને એ ગુણકા જીવ. એક અને ખોળિયા જુદાં જેવાં છે.'

'તો આપણે કરીએ પરીક્ષા.' કામસેન બોલ્યો, 'માધવનું બનાવટી માથું બનાવી ગુણકા આગળ મૂકીએ.'

અને એમ જ કરવામાં આવ્યું. કામકુંડલાએ માધવનું

જ્યાં માથું જોયું તે સાથે જ તે જમીન પર પટકાઇ. જીવ ખોળિયું છોડી ચાલ્યો ગયો.

વિક્રમે આ વાત સાંભળી. તેણે માધવને સમાચાર આપ્યા તે સાથે જ માધવ આ લોક છોડી ચાલ્યો ગયો. વિક્રમે આ જોયું. તેને પોતાની જાત ઉપર તિરસ્કાર આવ્યો. તેણે શિવના મંદિરે જઇ યજ્ઞ શરૂ કર્યો. પોતાનો દેહ કાપી હોમવા માંડયો. કાપતાં કાપતાં માથું કાપવાનો વખત આવ્યો. તે જ વખતે મા હરસિદ્ધ પ્રગટ થયાં. તેનો હાથ ઝાલી બોલ્યા, ' અરે આ શું ? વગર મોતે શા માટે મરે છે ? '

' મા આ બે જણાંને જોયાં ? તેમને જીવતાં કરો અથવા મારો ભોગ સ્વીકારો. મારી સામે બબ્બે હત્યાઓ....'

' ગાંડા, મરેલાં તો વળી જીવતાં થતાં હશે ? '

' જો એ ન જીવે તો મારે જીવવું પણ નથી.'

માતાએ વિક્રમના શબ્દો સાંભળી ગંભીરતાથી કહ્યું, ' વિક્રમ, વૈતાળને પાતાળમાં મોકલી શેષનાગ પાસેથી અમૃત-રૂપી અંજન મંગાવ.'

માતાની આજ્ઞા પ્રમાણે વૈતાળને પાતાળમાં મોકલવામ આવ્યો, વૈતાળે શેષનાગને સમજાવી અંજન લીધું ને મૃત્યુ લોકમાં. આવી વિક્રમને આપ્યું. તે અંજનથી માધવ અને કામકુંડલાને સજીવન કર્યાં. પછી ઉજ્જૈન આવી તેમનાં લગ્ન કરી આપ્યાં. અમૂલ્ય વસ્ત્રાભૂષણ અને વસ્તુઓ આપી."

કહે પૂતળી "સુણો ભોજ, એવા દુઃખભંજન રાય
એવાં પરાક્રમ જો કરો, તો ધરો સિંહાસન પાય."

એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ
'એ કથા પુરણ હવી' કહે કવિ શામળદાસ.






"રાજા ભોજ," તરુણ પૂતળી બોલી, "આ વિક્રમના સિંહાસન પર બેસતાં તારું શું થશે તેનો વિચાર કર્યો?"

રાજા ભોજ વિચારમાં પડયો. ઉઠાવેલો પગ પાછો ખેંચી લીધો. પૂછયું, "મારે માટે સિંહાસન દુઃખરૂપ કેમ છે?"

"રાજા, આ સિંહાસન પર તો મહારાજા વિક્રમ જેવો પરદુઃખભંજન રાજા થાય તે જ બેસી શકે."

"એવાં તે એમણે શા કામ કર્યાં હતાં?" ભોજે પૂછયું.

"જાણવા છે તો સાંભળ." પૂતળી કહેવા લાગી.

'સિંધમાં ઉત્તમચંદ નામનો નગરશેઠ રહેતો હતો. તેને ચાર છોકરા હતા. પહેલાનું નામ સતબુદ્ધિ, બીજાનું નામ સહસ્ર બુદ્ધિ, ત્રીજાનું નામ લક્ષબુદ્ધિ અને ચોથાનું નામ કરોડબુદ્ધિ.

નગરશેઠ માંદો પડયો. છોકરાઓ સારી રીતે સેવા ચાકરી કરે છે. તેવામાં એક દહાડો બાપે કહ્યું, 'હવે હું

ચાર દિવસથી વધારે જીવવાનો નથી. તો તમે એક એક દહાડો અહીં આવીને સૂઓ. મારા મરી ગયા પછી ઘરમાં જે કાંઇ ધનધાન્ય છે તે બધું લૂંટાવી દેજો. પછી જે ઓરડો બંધ છે તેમાં ચાર રત્નો મેં મૂકયા છે. તે સરખે ભાગે વહેંચી લેજો.'

છોકરાઓએ બાપનું કહેવું કબૂલ કર્યું. એક એક દહાડો એક એક છોકરો રાત્રે બાપની પાસે સૂવા આવ્યો. ચોથે દિવસે નગરશેઠે દેહ છોડયો છોકરાઓએ બાપની પાછળ ધનધાન્ય સારી પેઠે લૂંટાવ્યું.

શેઠને મરણ પામે એક મહિનો થયો. ચારે ભાઈઓ ભેગા થયા ને પેલો ઓરડો ઉઘાડયો. તેમાં ચાર રત્નને બદલે ત્રણ રત્ન તેમણે જોયાં. આથી તે વિચારમાં પડયા. ત્રણ રત્ન શી રીતે વહેંચાય ? કયા ભાઈ ને ચોર કહેવાય ?'

આખરે તેમણે વિક્રમ રાજા પાસે જવા વિચાર કર્યો. તેઓ ઉજ્જૈન આવ્યા. રાતના તેઓ બહાર નીકળ્યા. તે વખતે રાજા વિક્રમ અદૃશ્ય રહી તેમની પાછળ પાછળ જવા લાગ્યા. તેઓ ન્યાયાધિકારીના ઘર પાસે આવ્યા. એટલે એકે કહ્યું, 'આપણું કામ એને સોંપીએ' ત્યારે બીજાએ કહ્યું, 'એ જરૂર ડાહ્યો હશે.' ત્યારે ત્રીજાએ કહ્યું, 'જરૂર આપણું કાર્ય એ કરશે' ચોથો કહે, 'એ કઈ જાતનો છે તેનો તો વિચાર કરો.'

તે વાણિયો છે તે જાણ્યું એટલે કહ્યું, 'એનાથી આપણું કામ થશે નહિ.' કહી તે આગળ જવા લાગ્યા.

રસ્તામાં બે ઘેટાં લડતાં હતાં. તે જોઇ એકે કહ્યું, 'આ બે ભાઇ લાગે છે.' બીજાએ કહ્યુ, 'ઓરમાન હોવા જોઇએ.' ત્રીજો કહે, 'સાથે બેસનારા છે.' ચોથા કહે, 'ભૂખે લઢે છે.' કહેતા આગળ ગયા. રસ્તામાં શિમળાનું ઝાડ આવ્યું. એ ઝાડ પર માળામાં કોયલના બચ્ચાં હતાં. એકે કહ્યું, 'ગરધણુ કોયલના બચ્ચાં પાળે છે.' બીજો કહે, 'એનું એઠું ખાય છે.' ત્રીજાએ કહ્યું, 'ગરધણ અને કોયલના ધણી વચ્ચે સંબંધ છે.' ચોથાએ કહ્યું, 'એ તો સાથે રહે છે.' રાજા આ સાંભળી પ્રગટ થઇ સામો આવ્યો. એટલે એકે કહ્યું, 'એ મૂરખ છે.' બીજાએ કહ્યું, 'એ તો નિર્મળ મનનો રાજા છે.' ત્રીજાએ કહ્યું, 'એ ચોર છે.' ચોથાએ કહ્યું, 'એ તો અંશાવતારી છે.'

રાજા આ સાંભળતો તેમની પાસે આવ્યો. સામસામા જુહાર કર્યા. પછી રાજાએ પૂછયું, 'ભાઈઓ, તમે કોણ છો ? કયાંથી આવો છો ?'

'મહારાજ,' એકે કહ્યું 'અમે નોકરી માટે નીકળ્યા છીએ. પણ અમારાથી મજૂરી થાય તેમ નથી. અમે બુદ્ધિથી કામ કરી શકીએ તેમ છીએ.' કહી બધાના નામ કહ્યાં. દિવસો એક પછી એક જવા લાગ્યા. તેવામાં ચાર નવા કરવાનાં કામ આવ્યાં. રાજાએ પેલા ચાર ભાઈઓને તે સોંપ્યાં.

પહેલું કામ ચોરીનું હતું. ચોર કહેતો હતો, 'હું ચોર છું. મેં એના ઘરમાં ચોરી કરી છે. તમારી મરજીમાં

આવે તે શિક્ષા કરો.'

'જરા ધીરા પડો મારા ભાઈ.' સતબુદ્ધિએ કહ્યું. પછી પોતાને ચોર કહેવડાવતા સોનીને ત્યાં તે ગયો ને તેની સ્રીને પૂછયું, 'બેન તારો ધણી કયાં છે? મારે દાગીના ઘડાવવા છે.' સોનીની સ્રી આગના ભડકાની જેમ બોલી, 'મુવો મારો પિયરનો હાર લઈ ને અડધી રાતનો નાઠો છે, મારા કેટલાય દાગીના કોઈ રાંડને આપી આવ્યો છે.'

સોનીની સ્રીનો જવાબ સાંભળી તે માલણને ઘેર આવ્યો ને સોનીની સ્રીના હારની વાત કરી. જરા દમ આપ્યો. એટલે માલણે હાર કાઢી આપ્યો. તે લઈ તે રાજા પાસે આવ્યો. પછી સભામાં માલણને બોલાવી ખુલાસો કરવા કહ્યું, એટલે માલણે કહ્યું, 'સોનીનું ધન લુંટવા મેં મારા ધણીને કહ્યું. ને તેને અમે લૂંટયો પણ ખરો. અને આજ છેવટે અમારું પાપ મોઢે ચઢી બોલ્યુંય ખરું.'

રાજાએ વાત સાંભળી સોનીને શિખામણ આપી. માળીને ગધેડે બેસાડી ગામમાં ફેરવ્યો. પછી રાજાએ સતબુદ્ધિને પૂછયું, 'તમે કેવી રીતે સોનીને નિર્દોષ જાણ્યો?' સતબુદ્ધિએ કહ્યું, 'ચોર કયારે પોતાની જાતે હું ચોર છું એમ કહેતો હશે?' રાજા તેની બુદ્ધિની પ્રશંસા કરવા લાગ્યો. બીજી ફરિયાદનો ન્યાય સહજબુદ્ધિને કરવા કહ્યું. ફરિયાદીએ કહ્યું. 'હું જાતે રજપૂત છું. નામ હઠીસીંગ હું એક દહાડો મારી સ્રી સાથે બજારમાં ચૂડો ખરીદવા ગયો. ત્યાં એક મિત્ર મળ્યો અને ચૂડાવાળાની દુકાને

સ્રીને મૂકી મિત્ર સાથે વાતો કરતો કરતો હું નદીકિનારે ગયો. ત્યાં કામધંધાની વાત કરતાં ત્યાં જ એક વહાણવટીને ત્યાં નોકર રહ્યો. આ ખબર હું ઘેર પણ કહેવડાવી શક્યો નહિ. મારી સ્રી મારી રાહ જોતી બજારમાં બેસી રહી. ત્યાં એક ઝવેરી આવ્યો. તેણે વાત પૂછી, મારી સ્રીએ તેને કહ્યું, 'મારો પતિ ક્યાં ગયો છે તે સમજાતું નથી.' ઝવેરી આ સાંભળી વિચાર કરતો ઊભો રહ્યો. પછી મારી સ્રીને ગમેતેમ સમજાવી પોતાને ઘેર લઈ ગયો. એ વાતને બાર વરસ થયાં. હું બહાર ગામથી પાછો આવ્યો. મારા ઘરની ખબર પૂછવા લાગ્યો ત્યારે લોકો મને કાંઈ કાંઈ કહેવા લાગ્યા. હું નિસાસા નાંખતો ચૂડાવાળાની દુકાને આવ્યો. મને ઉદાસ થઈ બેઠેલો જોઇ ચુડગર પૂછવા લાગ્યો. જવાબમાં મેં મારી વાત કહી. એટલે ચુડગરે કહ્યું, 'મારું નામ ન લેતા પણ તમારી બૈરીને આ ઝવેરી લઇ ગયો છે.' હું ઝવેરીને ત્યાં ગયો. આડીઅવળી વાત કરી પછી મેં કહ્યું, 'મારી બૈરીને બહાર કાઢ.' મારો અવાજ સાંભળી મારી બૈરી બહાર આવી. મેં તેને ઓળખી–હવે મારો ન્યાય કરો.'

ઝવેરીને આ સંબંધમાં પૂછતાં ઝવેરીએ કહ્યું, 'હું મારે ઘેર તેને લઈ ગયો હતો. તે મારી દોલત જોઇ મારા ઘરમાં જ રહેવા લાગી. હવે તે જવા તૈયાર નથી.'

'ઠીક, ઠીક.' કહી પેલા રજપૂતની સ્રી તેને આપતાં કહ્યું, 'કોઈની વસ્તુ હોય તે કોઇને મળે એટલે તે જેના

હાથમાં આવી હોય તેની ના કહેવાય. અસલ માલિકને જ સોંપાય.'

પછી ત્રીજી ફરિયાદનો ન્યાય કરવા લક્ષબુદ્ધિને કહેવામાં આવ્યું. ફરિયાદ કરતાં એક સ્ત્રીએ કહ્યું, 'આ માણસે મારી પાસેથી બત્રીસ રૂપિયા લીધા હતા. અને તે બત્રીસ દિવસમાં પૂરા કરી આપવાના હતા. જો આમાં ચૂક પડે તો સો રૂપિયા દંડ આપે તેવી શરત કરવામાં આવી હતી. અને તેનું લખાણ પણ છે. આણે એકત્રીસ રૂપિયા તો બરાબર આપ્યા. પણ છેલ્લો રૂપિયો શરત પ્રમાણે આપી શકયો નહિ.' સ્ત્રીની વાત સાંભળી લક્ષબુદ્ધિએ માણસને બોલાવ્યો. પેલા માણસે કહ્યું, 'આ સ્ત્રી બદમાસી કરી ગઇ છે. મારો માણસ ઊભો હતો તેના હાથમાં સો રૂપિયા લેવા માટે રૂપિયો પડાવી લીધો. મારે હિસાબે તો દેવું ભરપાઈ થઇ ગયું છે.' લક્ષબુદ્ધિએ વિચાર કરી નારીને ગુનેગાર ઠરાવી. પછી કરોડબુદ્ધિએ ફરિયાદીને પૂછ્યું. એટલે સ્ત્રી કહેવા લાગી, 'મેં એક ખેતર ખેડ્યું હતું, તેમાં જવ થયા હતા. ત્યાં આ રૂપાળો ઘોડેસવાર આવ્યો. તેણે તેનો ઘોડો ખેતરની વાડે બાંધ્યો, મેં એને કહ્યું, 'તેં ઘોડો તો વાડ સાથે બાંધ્યો છે. પણ તે મારા ખેતરમાં બેલાણ ન કરે તે સાચવજે.' ત્યારે મુસાફર કહે, 'મારો ઘોડો મારા વશમાં છે. તે કદી એવું ન જ કરે. તું ચિંતા ન કરીશ.' આ સાંભળી મેં કહ્યું, 'જો તારો ઘોડો મારા ખેતરમાં નુકશાન કરશે તો તારે રૂપિયા સો આપવા પડશે અને તે તેણે કબૂલ કર્યું'. રાતના ઘોડે

છૂટચો અને મારા ખેતરના જવને ખાઇ ગયો. હવે તે નુક-શાની આપતો નથી.' કરોડબુદ્ધિએ વાત સાંભળી ઘોડેસવારને પૂછ્યું. ઘોડેસવારે કહ્યું, 'મહારાજ, મેં ઘોડાને ગાંઠો બાંધી બાંધ્યો હતો. તે ગાંઠો છોડયા વિના છૂટે તેમ ન હતી. તે ગંઠિ આ બાઈએ છોડી. પછી ઘોડો જવ ખાઇ જાય તેમાં મારો શો વાંક? હવે-આ કજિયો રૂપિયા લેવા તે કરે છે.' કરોડબુદ્ધિએ ઘોડેસવારની વાત સાંભળી સ્ત્રીને ગુનેગાર ઠરાવી. રાજા આ ન્યાય સાંભળી વિચારમાં પડયો. લક્ષબુદ્ધિ અને કરોડબુદ્ધિને એકાંતમાં બોલાવી પૂછ્યું, 'તમે સ્ત્રીઓને ગુને-ગાર કેવી રીતે ઠરાવી?' જવાબમાં લક્ષબુદ્ધિએ કહ્યું, 'સ્ત્રીએ પુરુષ સાથે બત્રીસ વખત ભોગ કરવા નક્કી કર્યું હતું. પછી તે પુરુષ ઘેર ગયો. ત્યારે તેના મોઢા પર ઉદાસી હતી. તેથી તેની બત્રીસ લક્ષણી સ્ત્રીએ ઉદાસીનું કારણ પૂછ્યું. પુરુષે મનની વાત કહી તે સાંભળી એ સ્ત્રીએ હસી એક દવા આપીને કહ્યું, 'આ દવાને બત્રીસ શેર દૂધમાં ઉકાળો. પછી એક માણસ પાસે તે દૂધ રખાવજો. અને એક ઘડી પૂરી થાય ત્યારે તેમાંથી શેર દૂધ પીજો.'

તે પુરુષ નોકર સાથે દૂધ ઉપડાવી પેલી સ્ત્રીને ત્યાં ગયો. એક ઘડી સંભોગ કરી તે દૂધ પીતો. આમ એકત્રીસ વખત દૂધ પી એકત્રીસ વખત સંભોગ કર્યો. પેલી સ્ત્રીને વહેમ પડયો. તેણે તપાસ કરી તો દૂધ લઈ ઊભેલો નોકર જણાયો. સ્ત્રીએ દૂધ પડાવી લીધું. પેલો પુરુષ લાચાર થયો ને વાણું વાયું.'

લક્ષબુદ્ધિની વાત સાંભળી વિક્રમે કરોડબુદ્ધિને પૂછ્યું.

કરોડબુદ્ધિએ કહ્યુ, 'ફરિયાદ કરનાર સ્ત્રીએ પેલા પુરુષને લલચાવા ઘણાય યત્ન કરેલા પણ તેણે નાડીઓ બાંધી દીધેલી. એટલે સ્ત્રી તેની આગળ લાચાર થઈ ગઈ હતી. રાત જતાં પુરુષ ઊંઘી ગયો. ત્યારે સ્ત્રીએ તેના અંગ તપાસ્યાં. એટલે નાડીઓ બાંધેલી જોઈ. તેણે તે છોડી નાંખી એટલે પુરુષ કામાંધ થયો.'

રાજાએ તેમની વાત સાભળી મનથી તેમની પ્રશંસા કરવા લાગ્યો. તે પછી રાજાએ ચારે ભાઈઓને એક એ કાગળ આપી જુદે જુદે ઠેકાણે મોકલ્યા.

સતબુદ્ધિએ જે ગામ જવાનું હતું તે ગામ જઈ ત્યાંના રાજાને વિક્રમનો કાગળ આપ્યો. રાજાએ તે કાગળ વાંચી સતબુદ્ધિને પૂછ્યું, 'તમે રાજા વિક્રમનુ શું બગાડયું છે તે તમને સજા કરવા મોકલ્યા છે?' સતબુદ્ધિ તે સાભળી હસીને બોલ્યો, 'જો હું એ વાત કહી દઉં તો તમે શિક્ષા ન કરો. માટે જે લખ્યું છે તે પ્રમાણે કરો.'

સતબુદ્ધિને હસતો જોઇ રાજાને વહેમ પડચો એટલે સોગદ દઇ પૂછ્યું ત્યારે તેણે કહ્યું, 'મારા નાકકાન તો મારી પાસે હવા છે, તેનાથી સારા થશે. પણ તમે મને ગામમાં ગધેડા પર બેસાડી ફેરવશો તો બાગમાં એકાએક આગ લાગશે. તમારુ ગામ નાશ પામશે'

સતબુદ્ધિના શબ્દો સાંભળી રાજા વિચારમાં પડચો. પછી તેણે વિક્રમને વિનયભર્યા બે શબ્દો લખી આપી તેને જવા રજા આપી.

હવે સહસ્ત્રબુદ્ધિને જે ગામ જવાનું હતું ત્યાં ગયો. ત્યાંના રાજાને કાગળ આપ્યો. રાજાએ કાગળ વાંચી સજા કરવાનું કારણ પૂછ્યું એટલે તે હસ્યો. રાજાએ તેને હસવાનું કારણ પૂછ્યું એટલે તે બોલ્યો, 'આપણે એકાંતમાં જઈ એ.' બંને જણા એકાંતમાં ગયા એટલે સહસબુદ્ધિએ કહ્યું, 'મેં અગ્નિની ઉપાસના કરી છે. મને બાળવા જતાં બધાં બળી મરશે. એટલે તો રાજા વિક્રમે મને અહીં મોકલ્યો છે.'

આ સાંભળી રાજા ચિડાયો. તેને કટાક્ષમાં રાજા વિક્રમને કાગળ લખી સહસ્ત્રબુદ્ધિને તે આપી વિદાય કર્યો.

લક્ષબુદ્ધિને પણ જ્યાં જવાનું હતું ત્યાં જઈ રાજાને કાગળ આપ્યો. રાજાએ કાગળ વાંચી કહ્યું, 'ભાઈ, તમારું મૃત્યુ આવી પહોંચ્યું છે તમને ઝેર ઘોળી આપવામાં આવશે.'

'ખુશીથી. વાર ન કરશો.' લક્ષબુદ્ધિએ કહ્યું, તેનો જવાબ સાંભળી રાજા વિચારમાં પડી ગયો ને 'ઝેર પીવા કેમ ઉતાવળા થાવ છો ?' તેમ પૂછ્યું, જવાબમાં તેણે કહ્યું, 'જે મને ઝેર આપે તે મરી જાય ને હું ઝેર પીવા છતાં જીવતો રહું.' આ જવાબ સાંભળી રાજા ગભરાયો. તેણે વિક્રમને 'આવું કરવું તમને ન શોભે' લખી લક્ષબુદ્ધિને કાગળ આપ્યો તે લઈ તે રવાના થયો. હવે કરોડબુદ્ધિને જ્યાં કાગળ આપવાનો હતો ત્યાં તે પહોંચી ગયો. રાજાને કાગળ આપ્યો. રાજાએ કાગળ વાંચ્યો. કહ્યું, 'ભાઈ, તારું માથું મારે કાપવું પડશે.'

'ઘણી ખુશીથી.' કરોડબુધ્ધિએ કહી મૂછ પર હાથ

મકાન આગળ આંટા મારવા લાગ્યો. એમ કરતાં સાત દહાડા થયા. ગુણકાએ તેને બોલાવ્યો. માન આપ્યું. પાન આપ્યું. સતબુદ્ધિ પાગલ થયો. ત્યારે ગુણકાએ કહ્યું, 'આજ કેટલે દહાડે મનની ઇચ્છા પૂરી થઈ, સંસારમાં આવ્યાં છીએ તો સુખ ભોગવી લઈએ.'

'હા. હા.' સતબુદ્ધિએ કહ્યું, ને બંને જણાં આનંદ કરવા લાગ્યાં. તેવામાં એકાએક દીવો ઓલવાઈ ગયો. એટલે ગુણકાએ કહ્યું, 'અજવાળા વગર શું આનંદ આવે? આજની રાત નકામી ગઈ.' બોલતાં તેણે નિસાસો નાંખ્યો, 'મનની મનમાં જ રહી.'

ગુણકાને દુઃખી થતી જોઈ કેડમાં સંભાળી સાચવી રાખેલા રત્નને તેણે બહાર કાઢયું. તે સાથે જ અજવાળું થયું. ગુણકાએ હસતાં હસતાં તે રત્ન લઈ લીધું. મૂઠીમાં બંધ કર્યું એટલે અંધારું થયું. પછી ગુણકાએ તેને ધક્કો માર્યો. વિષયાંધ સતબુદ્ધિ ગબડતો ગબડતો નીચે આવ્યો ને પોતાના નસીબને દોષ દેતો ઘેર ગયો. ગુણકાએ રાજાને રત્ન આપ્યું. પછી દિવસો જવા લાગ્યા. એક દિવસે ચારે જણાએ રાજાને કહ્યું, 'અમારું કામ તમારાથી થાય તેમ નથી માટે અમને રજા આપો.' રાજાએ કહ્યું, 'હવે આટલા દહાડા રહ્યા છો તો થોડાક વધારે દહાડા રોકાવ.'

રાજાને ના પડાય નહિ ચારે ભાઈઓ રહ્યા તેવામાં દહાડો રાજાએ કહ્યું. 'હું સૂઈ જાઉં અને તમે ચારે ઓ એક એક પહોર જાગી ચોકી કરો. કહી રાજા ગયા. ચારે ભાઈઓ ચોકી કરવા એક પછી એક

જાગ્યા. પહેલે જાગતો બેઠો હતો. તેવામાં તેણે એક સાપને



રાજાને ફરડવા જતો જોયો. એટલે તે ઊઠ્યો. સાપને મારી સાત કકડા કરી પલંગ નીચે ઢાલની પાછળ મૂક્યા ને તલવાર સાફ કરવા લાગ્યો. તેવામાં રાજા જાગ્યો તેને તલવાર સાફ કરતો જોઇ મનમાં વિચારવા લાગ્યો, 'રત્ન ગયું તે જાણી મને મારવા તે તૈયાર થયો છે.' આમ વિચારતા રાજાએ સહસ્રબુદ્ધિને કહ્યું, 'આને મારી નાખો.' સહસ્રબુદ્ધિએ વિચાર કરી કહ્યું, 'અત્યારે નહિ. સવારે' કહી સાહસ ન કરવા એક વાત કહી. એક પહોર પૂરો થયો એટલે લક્ષબુદ્ધિને કહ્યું, 'આને મારી નાંખો.' તેણે પણ સવારે મારવાનું કહી, સાહસ ન કરવા વાત કરી. ચોથે પહોર કરોડબુધ્ધિને કહ્યું, તેણે પણ સાહસ ન કરવા વાત કહી. રાજા ત્રણે ભાઇઓની વાત સાંભળી વિચાર કરી રહ્યા છે. ત્રણે ભાઈઓ હાથ જોડી ઊભા છે. તેમને રાજાએ કહ્યું, 'સતબુધ્ધિને મારો' કહેતાં સતબુદ્ધિની તલવાર પલંગ પાસે પડી હતી તે લેવા ગયો. ત્યારે ઢાલ નીચે સાપના કકડા જોયા. રાજા સમજ્યો, 'સાહસ કરતાં પસ્તાવા વખત આવત' નો વિચાર કરતો ચારે જણા પાસે આવ્યો. ને કહ્યું, 'તમે ચારે જણા મારી પાસે કાંઇક માગો.'

'માગવાનું મહારાજ, એટલું કે અમને અમારું રત્ન મળે. ' ચારે જણાએ કહ્યું.

રાજાએ રત્ન આપ્યું. ચારે જણા ખુશ થઈ ગયા. ને વિક્રમની પ્રશંસા કરવા લાગ્યા. રાજાએ તેમને હાથીઓ આપ્યા. બીજાં રત્નો આપ્યાં ને વળાવ્યા."

કહે પૂતળી " ભોજ સુણ, વિક્રમ મહિમા કરણ,
એવાં પરાક્રમ જો કરો ધરો સિંહાસન ચરણ "
એમ કહીને પૂતળી આપે ગઈ આકાશ,
' એહ કથા પૂરણ થઈ ' કહે કવિ શામળદાસ



## શુકસારિકા

" રાજા ભોજ, આ સિંહાસન પર જેણે વિક્રમ જેવાં કામ કર્યાં હોય તે જ બેસી શકે." તરુણી પૂતળીએ કહ્યું.

"વિક્રમ રાજાએ એવાં તે શા કામ કર્યાં હતાં ? "

પૂતળીએ કહ્યું, " એક વખતની વાત છે, રાજા વિક્રમ માતા હરસિદ્ધની પૂજા કરી પાછો આવતો હતો.

ત્યારે એક ઝાડ પર મેના પોપટ લઢી રહ્યાં હતાં. એક-બીજાની પાંખો તોડવા મહેનત કરતાં હતાં. રડતી રડતી મેના બોલી, 'ચાલ, રાજા વિક્રમ પાસે આપણો ન્યાય કરાવીએ.'

'હા, હા, ચાલ.' પોપટ બોલ્યો, આથી વિક્રમ ઊભો રહ્યા. મેના અને પોપટ આવી તેના હાથ પર બેઠાં, રાજા એ મેનાપોપટ સાથે દરબારમાં આવ્યો અને પૂછ્યું, 'તમે શા માટે લઢતાં હતાં ?'

'હે રાજા.' મેનાએ કહેવા માંડયું. 'આ પોપટ મારો બાલપણનો સ્નેહી છે, તેને મેં મારું તનમન બધું જ સોંપી દીધું છે. તેને હું ઈશ્વરથી પણ વધારે ગણુતી હતી. અમે સુખેથી રહેતાં હતાં. તેવામાં અસાડનો વરસાદ વરસ્યો. મારો માળો પડી ગયો, હુ ટાઢથી ધ્રૂજતી આ પોપટના માળે ગઈ. પણ તેણે મને માળામાં પેસવા ન દીધી. સવારે તે મારી પાસે આવ્યો. અમે અમારા ન્યાય માટે ઘરડાઓ પાસે ગયા. પણ કોઈએ અમારો ન્યાય ચૂકવ્યો નહિ. આખરે અમે તમારી પાસે આવ્યાં'

મેનાની વાત સાંભળી રાજા વિક્રમે પોપટને પૂછ્યું. ત્યારે પોપટ કહેવા લાગ્યો, 'મહારાજ, હું જૂઠું બોલતો નથી. મેનાએ જે કહ્યું તે બધું જ સાચું છે. પણ તે મધરાતે મારા માળે આવી એટલે જ મે તેને પેસવા ન દીધી. સ્રીનો તો વિશ્વાસ હોતો હશે ? પહેલાંના વખતમાં પશ્ચિમમાં દંડગીરી નગરનો રાજસેન રાજા હતો. તેને સંતાન ન હતું એટલે તેણે જગદંબા શંકરની સેવા કરી. સેવાથી ભગવાન પ્રસન્ન થયા. પ્રગટ થઇ કહ્યું, 'જા તારે ત્યાં

પુત્ર થશે. પણ તે સાત વરસનો થશે તે વખતે તેનો બાપ મરી જશે.' કહી ભગવાન અદશ્ય થઇ ગયા. રાજાને ત્યાં પુત્ર થયો. તે સાત વરસનો થયો ત્યારે તેનો બાપ મરી ગયો. કુમારના હાથમાં રાજ આવ્યું. તેણે પ્રધાનના કહેવા પ્રમાણે રાજ ચલાવવા માંડયું. તે બાર વરસનો થયો. ત્યારે પદ્મણી સાથે પરણ્યો. ને તેની પાછળ ગાંડો થયો. કયારે પણ તે મહેલમાંથી બહાર જ આવતો નહિ. તેથી પ્રધાન મુંઝાયો. તે રાજા પાસે જઇ કહેવા લાગ્યો, 'તમે તમારું રાજ સભાળો. મારે આ પ્રધાનપણું કરવું નથી. જો મને રાખવો હોય તો તમે મહેલમાંથી બહાર આવો.' રાજાએ પ્રધાનના શબ્દો સાભળ્યા. રાણીનું મોઢું જોયા વિના પાણી પણ ન પીવું તેવો મનથી નિર્ણય કરી બહાર આવ્યો'

દિવસો એક પછી એક જવા લાગ્યા. તે સોળ વરસનો થયો. એક દિવસ રાજા દરબારમાં ગયો છે. તે વખતે સુતેલી રાણીને નાગ કરડયો.

કલાકો જતાં રાજાએ દાસીને મોકલી. દાસી મહેલે રાણીની પાસે આવી રાણીની સ્થિતિ જોતાં ગભરાઇ. રાજાને શું કહેવું તેનો વિચાર કરી તે રાજા પાસે આવી. કહ્યું, 'રાણીજી રિસાયાં છે. માટે તમે જાવ.' રાજા દોડતો મહેલે આવ્યો. તેણે રાણીને મરેલી જોઇ. તે સાથે જ તે ભાન ભૂલી ગયો. પ્રધાને તેને સમજાવવા મહેનત કરવા માંડી. સ્મ-. . ત્રા માટે તૈયારી કરવા કહ્યું. ત્યારે રાજાએ કહ્યું. .ાજપાટ તમે સંભાળો. હું તો રાણી સાથે મરવાનો.'

પ્રધાને તેને બહુ સમજાવ્યો. પણ તે ન જ

આવ્યો. તેણે રાણીને બળવા ન દીધી, તેનું પેટ ચીરી તેમાં કસ્તુરી ભરી. પછી કાવડ કરી તે નીકળ્યો. તીરથે તીરથે ફરતાં ફરતાં બાર વરસના વાણાં વાયાં. એક મધરાતે રાજાએ લાકડાં ભેગાં કરી બે ચિતાઓ ખડકી. પછી નદીએ



નાહી આવી ઇશ્વરનું ધ્યાન કરી અગ્નિ મૂકયો. તે વખતે શંકરપાર્વતી ત્યાંથી જતા હતાં. પાર્વતીએ શંકરને પૂછયું. 'પ્રભુ, આ હેવું ? સ્ત્રીની પાછળ પુરુષ બળી રહ્યો છે ?'

ભગવાન શંકરે કહ્યું, 'આ પુરુષને તેની સ્ત્રી ઘણી જ વહાલી હતી. તે સ્ત્રીને સાપ કરડયો ને મરી ગઇ. તેના મૃત દેહને લઈ તેણે અડસઠ તીરથ કર્યાં. હવે તે બળી મરવા બેઠો છે.'

'તો પ્રભુ, તે સ્ત્રીને જીવતી કરવી જોઈએ' કહેતાં પાર્વતી હઠે ચડયાં એટલે ભગવાન શંકર યોગીનું રૂપ લઈ ત્યાં આવ્યા ને તેને મરતો અટકાવવા લાગ્યા. ત્યારે રાજાએ કહ્યું. 'મને મરવા દો. તમે તમારે રસ્તે જાવ. આ સ્ત્રીના મરતાં હું જીવવા ઇચ્છતો નથી.'

'જો તને એને માટે સાચો પ્રેમ હોય તો તારું અડધું આયુષ્ય આપ.' ભગવાને કહ્યું, ને ચાલ્યા ગયા.

રાજાએ પોતાનું અડધું આયુષ્ય આપ્યું. રાણી જીવતી થઈ ને પૂછવા લાગી, 'આપણે અહીં ક્યાંથી?' રાજાએ બધી વાત કહી. પછી રાજાએ કહ્યું, 'હું થાકયો છું. તમે અહીં બેસો. હું તમારા ખોળામાં માથું મૂકી સૂઈ જાઉં.' રાણી બેઠી અને તેના ખોળામાં તે માથું મૂકી સૂતો. તે ઊંઘ્યો. તેવામાં એક વહાણવટી ત્યાં આવ્યો. તેને રાજા અને રાણીને જોયાં. એટલે તે પૂછવા લાગ્યો, 'તમે કોણ છો? આ કાળો કદરૂપો કોણ છે?' જવાબમાં રાણીએ કહ્યું, 'એ મારો ધણી છે.' એ સાંભળી વહાણવટી હસ્યો. તેને પોતાની સાથે આવવા સમજાવવા લાગ્યો. કોણ જાણે કેમ એ રાણી પ્રેમાળ પતિને છોડી વહાણવટી સાથે જવા તૈયાર થઈ, રાજાના માથાને સાચવીને પથ્થર પર મૂકી તે ચાલી ગઈ.

રાજા જ્યારે જાગ્યો ત્યારે રાણીને ન જોઈ. તે વિચારમાં પડી ગયો. 'રાણી પોતની જાતે જ ચાલી ગઈ છે.' તેમ તે સમજી શક્યો. છતાં તે તેને શોધવા નીકળ્યો.

ભટકતાં ભટકતાં જે ગામમાં વહાણવટી રહેતો હતો ત્યાં આવ્યો. તે દિવસે વહાણવટી ગામલોકોને જમાડી રહ્યો હતો રાણી સારાં સારાં વસ્ત્રાભૂષણ પહેરી આમથી તેમ ફરતી હતી. રાજા ત્યાં આવ્યો ને રાણીનો હાથ પકડી બોલ્યો, 'તું અહીં ક્યાંથી? ચાલ આપણા મહેલે.'

ભાનભૂલી રાણીએ રાજાનો તિરસ્કાર કર્યો. ગળેપડુ કહ્યો. વહાણવટીએ મહાજન ભેગું કર્યું. 'આ બૈરી કોની?' વિચાર કરવા લાગ્યા. ત્યારે રાજાએ કહ્યું, 'આ સ્ત્રી છે. જો હું જૂઠો હોઉં તો મને શૂળીએ દેજો. નહિ

તો આ વહાણુવટીનો માલ ખજાનો લૂંટી લેજો.'

મહાજને કબૂલ કર્યું. ત્યારે રાજાએ કહ્યું, 'એ મરી ગઇ હતી ત્યારે મેં મારું અડધું આયુષ્ય અને પુણ્ય આપ્યું છે. હવે જો તે ના કહેતી હોય તો તે મારું અડધું આયુષ્ય પાછું આપે.'

'હા, હા, લે.' કહેતાં રાણીએ કહ્યું, 'જો તેં તારું આયુષ્ય કે પુણ્ય મને આપ્યું હોય તો તે પાછું.' કહી રાણીએ જ્યાં રાજાના હાથમાં પાણી મૂકયું. તે સાથે જ રાણી મરી ગઈ. મહાજને વહાણુવટીનો તિરસ્કાર કર્યો. ધનમાલ લૂંટી લેવા આજ્ઞા કરી. રાજા કાંઇપણ બોલ્યા વિના ત્યાંથી ચાલતો થયો. પોતાના રાજમાં બધાં મળ્યાં. પછી દિવસો જતાં પ્રધાને રાજાને પરણવા વાત કરી. ત્યારે રાજાએ ચોખ્ખી ના પાડી કહ્યું, 'સ્ત્રી જાતનો વિશ્વાસ હોતો હશે!'

પોપટની વાત સાંભળી મેના બોલી, 'હવે રહેવા દે સ્ત્રીઓને વગોવવી. પુરુષો પણ ખરાબ નથી હોતા એવું કોણે કહ્યું સાંભળ.' કહેતાં મેનાએ વાત કહેવા માંડી. 'એક ગામ હતું. એ ગામમાં ચાર ભાઈબંધો હતા. ત્રણ પરણેલા ને એક બ્રાહ્મણ ગરીબ હતો તેથી કુંવારો હતો. પરણેલા મિત્રો સ્ત્રીસુખની વાતો કરતા, આ સાંભળી પેલો બ્રાહ્મણ તો સળગી જતો. તેને સ્ત્રી વગર જગત સ્મશાન જેવું લાગતું. એક દિવસ તે કંટાળી ગામ છોડી પરગામ ચાલ્યો. ચાલતો ચાલતો તે દક્ષિણમાં આવ્યો. ત્યાં હલવાડું નામનું ગામ હતું ત્યાં તેણે રહેવા નક્કી કર્યું. એ ગામમાં એક ઝૂંપડું રાખી તે રહેવા લાગ્યો. ગામમાંથી ભીખ માગી

લાવી ખાતો. પેટનો ખાડો પૂરતો ને મનમાં વિચારતો, 'જો નસીબ યારી આપે તો બે પૈસા ભેગા થાય તો બૈરી પરણાય.' પણ નસીબ યારી આપતું ન હતું. બે પૈસા ભેગા થતા ન હતા. ને દિવસો એક પછી એક જતા હતા.

મહિનો ગયો. છ મહિના ગયા. વરસ ગયું. એક વરસ નહિ, બે પાંચ વરસ નહિ. પણ અગિયાર અગિયાર વરસનાં વાણાં વાયાં; પણ મનની આશા પૂરી ન થઈ તે ન જ થઇ. નસીબે યારી ન જ આપી ને બે પૈસા ભેગા થયા નહિ. બ્રાહ્મણભાઈ વાંઢા ને વાંઢા જ રહ્યા.

એક દહાડો એ બ્રાહ્મણભાઈ ભીખ માગવા એ ગામના રાજાના પ્રધાનને ઘેર ગયા. એ પ્રધાન જાતનો બ્રાહ્મણ હતો. બહુ વિદ્વાન હતો. ભગવાને તેને રૂપના અવતાર જેવી દીકરી દીધી હતી. એ દીકરી જાણે બીજે સરસ્વતીનો અવતાર. તેનું નામ હતું કુમકુમલોળ.

બ્રાહ્મણે ત્યાં આવી 'ભિક્ષાન્ દેહિ'નો અવાજ કર્યો. અતિથિ આવેલો જોઇ કુમકુમલોળ ભિક્ષા આપવા આવી. બ્રાહ્મણે તે છોકરીને જોઇ ભિક્ષા લેતાં નિસાસો નાંખ્યો. કુમકુમલોળ ભિક્ષા આપી ઘરમાં જતી હતી ત્યારે ફરીથી તેણે નિસાસો નાંખ્યો. બ્રાહ્મણને નિસાસો નાંખતો જોઈ છોકરી પાછી ફરીને પૂછવા લાગી, 'હે અતિથિદેવ, તમે નિસાસા શા માટે નાંખો છો? તમે સાચેસાચું ન કહો તો તમને પરમાત્માની આણ છે.' ત્યારે બ્રાહ્મણ બોલ્યો, 'અરરર, તમે સોગન શું કરવા આપો છો? મારા મનની વાત તમને કહીશ

તેથી તમે મને સખતમાં સખત શિક્ષા કરાવશો, છતાંય તમે સોગન આપ્યા, એટલે હું તમને કહું છું. હું બ્રાહ્મણનો દીકરો છું, મારો પરણવાનો વિચાર છે. પણ ગરીબ હોવાથી પરણી શકયો નહિ. મારાં માબાપને છોડી અહીં આવ્યો છું પણ મારું નસીબ બે ડગલાં આગળ ને આગળ દોડે છે. પૈસો ભેગો થતો નથી.'

છોકરીએ તેની વાત સાંભળી કહ્યું, 'તમે અહીં બેસજો, અહીંથી જાવ તો બ્રહ્મહત્યાનું પાપ.' કહી તે ઘરમાં ગઈ ને બાપને કહેવા લાગી, 'બારણે એક ગરીબ બ્રાહ્મણ આવ્યો છે તેની સાથે મને પરણાવો.' પ્રધાન તો આ સાંભળી આગનો ભડકો થઈ ગયો. તેની ઇચ્છા કોઈ વિદ્વાન સાથે પરણાવી ઘરજમાઇ રાખવાની હતી. આથી તે બોલ્યો, 'એ કમઅક્કલ, તું શું બોલી રહી છે? શિવ શિવ, શિવ. આખરે વિષ્ટા પર બેસવા વિચાર આવ્યો?'

'બાપુ,' છોકરીએ કહ્યું, તમારે જે કહેવું હોય તે કહો પણ એના સિવાય બીજા મારે મન ભાઇ અને બાપ છે.' આથી પ્રધાન લાચાર થઈ ગયો. ને પેલા બ્રાહ્મણ સાથે કુમકુમલોળને પરણાવી. પરણ્યા પછી કુમકુમલોળે પતિવ્રતધર્મ પાળવા માંડ્યો.

આજ તેમને પરણ્યે બબ્બે વરસનાં વાણાં વાયાં. બ્રાહ્મણે કહ્યું, 'મારાં માતાપિતા મારા વિયોગે દુઃખી થતાં હશે. માટે હું મારે ઘેર જઇ આવું. બોલો. તમારો શો વિચાર છે?'

'હું તો તમારી સાથે જ આવવાની. તમારાથી ઘડીએ છૂટી નહિ રહેવાની.' કહી તે તેની માને કહી સાસરે જવા

લાગી રસ્તામાં એક ઠાકોરનો કાફલો જઇ રહ્યો હતો. તેમની સાથે આ લોકો થઈ ગયાં.

કુમકુમલોળને જોઈ ઠાકોરની એક દાસીએ ઠાકોરને કહ્યું, 'તમારે લાયક એક રમકડું છે. રૂપમાં તો જાણે ચંદ્રમા!'

'એમ?' ઠાકોરે કહ્યું, 'ક્યાં છે? બતાવ'

દાસીએ દૂરથી પેલી કુમકુમલોળને બતાવી. ઠાકોરે તેની ચર્ચા જોતાં તે ગરીબની સ્ત્રી છે તે જાણ્યું.

ઠાકોરે બ્રાહ્મણભાઇને પૈસાથી લલચાવ્યા ને કહ્યું, 'મહારાજ, પૈસા હશે તો આથીય સારી સ્ત્રી મળશે. સમજ્યા ને! પરણીને મોજ કરો છતાં તોટો પડે નહિ એટલા પૈસા આપું' તે પૈસાથી બ્રાહ્મણભાઈ ભાન ભુલ્યા. સતી સાધ્વીને પૈસાથી વેચવા તૈયાર થયા, પણ તેના મનમાં શકા આવી. તે બોલ્યો, 'પણ તે માનશે ખરી?'

હસતાં હસતાં ઠાકોરે કહ્યું, 'તમે પાણી પીવા જાવ. છો તેમ કહી તમે જતા રહો, પછી અમે જોઈ લઈશું.'

બ્રાહ્મણભાઇને આ વાત ઠીક લાગી. એટલે ધનની ગાંસડી બાંધી પોતાની સ્ત્રી પાસે આવી કહેવા લાગ્યો, 'તમે આમની સાથે જાવ. હું પાણી પીને હમણાં જ આવું છું.'

'તમે વહેલા આવજો.'

'અરે, આ આવ્યો ને.' ચપટી વગાડી બ્રાહ્મણે કહ્યું. તે પોતાની સ્ત્રીથી છૂટો પડયો. પછી થોડું આગળ ગયો એટલે ઠાકોરનો નોકર તેની પાસે આવ્યો ને કહ્યું, 'તમે ઠાકોરની પાસે ચાલો. તમારો ધણી તમને તેમને વેચીને ગયો છે.' આ શબ્દો સાંભળતાં કુમકુમલોળ ગભરાઇ બેશુદ્ધ

થઇ ગઈ. ઠાકોરે તેને સાચવી રથમાં લીધી. રસ્તે જતાં એક એક ગામ આવ્યું. કુમકુમલોળ શુદ્ધિમાં આવી એટલે ઠાકોરે કહ્યું, 'હવે શોક છોડી મારી સાથે સંસારસુખ ભોગવો.'

'દૂર રહેજો.' કહેતી કુમકુમલોળ રસ્તા ઉપર ઊભી રહી બોલી, 'હે પરમાત્મા, જો મેં મારા પતિ સિવાય બીજાનો વિચાર સરખોય કર્યો ન હોય તો મારા પ્રાણ દેહમાંથી નીકળી જજો.' તેના મોઢામાંથી આ શબ્દો નીકળતા જ તાળવું ફાટયું ને તે મરી ગઇ. ઠાકોરે રડતી આંખે ગામમાંથી બ્રાહ્મણો બોલાવી તેનો અગ્નિસંસ્કાર કરાવ્યો. હવે પૈસા લઇ જતા બ્રાહ્મણને વનમાં ચોરોએ પકડયો. તેને મારી લૂંટી લીધો. બ્રાહ્મણભાઇની ફરીથી પરણી મોજશોખ કરવાની આશા મનમાં તે મનમાં જ રહી, સમજ્યાને? પોપટ પુરુષ જાતનો વિશ્વાસ હોય?'

વાત સાંભળી રાજા વિક્રમે કહ્યું, 'તમે લઢો નહિ. હું તમને રહેવા સોનાનું પાંજરું ઘડાવું.'

'ના ના, રાજા! અમારે રહેવું નથી.' પોપટે કહ્યું. 'મારો પુત્ર પરદેશ ગયો છે. તેના વિયોગે મને અહીં ગમતું નથી.' ત્યારે મેનાએ કહ્યું, 'માળો પડતાં મારાં ચાર બચ્ચાં હેઠાં પડયાં છે. તેમના વગર મારા મનમાં કેટલુંય દુઃખ થઇ રહ્યું છે.'

'એ દુઃખ તમારું હું દૂર કરીશ.' રાજા વિક્રમે કહ્યું.

'રાજા એ તારાથી બનવાનું નથી. એટલે અમે તો ગંગાજીમાં પડી મરવાનાં.' મેનાપોપટ બોલ્યાં.

'જો વીસ દિવસમાં તમારાં બચ્ચાં ન આણી આપું તો પછી આપણે ત્રણે જણાં ગંગામાં પડી મરીશું'"

મેનાપોપટ કબૂલ થયાં. રાજા પોપટનાં બચ્ચાં કેમ લાવવા તે વિચાર કરવા લાગ્યો. તેને એકે રસ્તો સૂઝતો ન હતો. એટલે તે પૂજાનો થાળ લઈ મા હરસિદ્ધના દહેરે આવ્યો. પૂજા કરી બોલ્યો, 'મા, તારી જ હિંમતે હું જયાં ત્યાં હામ ભીડું છું પણ....આજ...આજ.' બોલતાં તેણે શરીર કાપી માને ભોગ આપવા માંડયો. માથું કાપવાનો વખત આવ્યો. ત્યારે માતા પ્રગટ થયાં. રાજાએ વાત કહી, એટલે માતાએ કહ્યું, 'તું જયંતપુર જા ત્યાં નંદસેનને ત્યાં નંદન નામે પોપટ છે. મેનાના બચ્ચાં તુંબડાના આધારે આગળ ગયાં છે તે સમુદ્રના બેટમાં છે તું ત્યાં જા.' કહી માતા અદશ્ય થયાં. સવાર થતાં રાજા વિક્રમ પ્રધાનને રાજ સોંપી ચાલી નીકળ્યો. પાંચમે દિવસે જયંતપુર આવ્યો ત્યાં ગામમાં પેસતાં ચોકીદારોએ તેને અટકાવી કહ્યું, 'આ નગરને છ દરવાજા છે. મોટી પોળ છે. બાજુમાં બારી છે. પોળને રસ્તે જતાં સુખી થશો. બારીએથી જતાં દુઃખી થશો.' ચોકીદારોના શબ્દો સાંભળી રાજા વિક્રમે તેનું કારણ પૂછયું. ચોકીદારે દીવાલ પર લખેલું બતાવ્યું. રાજા વિક્રમે વાંચ્યું, 'કાયર હોય તે મૂછો મુડાવી આ રસ્તે આવે.' પોળના નાકે લખ્યું હતું 'રાણીજાયો આ રસ્તે આવે.' રાજા વિક્રમ વિચાર કરવા ન રોકાતા પોળમાં પેઠા. દુદુંભીનાદ કર્યો ચોકીદારો રાજા પાસે લઈ ગયા. રાજાએ વિક્રમને જોઈ કહ્યું 'મરદના દીકરા છો તો આવો સોગઠા રમવા. જો જીતશો

તો રાજ તેમજ મેં માગ્યું મળશે ને હારશો તો દસ હજાર રાજકુમારો માટી ખોદે છે, તેમ તમે પણ ખોદશો.'

'સારું.' કહી વિક્રમ રમવા બેઠો. તે વખતે રાજાના હાથ પર વીર બેઠો ત્યારે વિક્રમે માતા અને વૈતાળને યાદ કર્યાં. વૈતાળે આવી વીરને પકડી ઉજ્જેન જવાનું કહી તે ગયો એટલે રાજા હાર્યો બે ત્રણવખત વિક્રમ સાથે રમ્યો તોય તે હાર્યો. પછી જ્યાં રાજકુમારો ખોદતા હતા ત્યાં આવ્યા. તેમણે તેમને છોડાવવા તેમજ વિક્રમને જોવા કહ્યું. વિક્રમે દર્શન કરાવવા કહ્યું, ત્યારે એક બ્રાહ્મણે મશ્કરી કરી. પછી માતાના મંદિરે જઈ પૂજા કરી, બ્રાહ્મણને દક્ષિણા આપવા માંડી ત્યારે બ્રાહ્મણે 'તમે કોણ છો ?' પૂછતાં સમ આપ્યા. વિક્રમે પોતાની ઓળખાણ આપી એટલે બ્રાહ્મણે દક્ષિણા ન લેતા જળ મૂકવા કહ્યું, વિક્રમે તેમ કર્યું. પછી તે સભામાં આવ્યો. નંદસેને પોતાને માટે પૂછ્યું. વિક્રમે નંદન પોપટ આપવા અને રાજકુમારોને છોડી દેવા કહ્યું, તે વખતે પેલો બ્રાહ્મણ વિક્રમ પાસે શું માગવું તે પૂછવા ઘેર ગયો. ત્યારે સ્ત્રીએ કહ્યું 'આપણે દરબારમાં જઈએ, 'કહેતી તે તેના પતિ સાથે દરબારમાં આવી.તેને રાજા વિક્રમની ઓળખાણ કરાવી ત્યારે રાજાએ વિક્રમને પોતાની દીકરી પરણવા વિનવ્યો. વિક્રમે કહ્યું 'મારી વેચી વેચાય તે મારા ખાંડા સાથે વરે ' કન્યાએ કબૂલ કર્યું ને વિક્રમના ખાંડા સાથે પરણી. પછી પેલા બ્રાહ્મણને પોપટ સિવાય પેલી રાજકન્યા સાથે રાજ આપ્યું. નંદસેને એ બ્રાહ્મણને ઘેર જમાઈ રાખ્યો. વિક્રમ પોપટ લઈ ચાલવા લાગ્યો. એટલે પોપટે પૂછ્યું, 'હે મહારાજ, તમે મારા

સિવાય બધું કુળપરિવાર કેમ કર્યું ?' જવાબમાં વિક્રમે બધી વાત કહી એટલે પોપટે કહ્યું, 'મહારાજ, તમે થોભો હું હમણાં જ સાગરશેઠથી એ બચ્ચાં લઈ આવું છું.' કહી પોપટ ઊડ્યો ને પેલાં બચ્ચાંઓને લઈ આવ્યો. પછી બીજે દિવસે રાજા વિક્રમ ઉજ્જૈન આવ્યો. મેના પોપટ પોતાનાં બચ્ચાંઓને મળ્યાં. વિયોગનું દુઃખ ગયું.

રાજા વિક્રમે કનકના પાંજરા કરાવ્યાં. આનંદથી મેના પોપટ અને બચ્ચાં રહેવા લાગ્યાં." પૂતળીએ કહ્યું, "રાજા ભોજ આ કથા સાંભળતાં—

> મૂરખ વિદ્યા પામશે, નિર્ધન પામે ધન.
> કુંવારો કન્યા પામશે વાંઝા પામે તન."

આ પ્રમાણે કહી પૂતળી ઊડી ગઈ.



"હાં, હાં, રાજા ભોજ, કથા એવાં પરમાર્થી કાર્ય તો છે કે પરદુઃખભંજન વિક્રમના સિંહાસન પર બેસવા

તૈયાર થયો છે?" શીલવંત પૂતળીએ પૂછયું.

"હે પૂતળી, મહારાજ વિક્રમે એવાં તે શા કામ કર્યાં હતાં કે જેની બરાબરી હું કરી શકું તેમ નથી?"

"સાંભળ," શીલવંતી પૂતળી કહેવા લાગી, "એક વખતે રાજા વિક્રમે પોતાના પુત્ર વિક્રમચરિત્રની હોંશિયારી જોઇ વિક્રમચરિત્ર બરાબર કોઇ નથી તેવી નગરમાં ઢુંડી પીટાવી, ઢુંડી પીટનારો નગરમાં ફરતો ત્રિલોચન શેઠના મકાન પાસે આવ્યો. તેણે વિક્રમચરિત્રનાં વખાણ કર્યાં, એટલે શેઠની છોકરીએ ઢુંડીવાળાને કહ્યું. 'સ્ત્રીચરિત્ર આગળ વિક્રમચરિત્રનો કાંઈ જ હિસાબ નથી.' કહીને ઘરમાં ચાલી ગઈ. ઢુંડીવાળો આ સાંભળી રાજસભામાં આવ્યો. તેના મોઢા પર નૂર નહોતું. રાજા વિક્રમે ઢુંડીવાળાની સ્થિતિ જોઇ પૂછયું, 'ભાઈ, શું થયું?' ઢુંડીવાળાએ ત્રિલોચન શેઠની છોકરીએ કહેલી વાત કહી.

એક દહાડો વિક્રમ રાજસભામાં બેઠા હતા, ત્યાં ત્રિલોચન શેઠ આવ્યો. રાજા વિક્રમે તેની છોકરીને પોતાના પુત્ર સાથે પરણાવવા કહ્યું. શેઠે આનાકાની કરી ત્યારે રાજાએ કહ્યું, 'તમે તમારી છોકરીને પૂછી લગ્નની વાત નક્કી કરજો.' ત્રિલોચન શેઠ ઘેર ગયો ને બધી વાત કહી. છોકરીએ પરણવા હા કહી એટલે તેણે મહાજનને બોલાવી રાજાની વાત કહી. મહાજને લગ્ન કરવા હા પાડી. રાજકુમાર વિક્રમચરિત્ર તેમજ તે છોકરીનાં લગ્ન થયાં. વિક્રમે તે છોકરીને એક ઘરમાં પૂરીને પોતાના પુત્રને કહ્યું, ' 'કયારે પણ તું ત્યાં

જઈશ નહિ. એ મકાનની જાળીએ જઈ ઝાંખતો નહિ' પુત્રે માથું નમાવી બાપના શબ્દો માન્ય કર્યા. પછી રાજા રોજ નવી નવી દાસીઓ સાથે ખાવાનું, પીવાનું અને જોઈતી વસ્તુઓ મોકલે છે. એક દિવસ તે છોકરીએ મેંશથી કાગળ પર પોતાના બાપને તેના મકાનથી જ્યાં પોતે છે ત્યાંસુધી સુરંગ ખોદાવવાનું લખ્યું. ને પછી એક નવી દાસી સાથે તેને સમસોગન આપી તે સંદેશો પોતાના બાપને મોકલાવ્યો. બાપે દીકરીના કહેવા પ્રમાણે કર્યું, સુરંગ પૂરી થતાં બાપદીકરી ભેગાં થયાં. મનની વાતો કરી.

વિક્રમચરિત્ર એક વખત બહારગામ ગયો હતો ત્યારે તેના બાપ પાસેથી પૈસા, માણસો વગેરે લઈ વિક્રમચરિત્ર જે ગામ ગયો હતો તે ગામ તે ગઈ. ગામ બહાર મુકામ કરી દૂધ વેચનારી થઈ. લોકો દૂધ લેવા આવતાં પણ તે એવો ભાવ કહેતી કે ત્યાં કોઈ ઊભું જ રહેતું નહિ.

એ દૂધવાળીનાં રૂપ અને દૂધનાં વખાણ વિક્રમચરિત્ર સુધી પહોંચ્યાં. સોનામહોરો આપી દૂધ લેવા માણસને મોકલ્યો. માણસ દૂધવાળી પાસે આવ્યો. ત્યારે તેણે કહ્યું, 'મારું દૂધ એમનાથી નહિ લેવાય, બીજે જાવ બીજે.'

આ જવાબ નોકરે રાજકુમારને કહ્યો. વિક્રમચરિત્રને રઢ લાગી. તેણે પોતાની વીંટી મોકલતાં સોગન આપ્યા, નોકરે વીંટી આપી સોમનની વાત કરી એટલે દૂધવાળી દૂધ વિક્રમચરિત્ર પાસે આવી. તેને લોભાવ્યો, ભાન વગરનો ર્યો. બીજે દિવસે હાર મોકલ્યો. એટલે દૂધવાળીએ આવી

દૂધ આપ્યું. પછી રાજકુંવરે પોતાની સાથે રહેવા કહ્યું. રાજકુંવરના શબ્દો સાંભળી તે છેડાઈ પડી. વીંટી ને હાર ત્યાં નાંખી ગમે તેમ બોલી ત્યાંથી ચાલી ગઈ. તે પછી નવ દિવસ થયા. રાજકુંવરને તે દિવસો દરમિયાન ચેન પડતું નથી. કાંઈ ગમતું નથી. તે દૂધવાળી પાસે ગયો. દૂધવાળોએ તેને નશો કરાવી તેની સાથે ભોગવિલાસ કર્યો. રાજકુંવર સાનભાન વગરનો થયો એટલે તેનાં વસ્ત્રાભૂષણ, હથિયાર વગેરે ઉતારી લઈ પોતાના માણસો સાથે ચાલી ગઈ. સવારે જ્યારે તે ભાનમાં આવ્યો, ત્યારે પોતે લૂંટાયો છે તેમ તેને લાગ્યું.

રાજકુમાર સાથે કરેલા સંભોગથી તે છોકરીએ પૂરા માસે દીકરાનો જન્મ આપ્યો. એ દીકરો ચંદ્રની કળા જેમ વધે તેમ વધવા લાગ્યો.

દિવસો, મહિના અને વરસો જતાં રાજકુમારને લોળ-વવા તેણે બીજી યુક્તિ કરી. પોતાના કેટલાક દાસદાસીઓને સાધુસાધ્વીનાં રૂપ લેવડાવ્યાં પોતે જોગણી થઈ ને ગામની મધ્યમાં પડાવ નાંખ્યો. સદાવ્રત આપવા લાગી. ગરીબોનાં ટોળેટોળાં તેનાં મુકામ પર આવવા લાગ્યાં. અન્નધન આપી બધાંને તે સંતોષવા લાગી ગામમાં તેની ખ્યાતિ પ્રસરી ગઈ. તેનાં દર્શને લોકોના ટોળેટોળાં આવવા લાગ્યાં. રાજકુ-ટુંબનાં માણસો પણ આવવા લાગ્યાં. બધા તેનું તેજ જોઈ સાક્ષાત્ જગદંબાનો અવતાર છે તેમ કહેવા લાગ્યાં.

દિવસો જતાં ગામમાં ચોરે ને ચૌટે, ઘરમાં ને બહાર બધા જ જોગણીની વાતો કરતાં તેવામાં ગામમાં એક માણસ

સાપ કરડવાથી મરી ગયો. તેની પાછળ તેની સ્ત્રી સતી થવા ચાલી. ગામનાં લોકો 'જય અંબે' બોલતાં તેની પાછળ જવા લાગ્યાં. મડદું સ્મશાન તરફ જવા લાગ્યું. ત્યારે સતી થવા તૈયાર થયેલી સ્ત્રી જોગણીના મુકામે આવી, પ્રદક્ષિણા કરી પગે લાગી. એટલે જોગણીએ 'અખંડ સૌભાગ્યવતી હો.' એવો ઉચ્ચાર કર્યો. ત્યારે તે સ્ત્રીએ કહ્યું, 'અરેરે, તમે આ શું બોલ્યાં? તમારા શબ્દો ખોટા થઈ રહ્યા છે. હું તો અત્યારે સતી થવા જઈ રહી છું. મારો પતિ મરણ પામ્યો છે' કહી તે તો સ્મશાને ગઈ. રાજા વિક્રમ પણ સતીના દર્શને સ્મશાને આવ્યો હતો.

લોકોએ ચિતા ખડકી, પેલી સ્ત્રી વાળ ઘીમાં બોળી પોતાના પતિનાં મસ્તકને ખોળામાં લઈ ચિતા પર બેઠી. વાળ સળગાવવા હાથમાં ઘીનો દીવો લીધો તે વખતે જોગણી ત્યાં આવીને બોલી, 'બસ રહેવા દો. તમારે બળવાનું નથી.'

'ના. ના. તે નહિ બને.' પેલી સ્ત્રીએ કહ્યું, 'મને રોકો મા.'

'સિદ્ધનાં વચન ક્યારે પણ જૂઠાં પડતાં નથી'

'હવે રહેવા દો એ બોલવું, મર્યા તે વળી જીવતાં થતાં હશે?' સ્ત્રીએ કહ્યું. જોગણીએ મહાદેવનો મંત્ર ભણ્યો શરીર પર વસ્ત્ર ઓઢાડ્યું ને ગંગાજળ છાંટ્યું. એટલે મરેલો બેઠો થયો. લોકોએ જોગણીનો જયજયકાર કર્યો. હસતાં મોઢે બધાં ગામમાં આવ્યાં.

આ સમાચાર વિક્રમચરિત્રના કાને પડયા. તેણે જોગણીને દેવીનો અવતાર માની તેની પાસેથી મૃતસંજીવની વિદ્યા

જાણી લેવા વિચાર કર્યો. જોગણી પાસે આવ્યો. હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો. કેટલીક વારે એ જોગણી બોલી, 'બોલ, બોલ, તારે શું જોઈએ છે ?'

'મારે બીજું કાંઇ નથી જોઈતું. માત્ર મૃતસંજીવની વિદ્યા જોઇએ છે. જેથી હું મારા બાપથી સવાયો થાઉં.'

'તારી વાતથી હું ખુશ થઈ છું. એ વિદ્યા હું જરૂર તને આપીશ.' જોગણીએ કહ્યું, 'એ વિદ્યા આપી તને સિદ્ધ બનાવતાં હું સામાન્ય સ્ત્રી થઈ જઈશ હું તને બધી જ વિદ્યા શીખવીશ, રાત્રે ફરસો બનાવવાની વિદ્યા શીખવા ધન લઇ આવજે.'



રાજકુમારે તેમ કર્યું. રાત્રે રત્નો વગેરે લઇ વિદ્યા શીખવા તે આવ્યો, એકાંતમાં એક ચોતરો કરી જોગણી અને રાજકુમાર બેઠાં. પછી જોગણીએ તેના ગળામાં હાર નાંખી તેનું ભાન ભૂલાવ્યું, સભોગ કર્યો ને કહ્યું, 'અત્યારે તમે જાવ, દિવસ ચાર ઘડી ચઢે ત્યારે આવજો સંજીવન મંત્ર શીખવીશ અને અખુટ ધન પણ લઈ જજો ' ભેળો રાજકુમાર હા કહી મહેલે ગયો. તે પછી જોગણે લીલા સંકેલી, ત્યાંથી પોતાને ઘેર ચાલી ગઈ.

સવાર થતાં જોગણના ચાલ્યા ગયાની વાત ગામમાં

ફેલાઇ. એ સાંભળતાં રાજકુમાર ગભરાયો. જોગણે મુકામ નાખ્યો હતો ત્યાં તે આવ્યો. તો ત્યાં કાળો કાગડોય ન મળે. તેની સ્થિતિ 'ચોરની મા કોઠીમાં મોઢું ઘાલી રડે' તેવી થઈ.

દિવસો જતાં તે છોકરીએ બીજા છોકરાનો જન્મ આપ્યો. પછી એ છોકરાને લઇ પેલા મકાને આવી. દાસી જ્યારે ખાવાનું આપવા આવી ત્યારે તે હાલરડું ગાવા લાગી. દાસીએ કહ્યું, 'હવે કાંઈ જોઇએ છે? તમારો સસરો જે જોઇએ તે આપશે.' ત્યારે છોકરી રીસ કરીને બોલી, 'એ શું મને આપવાના હતા. તમે રાજાને કહેજો તેમને જે જોઈએ તે મારી પાસે માગે.'

દાસીએ આ વાત રાજાને કરી એટલે રાજા તે છોકરી હતી ત્યાં આવ્યો ને કહ્યું. 'વહુજી, શું ડીંગલીને હાલરડું સંભળાવી રહ્યા છો? સ્ત્રીચરિત્રને વખાણવાના ભૂલ થઇ તે હવે સમજાઈ રહી છે ને?'

'હા મહારાજ,' છોકરી નમ્રતાપૂર્વક બોલી, 'મારી ભૂલ મને સમજાઇ છે. મેં કયાં તમારી જોડે બાથ ભીડી. હવે મને આ મકાનમાંથી બહાર કાઢો. આ ગરીબ પર દયા કરો. તમે જીત્યા, હું હારી. તમારી જીત છે તે મારી જીત છે. તમારી હાર તે મારી હાર છે, તેમ સમજીને મને બહાર-કાઢો નહિ તો લોકો તમને હસશે એવો વખત આવશે.'

'એ બધું ઠીક; પર મારા પુત્રથી તને પુત્ર થયા નું પારખું બતાવ.' વિક્રમે કહ્યું.

'એય થઈ રહેશે. પહેલા મને બહાર કાઢો તે ખરા.' છોકરીએ કહ્યું.

'સારું', કાલે વાત. તારાં મા બાપ, સગાંસંબંધીઓ રૂબરૂ તને બહાર કાઢીશ.' કહી વિક્રમ મહેલે ગયો. પોતાના પુત્રને બોલાવી પૂછ્યું, 'ક્યારે પણ પેલા મહેલે ગયો હતો?' રાજકુમારે સમ ખાઇ ના પાડી. બીજે દિવસે તે છોકરીના મા, બાપ ને સગાંસંબંધી વગેરે ભેગાં થયાં. બધાં પેલા મકાને આવ્યાં. છોકરી પોતાને બહાર કાઢવા કરગરવા લાગી. પોતે હારી છે એમ કહેવા લાગી. એટલે મકાનનાં બારણાં ખોલ્યાં. તે સાથે જ એક પાંચ વરસનો અને એક એક વરસના છોકરા સાથે તે બહાર આવી. છોકરા રૂપરંગે બધી જ રીતે વિક્રમચરિત્ર જેવા હતા. રાજા તો આ જોઇ આભો જ થઈ ગયો. બધાની વચ્ચે કાંઈ પૂછી પણ ન શક્યો. પણ જ્યારે તેણે સાસુ આગળ તે છોકરા મૂક્યા, ત્યારે સાસુએ કહ્યું, 'ઓ મોંબળી, આ કોના છોકરા મારી આગળ મૂકે છે? શરમ પણ આવતી નથી?'

'સાસુજી,' તે હસીને બોલી, 'મેણાં શું કરવા દો છો? આ દીકરા તમારા દીકરાના જ છે. જો જૂઠું બોલતી હોઉં તો કહો તેના સોગન ખાઉં.'

સાસુજી આ શબ્દોથી ચૂપ થઇ ગયા. રાતના વિક્રમ, વિક્રમચરિત્ર, તેની મા અને પેલી છોકરી એકાંતમાં ભેગાં થયાં. વિક્રમે વિક્રમચરિત્રને પૂછ્યું, 'કહે ભાઈ, આ છોકરા તારા ક્યાંથી? તું વહુ કને ગયો હતો?' વિક્રમચરિત્રે સોગન ખાઇ કહ્યું, 'મેં તો તેને નજરે પણ જોઇ નથી.' એટલે પેલી છોકરી બોલી, 'નજરે પણ જોઇ નથી તેવું શા માટે કહો છો? શું તમે દૂધવાળીને છ વરસ પહેલાં

મળ્યા ન હતા ? જુઓ, આ વસ્ત્રાભૂષણ. હથિયાર કોના છે ?' કહેતાં તેણે બધાંની વચ્ચે વસ્ત્રાભૂષણ અને હથિયાર મૂકયાં. વિક્રમચરિત્ર તો નીચું જોઈ રહ્યો. 'તમે મૃતસંજીવની શીખવા જોગણી પાસે ગયા હતા ને ? ફરસો બનાવવા ધન લાવ્યા હતા ને ? જુઓ આ રત્નો.' કહી રત્નો તેની આગળ મૂકયાં. શું જવાબ આપે બિચારો વિક્રમચરિત્ર ?

આ જોઈ વિક્રમચરિત્ર કરતાં સ્ત્રીચરિત્ર ચઢે તે વિક્રમે કબૂલ કર્યું." કહી પૂતળી

............આપે ગઈ આકાશ.
'એ કથા પુરણ થઈ' કહે કવિ શામળદાસ.



## [illegible]ની વાર્તા

"હાં, હાં. રાજા ભોજ," સરસ્વતી પૂતળી બોલી, "આ તો દેવતાઈ સિંહાસન છે. તેના પર તો તારાથી કેમ બેસાય ? પરદુઃખભંજન રાજા વિક્રમની બરોબરી કરી શકનો હોય તે જ આ સિંહાસન પર બેસી શકે !"

"હે પૂતળી, રાજા વિક્રમે કેવાં કામ કર્યાં હતાં ?"

"સાંભળ, પૂતળીએ કહેવા માંડયું, "એક વખત ઉજ્જૈનમાં રાજા કૃતવર્મા રાજ કરતો હતો. પરમાત્માએ તેને બધું આપ્યું હતું, પણ પુત્ર આપ્યો ન હતો. તેને વાંઝિયાપણું સાલતું હતું એટલે એક વખતે તેણે ભગવાન શંકરની પૂજા કરી મસ્તક કાપવા તૈયારી કરી. ભગવાન પ્રગટ થયા ને કહેવા લાગ્યા, 'હું કહું તે કર; હાથણી શણગારી તેને કળશ આપજે. હાથણી જેના પર કળશ ઢોળે તેને પુત્ર કરી રાખજે. તે મહાન પ્રતાપી થશે.' કહી ભગવાન તો અદૃશ્ય થઇ ગયા. રાજાએ ભગવાનના કહ્યા પ્રમાણે કર્યું. હાથણી જ્યારે કળશ ઢોળવા નીકળી ત્યારે ભર્તુહરિ ને વિક્રમ ત્યાં આવ્યા. લોકોની ભેગા ઊભા રહ્યા. હાથણી ફરતી ફરતી આ બે ભાઈઓ હતા ત્યાં આવી. ભર્તુહરિ પર કળશ ઢોળ્યો, તે સાથે જ મંગળ વાજાં વાગવા લાગ્યાં. રાજાએ તેને ગાદીએ બેસાડ્યો.

બંને ભાઇઓ પ્રજાના કલ્યાણ માટે રાતદિવસ પ્રયત્ન કરતા હતા. દિવસો જતાં ભર્તુહરિ અનંગસેના નામની સ્ત્રી સાથે પરણ્યો. અનંગસેનાએ તેને એવો તો મોહપાશથી બાંધી લીધો કે બહાર પણ જતો નહિ. વિક્રમથી આ ન દેખાયું. તેણે મહેલમાં જઈ ભાઈને સમજાવ્યો. બહાર લાવ્યો. અનંગસેનાને આ ન ગમ્યું, તેથી ભર્તુહરિને આડું-અવળું સમજાવી વિક્રમને દેશવટો અપાવ્યો.

દિવસો જવા લાગ્યા. એક બ્રાહ્મણ એક દિવસ સભામાં એક અમરફળ લઇ આવ્યો. મહારાજ ભર્તુહરિને તે આપ્યું. અમરફળ લઇને તે મહેલે આવ્યો. પોતાની રાણી

અનંગસેનાને આપ્યું અનંગસેનાએ એ અશ્વપાલને આપ્યું.. અશ્વપાલે ગુણકાને આપ્યું. ગુણકા તે ફળ જોઈ મનમાં વિચારવા લાગી, 'આવું અમૂલ્ય ફળ મારા જેવી પાપણીએ શા માટે ખાવું જોઇએ?' તે તો ફળ લઈ ચાલી ભર્તૃહરિ પાસે. મહારાજને માથું નમાવી ફળ તેમના ચરણમાં મૂક્યું. રાજા ફળ જોતાં ચમક્યો, જાણે ભયંકર સાપ જોયો ન હોય! ફળ હાથમાં લઈ પૂછ્યું, 'સાચું કહેજે, આ ફળ ક્યાંથી લાવી છે?' ગુણકાએ નમ્રતાપૂર્વક કહ્યું, 'આ ફળ અશ્વપાલે આપ્યું છે.'

આ સાંભળી રાજાએ નિસાસો નાખ્યો. પછી ફળ લઈને મહેલે આવ્યો ને રાણી અનંગસેનાને કહ્યું, 'રાણી, લાવોને પેલું ફળ, આપણે બે જણ ખાઈએ.'

'ફળ? પેલું અમરફળ?' રાણી બેબાકળી થતી બોલી, 'હા....ય....હા....ય એ તો હું ખાઇ ગઈ. મને શું ખબર કે તમે એ ફળ મારી સાથે ખાવાના છો. જો એવું હું જાણતી હોત મારા પાપી પેટમાં તે નાંખત નહિ.'

'સાચે જ તમે ફળ ખાઇ ગયાં છો?'

'હા હા, મહારાજ, તમારા સોગન.' કહેતી અનંગસેનાએ સોગન ખાવા માંડયા. આથી રાજાએ પેલું ફળ બતાવતાં કહ્યું, 'રાણી, માણસને છેતરવો સહેલો છે, પણ પરમાત્માને કોઇ છેતરી શકતું નથી જોઇ લે આ ફળ' બોલતા રાજાની આંખમાંથી અશ્રિબિન્દુ ઝરવા લાગ્યા.

'રાણી, તારા જ મોહમાં અંધ થઈ મારા આવાસપ્રાણ ખાઇને રખડતો કર્યો. રાણી–ધિક્કાર છે તને કે મને તથ

એક અશ્વપાલ સાથે તેં સ્નેહ સાંધ્યો. ધિક્કાર છે મને કે કામને વશ થઇ તારી પાછળ ભટક્યો. ભાઇ જેવા ભાઇને દેશપાર કર્યો. અને તને દિવ્ય અમરફળ આપનાર મને ધિક્કાર છે. મને ધિક્કાર હો, તને ધિક્કાર હો, અશ્વપાલને ધિક્કાર હો. ગુણકાને ધિક્કાર હો. કામદેવને ધિક્કાર હો. હવે આ સ્ત્રી, આ રાજ મારે કાંઈ જ કામનું નથી.' કહેતા રાજા વસ્ત્રાભૂષણ ઉતારી જંગલ તરફ જવા લાગ્યો.

આ સમાચાર જોતજોતામાં લોકોમાં પ્રસરી ગયા. રાજવર્ગ–રૈયત રડતી રડતી રાજા પાસે આવી. બધાં પાછા ફરવા રાજાને સમજાવવા લાગ્યાં. પણ ભર્તુહરિ ન માન્યો રૈયત પણ પાછળ પાછળ ગઈ પણ કાંઈ જ અર્થ સર્યો નહિ. રાજા ભર્તુહરિએ ગંગાકિનારે જઇ શરીરે ભસ્મ ચોળી ભગવાં પહેર્યાં ને લાચાર થયેલી રૈયત પાછી વળી.

તે પછી ઉજ્જેનમાં હાહાકાર થઇ રહ્યો. ચોર બદમાસોનું રાજ થઇ ગયું. તેમાં વૈતાળના ત્રાસે વધારો થયો. તે માણસોને ખાઇ જવા લાગ્યો. ડાહ્યા પ્રધાને થતી ખુવારી જોઇ વૈતાળને કરગરી સમજાવ્યું. વૈતાળે રોજ એક માણસનો ભોગ આપવાનું કહ્યું, ને તે કબૂલ કરવામાં આવ્યું.

દિવસો આમ એક પછી એક જવા લાગ્યા, વિક્રમ ફરતો ક્ષિપ્રાકિનારે આવ્યો. ત્યાં શણુવીના કથનથી વણઝારાઓને છત્યા, શણવી સાથે ગાંધરવા મશાણમાં આવ્યો. મા હરસિદ્ધને લોહી આપી પ્રસન્ન કરી વરદાન મેળવ્યું, તે પછી ગામમાં ગયો. તે દિવસે કુંભારનો મરવાનો વારો હતો. વિક્રમ તેના બદલે ગયો ને વૈતાળને છત્યો.

પ્રજાએ ભર્તુહરિના ભાઈ વિક્રમને ઓળખ્યો. ને ગાદીએ બેસાડયો. તેણે રામરાજ કરવા માંડયું. પણ તેના હૃદયમાં ભર્તુહરિના વિયોગનું દુઃખ હતું. તેથી તે ભાઇ પાસે ગયો. વિક્રમ ભર્તુહરિ મળ્યા. વિક્રમે ભર્તુહરિને રાજ સંભાળવા કહ્યું. ઘણોય સમજાવ્યો પણ ભર્તુહરિએ ના પાડી વિક્રમ પાછો આવ્યો.

રાજા વિક્રમ એક વખત સભામાં બેઠા છે તે વખતે ચારે દિશાઓથી દૂતો આવ્યા. રાજા તેમને એકાંતમાં લઈ ગયો ને એક એકને બોલાવી ખબર પૂછવા લાગ્યો. ત્યારે એકે કહ્યું, 'હું ઉત્તર પંથથી આવું છું. ત્યાં ધનવંત શેઠ રહે છે. તેની સરખામણી કોઇની સાથે થઈ શકે તેમ નથી. છતાં તેને ત્યાં છોકરો નથી. શેઠશેઠાણીએ પૃથ્વી પ્રદક્ષિણા કરી છે. તળાવ—સરોવર ખોદાવ્યાં છે. છતાં પરમાત્મા સામું જોતો નથી. આજ તેમની વૃદ્ધાવસ્થા થઇ છે. એટલે પોતાને ત્યાં છોકરો થશે તે આશા છોડી દીધી છે. આજ અન્નજળનો ત્યાગ કરી મંદિરમા બેઠા છે. ચાલીસ દિવસ તેવી રીતે રહી આખરે માથું કાપી ભગવાનને ચઢાવવા નક્કી કર્યું છે.'

રાજા વિક્રમે તેને જવા કહ્યું, તે ગયો. બીજો દૂત આવ્યો. તેણે કહ્યું, 'મહારાજ, હું પશ્ચિમ દિશાથી આવ્યો છું. નગરઠઠા ગામ છે. ત્યાંના રાજાને પરમાત્માએ રૂપરૂપની અવતાર સમી દીકરી આપી છે. એ રાજાને ત્યાં એક દહાડો એક બ્રાહ્મણ ભિક્ષા માગવા ગયો ત્યાં તેણે એ રાજાની પુત્રીને જોઇ તેને જોતાં જ કામબાણ વાગ્યાં તેણે રાજા પાસે છોકરીની [illegible] કરી. બ્રાહ્મણના શબ્દ સાંભળી રાજા ગુસ્સે થઇ બોલ્યો, 'બ્રાહ્મણ, તું ભાનમાં છે કે બેભાનમાં ? કુંવરીની [illegible] માગણી

કરતાં શરમાતો નથી ? તું બ્રાહ્મણ છે નહિ તો તલવારની માથું જ જુદું કરી નાખતો.' કહી તેને ત્યાંથી કાઢી મુકાવ્યો. બ્રાહ્મણ કુંવરીનું રટણ કરતો શિવના મંદિરે ગયો છે. તે કુંવરી મેળવી આપવા પ્રભુને વિનવી રહ્યો છે, એ વાતને આઠ દિવસ થયા છે.'

રાજાએ તેને વિદાય કર્યો. તે પછી ત્રીજો માણસ ત્યાં આવ્યો. તેણે કહ્યું, 'હું દક્ષિણ દિશામાંથી આવું છું. ત્યાં કામરૂ દેશ છે. કામાક્ષી દેવી છે. ત્યાં મંત્રતંત્રના જાણનારા લોકો વસે છે. ત્યાં જે કોઈ જાય તેમને મૂળી સુંઘાડી ઢોર બનાવી દે છે. ત્યાં કેટલાય પુરુષોને ઢોર બનાવ્યા છે. તેમની પાસે જે કાંઇ હોય છે તે ખૂંચી લેવામાં આવે છે. કરમસંજોગે હું પણ ત્યાં જઈ ચઢયો. એક સ્ત્રીની નજર મારા પર પડી. તેણે મને બોલાવ્યો, હું ત્યાં ગયો. મને બળદ બનાવ્યો. મારી પાસે ખેતી કરાવી. એક દહાડો મને માતાના મંદિર આગળ બાંધ્યો મેં દેવીનું દર્શન કર્યું. મનમાં તેની સ્તુતિ કરી. મારી સ્તુતિથી માતાજી પ્રસન્ન થયાં. મારા રક્ષણ માટે તેમણે જ બે બાળક મોકલ્યાં હોય તેમ લાગ્યું. એકે મને પશુમાંથી માણસ બનાવ્યો.

લગભગ ચાલીસ દિવસ થયા ત્યારે મને બળદ બનાવનાર ત્યાં આવી. અને પૂછયું, 'ઓહો, તું તો બળદમાંથી માણસ થઈ ગયો ને શુ ? કોણ બે માથાનો અહીં આવ્યો છે જેણે તને માણસ બનાવ્યો ? '

'અમે.' કહી પેલા બાળકો તો દોડવા લાગ્યા. તેણે પાછળ જઈ અડદની મૂઠ મારી, તેથી તે બાળકો પથ્થરના થઇ ગયા અને હું નાસી છુટયો. જેમ તેમ કરી હું અહીં

સુધી આવી પહોંચ્યો. મારા મનમાં મને બચાવનાર પથ્થરના થઈ ગયા છે તેનું દુઃખ છે.'

'ગભરાવ નહિ, ભગવાન સહુ સારું કરશે. હમણાં તો તમે જાવ.' વિક્રમે કહ્યું, તે વિક્રમને નમી ત્યાંથી ગયો. પછી ચોથો આવ્યો તેણે કહ્યું, 'હું પૂર્વ દિશામાંથી આવું છું મહારાજ, ગુદાણું કરીને એક ગામ છે. નરપતસીંગ કરીને રાજા ત્યાં રાજ કરે છે. ભગવાને તેને એક દીકરી દીધી છે. દીકરી તો જાણે દેવની દીકરી. દીકરી ઉંમર લાયક થઇ. એક રાતે તે સૂતી હતી. તેને કોઇ ઉપાડી ગયું. તેની ખૂબ શોધ કરી પરંતુ કયાંય પત્તો લાગ્યો નહિ, લોકો જાતજાતની વાતો કરે છે તેમના માથે કલંક આવ્યું છે તેવું તે માને છે અને તેથી આત્મહત્યા કરવા તૈયાર છે. લોકોએ તેમને બહુ રીતે સમજાવી કહ્યું, 'આમ મરી જવાથી લાભ શો ? હજી એકાદ મહિનો રાહ જુઓ. ભગવાન સહુ સારું કરશે.' ને રાજા રાણી આપઘાત કરતાં અટકયાં છે.'

'સારું, હવે તમે જાવ.' રાજાએ કહ્યું અને તે ગયો. એટલે રાજા મનમાં કાંઇ વિચાર કરી ઊઠયો. મધરાત થઈ એટલે ગામ છોડી તેને ચાલવા માંડયું.

રાજા વિક્રમ આગળ જતાં પાવડી પર ચઢયો અને જ્યાં ધનવંત શેઠ હતો ત્યાં જવા મનમાં વિચાર્યું. તે સાથે જ રાજા ઊડયો અને જ્યાં ધનવંત શેઠ હતા ત્યાં આવ્યો.

વિક્રમ જે વખતે ત્યાં આવ્યો તે વખતે શિવમંદિરે લોકોની ઠઠ જામી હતી. ધનવંત શેઠ ભગવાન શંકરને માથું

તલવારથી કાપી ચઢાવવા તૈયાર થયો હતો. લોકો ત્રાહ્ય ત્રાહ્ય કરી રહ્યા હતા. તે લોકોને વિક્રમે પૂછ્યું, 'ભાઈઓ, બધાં દુઃખી કેમ જણાવ છો ? શું થયું છે ?'

'શું, કહીએ ભાઈ.' ભેગા થયેલા લોકોમાંથી એક જણે કહ્યું, 'અમારા ગામના ધનવંતશેઠ રાજા કરણના અવતાર સમા. તે મસ્તક કાપી ભગવાન શંકરને ચઢાવવા તૈયાર થયા છે–માત્ર એક સંતાન ખાતર.'

'ઠી...ક.' કહેતો વિક્રમ જ્યાં શેઠ હતા ત્યાં ગયો, કહેવા લાગ્યો, 'શેઠ, આવું તે ત્રાગું હોય ?' કહી તે આગળ વધ્યો અને ભગવાન શંકરની મૂર્તિ પાસે આવી એક પગે ઊભા રહી શંકરની પ્રાર્થના કરવા માંડી.



પ્રાર્થનાના જવાબમાં અવાજ આવ્યો, 'રાજા વિક્રમ, જો તેની તને દયા આવતી હોય, તો તેને બદલે તારું શરીર આપ. તારાં પુણ્ય તેને આપ. એને માથે બાર બાળહત્યા છે. તે તું તારે માથે લે. જો આ જવાબદારી લેવાની તારામાં હિંમત હોય તો તૈયાર થા. હું તેને પુત્ર આપીશ.'

'કબૂલ.' કહેતો વિક્રમ શેઠ હતો ત્યાં આવ્યો ને કહેવા લાગ્યો, 'હવે ભગવાન તને દીકરો દેશે.'

વિક્રમના શબ્દો જેના જેના કાને પડયા તે બધા હસવા લાગ્યા. તેને માટે કાંઈ કાંઈ બોલવા લાગ્યા.

'ભાઈ,' શેઠે કહ્યું, 'ભગવાન શંકર કહે તો જ મનાય બાકી બધાં તો ફાંફાં.'

'ભગવાનના મોઢથી શબ્દો સાંભળવા છે ? ગામમાંથી વિદ્વાન બ્રાહ્મણને બોલાવો.' વિક્રમ બોલ્યો.

બ્રાહ્મણને બોલાવવામાં આવ્યો. વિક્રમે તેને કહ્યું, 'તમે હેમાદ્રિ પ્રયોગ કરો.' કહી વણિકના હાથમાં સંકલ્પનું જળ મૂકયું. તે સાથે જ રાજા કદરૂપો થઈ ગયો પછી રાજાએ તલવારથી શરીરના ટુકડા કરવા તૈયારી કરી. તે જ વખતે ભગવાન શંકર પ્રગટ થયા ને રાજાનો હાથ ઝાલી કહેવા લાગ્યા, 'બસ બહુ થયું.' કહી ધનવંતશેઠ તરફ જોઈ કહેવા લાગ્યા, 'જા તારા ઘેર પુત્ર થશે' બોલતા ભગવાને વિક્રમ સામે અમીદૃષ્ટિએ જોયું તે સાથે જ તે દેવ સ્વરૂપ થઈ ગયો. ભગવાન અંતર્ધાન થઇ ગયા.

ગામના લોકોએ વિક્રમને ઓળખ્યો એટલે બધા તેને વધાવવા લાગ્યા. હીરા-રત્ન સોનાના ઢગલા થયા. વિક્રમે તે પેલા બ્રાહ્મણને અર્પણ કર્યાં. પછી કન્યા માટે શિવમંદિરે બેઠેલા બ્રાહ્મણ તરફ ચાલ્યો. વિક્રમે રાજાની છોકરી જો તાલી ઊઠયો, 'આ છોકરીને જોતાં દેવતા ભાન ભૂલે તે બ્રાહ્મણ બિચારો કોણ માત્ર ?'

એ રાજાની છોકરી ભગવાન શ્રીકૃષ્ણના પૂજને જા હતી. વિક્રમ પણ પાછળ પાછળ જવા લાગ્યો. કુંવરીને

ભગવાનની પૂજા કરી હાથ જોડી કહ્યું, 'હે ભગવાન, કોડા-મણો કંથ આપી મારી ઇચ્છા પૂરી કરજે.' કહી કુંવરી મહેલ તરફ જવા લાગી. વિક્રમ શિવમંદિરે જ્યાં બ્રાહ્મણ બેઠો હતો ત્યાં આવ્યો. બ્રાહ્મણને જોયો. કંગાલ, કદરૂપો. ત્યાં આવી રાજાએ બ્રાહ્મણ સાથે વાત કરતાં તેના મનની વાત જાણી લીધી. તે પછી એકવીસ દિવસ અંગૂઠા પર ઊભા રહી વિક્રમે સવાલક્ષ જપ કર્યાં.

તેના તપથી બ્રહ્માંડ ખળભળી ઊઠયું. ઇંદ્રનું ઇંદ્રાસન ડોલી ઊઠયું. કામદેવ પ્રગટ થયા ને પેલા બ્રાહ્મણને પોતાના જેવો જ બનાવ્યો. પછી કામદેવે વિક્રમને કહ્યું, 'ભગવાન વિષ્ણુનું પૂજન કરો. પખાલ કરો. તેનાથી તેનું દુઃખદારિદ્ર બધું જ જશે.' રાજાએ કામદેવના કહેવા પ્રમાણે બધું જ કર્યું. તેથી એ બ્રાહ્મણ દેવ જેવો શોભવા લાગ્યો. ગામ લોકોએ વાત જાણી. બધા જ ત્યાં આવ્યા. રાજા પોતાની રાણી અને પુત્રી સાથે ત્યાં આવ્યો. વિક્રમ રાજા તે વખતે બ્રાહ્મણ પાસે બેઠો હતો. રાજાએ વિક્રમને પૂછયું, 'તમે કોણ છો ? કયાંથી આવ્યા છો ?' જવાબમાં વિક્રમે કહ્યું, 'હું ઉજ્જૈનપતિ વિક્રમનો વજીર છું. રાજાજીને આ બ્રાહ્મણ પર ભગવાન શંકર પ્રસન્ન થયા છે તેની ખબર પડી એટલે મને મોકલ્યો છે. તેને રાજાજીએ ગામો ઇનામ આપ્યાં છે. તો તમારી દીકરી તેની સાથે પરણાવો.'

કુંવરી તો બ્રાહ્મણને જોઈ મનમાં કંઈ કંઈ વિચાર કરતી હતી. શરમને દૂર કરી બાપને એ બ્રાહ્મણ સાથે પોતાને

પરણાવવા કહ્યું.

આખરે એ બ્રાહ્મણ અને કુંવરી પરણ્યાં પછી વિક્રમ કામરૂદેશ તરફ ચાલ્યો. કામરૂદેશ જોયો. ત્યાંના મંત્રતંત્ર પણ જોયા. પછી મા હરસિદ્ધને અને વૈતાળને યાદ કરી માતાના મંદિરે ગયો.

મધરાત થઇ. મા કામાક્ષી પ્રગટ થયાં. રાજા વિક્રમ તેને હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો. 'મા હરસિદ્ધ' કહી પગે લાગ્યો. ત્યારે માતાએ પૂછ્યું, 'હરસિદ્ધ કોણ છે ? તું કોણ છે ? અહીં કેમ આવ્યો છે ? તારું મોત તારા માથે ભમી રહ્યું હોય તેમ મને તો જણાય છે.'

'મા.' હાથ જોડી વિક્રમ ભક્તિભાવપૂર્વક બોલ્યો, 'મા હરસિદ્ધનો સેવક, ઉજ્જૈનનો રાજા વિક્રમ છું મારો નોકર અહીં આવ્યો હતો. તેને બળદ બનાવ્યો હતો. તેને એ બાળકોએ છોડાવ્યો. એટલે એ બાળકો પથ્થરના થઈ ગયા. તેને છોડાવવા આવ્યો છું.' વિક્રમના શબ્દો સાંભળી માતાજી હસ્યાં, બોલ્યાં, 'વિક્રમ, એના જેવા બળદ થયેલા પંદર હજાર છે. સાત હજાર તો ગધેડાં છે પાંચ હજાર ઘોડા છે. એ બધાને છોડાવવા જતાં ક્યાંક મરી ન જાય તેનો વિચાર કરજે.'

'મા, એ બધાને છોડાવવા માટે શું કરવું જોઈએ ?'

... કહ્યું, 'વિક્રમ ચાલીસ બત્રીસ લક્ષણા પુરુષ મંગાવ. ...કુંડ કર. મા ચંડિકાનું મનથી સ્થાપના કર. રોજ અઢી-શેર માંસ બધાનીને ભોગમાં આપ. તો જ તારું કામ

થાય. તને સતવાદી અને હરસિદ્ધનો સેવક જાણી જીવતો મૂકું છું. જતાં જતાં હું કહું છું, અહીંથી નીકળતાં મને યાદ કરજે. અહીંની સ્ત્રીઓ તને જાનવર બનાવી દેશે.' કહી માતાજી અંતર્ધાન થઇ ગયાં. રાજા વિચાર કરતા બોલ્યો, 'ચાલીસ બત્રીસ લક્ષણા ક્યાંથી લાવવા ? તેમની હત્યા શા માટે લેવી ? તેના કરતાં ચાલીસ દિવસ સુધી હું જ તારા શરીરમાંથી અઢીશેર માંસ આપું તો ?'

તે જ પ્રમાણે તેને કરવા માંડયું. ચાલીસ દિવસ થયા. તેણે પોતાનું માથું હોમવા તૈયારી કરી. તે સાથે જ માતાજી પ્રગટ થયા ને હાથ ઝાલી કહેવા લાગ્યાં, 'હાં, હાં, બસ, બસ.' કહી શરીર પર હાથ ફેરવ્યો. સાથે જ રાજા હતો તેવો થઇ ગયો. તેને કેટલીક વિદ્યા શિખવી, પછી વિક્રમે કહ્યું, 'મા, પેલા બે બાળકોને સજીવન કરું ?' કહી પોતાના શરીરમાંથી લોહી કાઢી બાળકો પર છાંટયું. તે સાથે જ તે સજીવન થઇ ગયા, પછી તે રાજા અદૃશ્ય રીતે બધે ફર્યો. તેણે ચોપગા થયેલા માણસો જોયા. તેણે ગામના રાજાને બધાને છોડવા કહ્યું. રાજાએ અદૃશ્ય રહેલા વિક્રમને ઓળખ્યો. રાજા આ શક્તિશાળી વિક્રમ આગળ નમ્યો ને તેની ઇચ્છા પ્રમાણે કર્યું. બધાને લઈ વિક્રમ ઉજ્જૈન આવ્યો. તેમને બધાને વસ્ત્રો વગેરે આપી વળાવ્યા. બધા પોતપોતાને ગામ જવા લાગ્યા. પછી ત્યાંથી રાજા નરપતસેનના રાજ્યમાં આવ્યો. વટેમાર્ગુ જેવા વિક્રમે રાજાની મુલાકાત લીધી ને રાજાએ પૂછયું, 'વણખુટે શા માટે મરવા તૈયાર થયા છો ! તમારી દીકરી કાલે મળશે.'

" શું આ સિંહાસન પર બેસવા હું લાયક નથી ?"

" બેશક !" પૂતળી બોલી, " આ સિંહાસન પર તો પરદુઃખભંજન વિક્રમ જેવો પરોપકારનાં કામ કરે તે જ બેસી શકે."

" મહારાજા વિક્રમે એવાં તે શાં કામ કર્યાં હતાં ?"

રેણુકા બોલી, " સાંભળ, શુંદાવા ગામ પર રાજા નારસિંહની આણ વર્તતી હતી. તે રાજાને એક દીકરો અને દીકરી હતી. દીકરો તો જાણે દેવનો અવતાર. ભણવા ગણવામાં હોંશિયાર. તેનું નામ ઇંદ્રજીત અને દીકરીનું નામ રૂપાવતી. તેને જોતાં સ્વર્ગની અપ્સરા યાદ આવી જાય. રૂપગુણનાં વખાણ કરતાં શેષ થાકે તો માણસ કોણ માત્ર ? એ રૂપાવતીને અગિયારમું વરસ ચાલી રહ્યું છે.

એક દહાડો તે પોતાના બાપ પાસે આવી. વાત કરતાં કરતાં ભણવા માટેની વાત કરી. બાપે 'જોઈશું.' કહી વિદાય કરી. પણ છોકરી પરણવા લાયક થઇ છે, તેવો વિચાર તેના બાપના મનમાં જન્માવતી ગઇ. તેણે પોતાના પાટવી કુંવરને, પોતાની રાણીને અને પ્રધાનને બોલાવ્યા અને કહ્યું, "આપણે તો જાણે કાંઈ જ નથી તેમ દહાડા કાઢયા પણ રૂપાવતી પરણવા લાયક થઇ છે આ વિચાર તો આપણે કયારે પણ કરતા નથી. પણ આજ દીકરીને જોઈ મને વિચાર આવ્યો.'

' મહારાજે જે વિચાર કર્યો તે યોગ્ય છે. બેન માટે વેળાસર કાંઇ વ્યવસ્થા કરવી જ જોઈએ.'

'ઠીક, તમે વિચાર કરજો.' રાજાએ કહ્યું.

'જી.' કહી બધાં ગયાં. એટલામાં ગોર આવ્યો. ગોરને જોતાં રાજા ઊઠ્યો, સામો ગયો ને પગે પડી પોતાની પાસે બેસાડી કહ્યું, 'આપણી રૂપાવતી હવે મોટી થઈ, તેને માટે યોગ્ય વર શોધવો જોઈશે. એ કન્યાને ક્યાં આપીશું તેવો વિચાર કરવો રહ્યો.'

'મહારાજ,' ગોર બોલ્યા, 'આપણા વિચાર કાંઈ જ કામ આવવાના નથી. વિધાતાએ તેના માટે વર સરજ્યો જ હશે. સમય આવતા તે નજર સામે આવીને ઊભો રહેશે. આપણી કરેલી ચિંતા કાંઈ જ કામ આવવાની નથી. ભગવાન પર ભરોસો રાખો.' કહી આશિષ આપી ગોર ગયા.

ગોરના ગયા પછી રૂપાવતીએ રાજાને ભણવાની વાત કહી હતી એટલે ગામમાંથી વિદ્યાનિધિ બ્રાહ્મણને બોલાવ્યો. એ બ્રાહ્મણ ગામનાં છોકરાં ભણાવતો હતો.

બ્રાહ્મણ આવ્યો. રાજાએ માન દઈ બોલાવી ખબર-અંતર પૂછી પછી પોતાની દીકરીને ભણાવવાની વાત કરી. વિદ્યાનિધિએ ભણાવવા તત્પરતા બતાવી.

રૂપાવતી વિદ્યાનિધિ પાસે ભણે છે. ગુરુ શિખવે છે તેટલું તે ઝડપથી શીખી લે છે દિવસો એક પછી એક જાય છે. એક દહાડો રૂપાવતીએ ભણી રહ્યા પછી ગુરુને પૂછ્યું, 'ગુરુજી, ભગવાને ઘરસુત્રમાં શું આપ્યું છે?'

'એક દીકરો છે.' હસીને ગુરુ બોલ્યા, 'મારે તો દીવા પાછળ અંધારા જેવું છે. એ છોકરો કાંઇ જ ભણ્યો-

ગણ્યો નથી. ઘરના ખૂણામાં બેસી રહે છે. એટલે એને પરણાવે પણ કોણ?'

'એનું નામ શું પાડ્યું છે?'

'બુદ્ધિસાગર.'

'ઠી........ક.' રાજકુમારીએ કહ્યું. તે પછી કેટલીક આડીઅવળી વાતો કરી. ગુરુશિષ્યા છૂટા પડ્યાં. ગુરુએ ઘેર આવી પોતાના પુત્ર આગળ બધી વાત કહી. બુદ્ધિસાગર મનમાં સમજી રહ્યો. તે જ્યારે એકલો પડ્યો ત્યારે તેણે એક સમસ્યા લખી બાપના પુસ્તકમાં મૂકી. અનાયાસે એ પુસ્તક રાજકુમારીના હાથમાં આવતાં પેલી લખેલી સમસ્યા તેણે જોઇ, વાંચી, વાંચતાં જ તેના મનમાં નવનવા તરંગો ઊઠવા લાગ્યા. એ સમસ્યા લખનાર સાથે પરણવા મનમાં વિચાર કરતાં વિચાર આવ્યો, 'ગુરુજી, પોતાના દીકરાને મૂર્ખ કહે છે, પણ તે ઘણો ચતુર હોવો જોઈએ અને તેની કસોટી પણ કરી જોવી જોઈએ. એવો વિચાર કરી તેણે એ સમસ્યા લખી. પછી તો સમસ્યાઓ લખાતી અને જવાબો આવતા. એમ દિવસો જવા લાગ્યા. જેમ જેમ સમસ્યાઓ અને જવાબો તે વાંચતી જતી તેમ તેમ તેના હૃદયમાં તેની સાથે પરણવાના વિચાર દૃઢ થતા ગયા. તેણે મન સાથે પ્રતિજ્ઞા કરી, 'પરણું તો એને જ પરણું. બીજા ભાઈ ને બાપ.' અને તે વિચાર બુદ્ધિસાગરને પત્રદ્વારા જણાવ્યો. આ કાગળ બુદ્ધિસાગરના હાથમાં આવ્યો. તે સાથે જ તેના શરીરે એકાએક પરસેવો થયો. તે બોલ્યો, 'બસ, થઇ રહ્યું. મોત આવી

પહોંચ્યું.' બોલતાં તેણે કાગળ સામે જોયું. અક્ષરો જાણે જીવતા થયા હોય! બોલતા હોય! 'તારી રાહ ત્રીસ દહાડા જોઈશ. જો તું નહિ આવે તો હું મારી હત્યા કરીશ તેનું પાપ તારે માથે.'

પાપના ભયથી તે ધ્રુજ્યો. 'શું કરવું? તેના વિચારમાં પડયો. બીજે દિવસે રૂપાવતીનો ફરીથી કાગળ આવ્યો. તેમાં શુભ શુકને આવવા જણાવ્યું હતું. બુદ્ધિસાગરે ઘણો વિચાર કર્યા પછી જવાનું નક્કી કર્યું. તેના બાપને જેમતેમ સમજાવી ચાલ્યો. રૂપાવતીના મહેલે આવ્યો. ત્યાં આશીર્વાદ આપી ઊભો. રૂપાવતીની સખીઓએ બુદ્ધિસાગરને જોયો. કુંવરીને વાત કરી. કુંવરી ચેતી ગઈ. તેણે સખીઓ સાથે શ્રીફળ મોકલી માન સાથે લાવવા કહ્યું. જેવો બુદ્ધિસાગર મહેલમાં આવ્યો તેવા જ કુંવરીએ દંડવતપ્રણામ કરીને કહ્યું, 'પધાર્યા. તમારા દર્શનથી હૃદયને ટાઢક વળી.'

'ટાઢક વળી કે કેમ તે તો ભગવાન જાણે, પણ પ્રાણ જવાનો ભય ઊભો થયો છે તે વાત સાચી. મારો બાપ હવે વાંઝિયો થવાનો, ફજેતી થવાની વાત સાચી. તારો બાપ જ્યારે આપણી આ વાત જાણશે ત્યારે ગરદન ઘાલ્યા વગર રહેવાનો નથી.' બુદ્ધિસાગરના વચન સાંભળી, રૂપાવતી તો રડવા લાગી, તેને સમજાવવા લાગી. રડતાં રડતાં તેણે કહ્યું, 'જે થવાનું હોય તે થાય પણ હું તો તમને હવે છોડનાર નથી. હવેથી જ્યારે હું તમારું મોઢું જોઈશ તે પછી અન્ન મોઢામાં મૂકીશ. હું તો તમને પરણી ચૂકી છું.'

રૂપાવતીનો આગ્રહ જોઇ બુદ્ધિસાગરે ત્યાં ગાંધર્વ-વિધિ પ્રમાણે લગ્ન કર્યું. આ વાત કુંવરીની સાથે રહેતી સખીઓએ જાણી બે કાનથી વધારે કાને વાત જાય તે જાહેર થયા વિના થોડી જ રહે? ગામમાં આ વાત ફેલાઇ. બધા જ કાંઇ કાંઇ કહેતા. કોઇ બ્રાહ્મણના નસીબને વખણાતા તો કોઈ 'તેનું આવી રહ્યું છે.' તેમ પણ કહેતા.

બુદ્ધિસાગરના કાને વાત આવી. અત્યારે તેની સ્થિતિ પાણીમાહેની માછલી જેવી થઈ ગઈ હતી. તેનાથી રૂપાવતીનો વિયોગ વેઠાતો ન હતો ને કુંવરી પાસે જવાતું ન હતું. દિવસે દિવસે ગળવા લાગ્યો. વૈદોએ ક્ષયરોગ કહ્યો. બાપના મનમાં ફાળ પડી. તેણે રાજકુંવરીને કહ્યું, 'બેન, દીકરો મરવા પડ્યો છે એટલે મારાથી હવે ભણાવવા અવાશે નહિ.' આ સાંભળી રૂપાવતી તો રડવા લાગી. વિદ્યાનિધિએ આ વાત ઘેર આવી કહી. બુદ્ધિસાગરે તે સાંભળીને રૂપાવતી પાસે જવાનો મનમાં નિર્ણય કર્યો. બીજે દિવસે તે ગયો. કુંવરી તો તેને જોતા ખુશ ખુશ થઈ ગઈ. ત્યારે બુદ્ધિસાગરે કહ્યું, 'તું ખુશ થાય છે. પણ તારા બાપને બ્રહ્મહત્યા કરવાનો વખત આવશે.'

'જાવ જાવ, આવું તે શું બોલતાં હશો!' રૂપાવતીએ કહ્યું, 'મારો બાપ તમારી હત્યા કરે તો મારે પણ તમારી જોડે મરવાનું છે.' કહી બુદ્ધસાગરને હીરામાણેક આપી કહ્યું, 'મારે મા ટે સારા સારા શણગારો લાવજો' કહી સમસ્યા કહી.



બુદ્ધિસાગરે તે સમસ્યાનો જવાબ વાળ્યો. એમ કેટલીએ સમસ્યાઓ કહી. પછી તે આવતો જતો થયો ને વિધિનું ચક્કર ફર્યું. એક દિવસ રાજા કુંવરી સાથે કાંઇક વાત કરવા તેના મહેલે ગયો તે વખતે મહેલમાં દાસદાસી ન હતાં.

રૂપાવતી પેલા બુદ્ધિસાગર સાથે આનંદવિલાસ કરી રહી છે તેવામાં તેણે તેના બાપનો પગરવ સાંભળ્યો. ને તે, ગભરાઇ બુદ્ધિસાગરને પાટ નીચે ઘાલ્યો. પછી તે બાપની સામે હસતી હસતી ગઈ. બાપે દીકરીનાં ઢગઢળ જોયા અને મનમાં સમજી હસ્યો. છતાં જાણે કાંઈ જ સમજ્યો ન હોય તેમ પૂછવા લાગ્યો, 'દીકરા, આ હારને 'આ બધુ' શું છે?'

હોંશિયાર રૂપાવતીએ બાપના મનનો સંશય જાય તેવી રીતે વાત કરી. રાજા વધુ કાંઇ પણ બોલ્યા વિના ત્યાંથી ચાલતો થયો. પણ શંકાનું ભૂત તેની પાછળ પડયું. તેણે તેની દીકરી પર ચાંપતી નજર રાખવા વિચાર્યું.

બાપના ગયા પછી રૂપાવતીએ પાટ નીચેથી બુદ્ધિસાગરને બહાર કાઢ્યો. ખાવા માટે ભાતભાતની રસોઈ લાવી ત્યારે બુદ્ધિસાગરે કહ્યું, 'હજી પણ સમજ. નક્કી

બુદ્ધિસાગર રૂપાવતીને મળ્યો. વાતચીત કરી આનંદ કરી રહ્યા છે ત્યાં તો કુકડો બોલ્યો એટલે ચોકીદારોએ તેજપાળને કહ્યું 'જો બ્રાહ્મણ ન આવ્યો. તારે શૂળીએ ચઢવું પડશે.'

તેજપાળ ખુશ થયો પારકાને માટે મરવા તેનું મન તલપાપડ થઇ રહ્યું હતું. આ વાત તેના માબાપે જાણી એટલે તે દોડતાં આવ્યાં. તેજપાળનો જમણો હાથ ઝાલ્યો અને ચોકીદારોને કહેવા લાગ્યાં. 'અમને શૂળીએ ચઢાવો. ચોકીદારોએ નરેન્દ્રપાળને બધી વાત કહી ને કહ્યું, 'અમે તો તમારા દીકરાને શૂળીએ ચઢાવવાના.' ત્યારે બુદ્ધિસાગરના માબાપ બોલ્યાં 'અમારા દીકરા માટે એ શું કરવા શૂળીએ ચઢે? અમે ચઢીશું'. જો તમે તેમ ન કરો તો તમને બ્રહ્મ હત્યાનું પાપ છે.' ચોકીદારો હવે 'શું કરવું?'ના વિચારમાં પડી ગયા. ત્યારે બુદ્ધિસાગરે રૂપાવતીને કહ્યું, 'આ ઊલટા પ્રયાસ. મારે માટે બીજો શૂળીએ ન ચઢે માટે જાઉં છું. તારા બાપનો હુકમ છે.' કહીને એ તો નાઠો ને જ્યાં બધાં ભેગાં થયાં હતાં ત્યાં આવ્યો ને બોલ્યો, 'મને જ શૂળીએ ચઢાવો.'

એક કહે મને, બીજો કહે મને, એમ ખેંચતાણ થઇ રહી છે ત્યા તો સવાપહોર દહાડો ચઢયો. પ્રધાન રાજા પાસે આવ્યો એટલે રાજાએ પૂછયું, 'શૂળીએ કોને દીધો?' 'મહારાજ,' પ્રધાને કહ્યું, 'હજી કોઇને દીધો નથી. જેને શૂળી દેવાની છે તે ગોરનો છોકરો છે. તેને નગરશેઠના છોકરે નીત થઇ છોડાવ્યો હતો એટલે ગોર અને નગરશેઠ બધા જ શૂળીએ ચઢવા આવ્યાં છે. કુંવરી રૂપાવતી પણ શૂળીએ

ચઢવા આપી છે.'

આ સમાચાર સાંભળી રાજા મુંઝાયો. ને પોતે જ મરવા આવ્યો. તેણે બધાને કહ્યું, 'હું શૂળીએ ચઢીશ.' ગોરે કહ્યું, 'અમે તપ કરીશું તમે શું કરવા મરો છો ?' 'મારો વાંક છે એટલે હું મરીશ.' કુંવરીએ કહ્યું, પણ રાજા માન્યો નહિ ને મરવા તૈયાર થયો. તેવામાં જગન્નાથની જાત્રાએ નીકળેલો રાજા વિક્રમ ત્યાં આવ્યો. તેણે લોકોને પૂછ્યું, 'આ બધું શું છે ?' લોકોએ બધી વાત કહી. ત્યારે વિક્રમે તેનું દુઃખ ભાગવા નક્કી કરીને બધાંની વચમાં આવી તેજપાળને ધન્યવાદ આપ્યો, ને 'મને શૂળીએ દો.' કહ્યું એટલે રાજાએ કહ્યું, 'ભાઈ, તમે તમારે રસ્તે રસ્તે જાવ. મને મરવા દો.'

'પણ ભાઈ.' વિક્રમે કહ્યું, 'આમાંથી કોઈ રસ્તો નીકળે તેમ નથી ?' ત્યારે રાજાએ કહ્યું, 'પરમાત્મા પોતે જ બોલે તો રસ્તે આવે.' રાજાએ કહ્યું, 'તો આઠ દહાડા થોભજો. જરૂર પરમાત્મા બોલશે' વિક્રમે કહ્યું. એટલે રાજાએ કહ્યું, 'ભાઈ, આઠ દહાડાનો વાયદો તો કરો છો પણ તેટલામાં ન ન આવ્યા તો ? તમને કયાં શોધવા ?' ત્યારે વિક્રમે સોગન ખાધા ને ત્યાંથી ચ લવા માંડયું. ચાલતા ચાલતા હિમાળે જવા લાગ્યો. ભગવાનનાં દર્શન કર્યાં પછી અન્ન લેવા નિર્ણય કર્યો. તે આગળ વધ્યો, ત્યાં તો અવાજ આવ્યો. વિક્રમે પોતાની ઓળખાણ આપી અને જે કામે જઇ રહ્યો હતો.તે કહ્યું. ત્યારે ઝાડ બોલ્યું, 'ભગવાનને પૂછજે મારા ફળ કેમ કોઇ ખાતું નથી ? કીડા કેમ છે ?' વિક્રમ 'સારું' કહી આગળ વધ્યો.

ત્રિવેણીતટે આવ્યો, ત્યાં મચ્છ પડયો હતો, તેણે વિક્રમ સાથે વાત કરી કહ્યું, 'મારા શરીરમાં આગ કેમ બળ્યા કરે છે?' આગળ કૂવો આવ્યો તેણે કહ્યું, 'મારું પાણી ઝેર જેવું કેમ છે તે ભગવાનને પૂછજો' 'સારું.' કહી વિક્રમ આગળ ચાલ્યો. ત્યાં એક ઘરડો વાણિયો મળ્યો. તેણે કહ્યું, 'મેં છોકરા માટે ઘણાં પુણ્યદાન કર્યાં. સરોવરો બ ધાવ્યા પણ સરોવરમાં પાણી રહેતું નથી ને મારે ત્યાં સંતાન થતું નથી તેનું કારણ પૂછજો.' વિક્રમે 'સારું.' કહી ચાલવા માંડયું.

વાયદો પૂરો થવાનો સમય જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ રાજા વિક્રમની મુંઝવણ વધવા લાગી તેણે સરિતાકિનારે સ્નાન કરી શિવના જપ કરતો અંગૂઠા પર ઊભો રહ્યો. માતા હરસિદ્ધને યાદ કરતો કરગરવા લાગ્યો. પછી આત્મહત્યા કરવા તૈયાર થયો. ભગવાન પ્રગટ થયા ને તેને આત્મહત્યા કરતો અટકાવ્યો. કહ્યું, 'હું તારા મનની ઇચ્છા પૂરી કરીશ હું તું બોલાવીશ ત્યાં આવીશ.' આ સાંભળી રાજા વિક્રમે રસ્તે મળેલા દુઃખિયા માટે પૂછ્યું. ત્યારે ભગવાને કહ્યું, 'વાણિયાને માથે વીસ બ્રહ્મહત્યા છે. તો બત્રીસ લક્ષણાનો ભોગ આપે તો જ સરોવરમાં પાણી રહે ને પુત્ર થાય. પેલો મચ્છ ગયા અવતારમાં વિદ્વાન હતો. પણ તેને કોઇને વિદ્યા ન ભણાવી તેથી દુ ખી થાય છે. કૂવામાં ક સાપ છે તેની પાસે રત્ન છે તે રત્ન તેના બાપને આપશે પાણી મીઠું થશે. ઝાડની નીચે ધન છે. તે કોઈ લઈ જશે રે તેના ફળ ખાવાં જેવા થશે.' કહી ભગવાન અદૃશ્ય થયા. ેમ પાછો વળ્યો રસ્તામાં બ્રાહ્મણ મળ્યો. તેણે તેની દુઃખ-

કથા કહી. વિક્રમે તેને પેલા મચ્છ પાસે બેસાડયો, મચ્છે વિદ્યા ભણાવી એથી બંનેને સુખ મળ્યું. આગળ જતાં વાણિયાનો છોકરો મળ્યો. તેને પૈસાનું દુઃખ હતું. તેથી તેને આંબાના ઝાડ પાસે લઇ ગયો. ને ત્યાંથી ધન કાઢી આપ્યું, બંને સુખી થયાં. વિક્રમ આગળ ચાલ્યો. પેલો વાણિયો મળ્યો. વિક્રમે બધી વાત કહી. પણ વાણિયો માને કેમ ? વિક્રમે પોતે ભોગ આપવા માંડયો. મા હરસિદ્ધે તેને સાચવ્યો એટલે સરોવરમાં પાણી આવ્યું. અને પુત્ર થશે તેવું કહ્યું. આગળ જતાં એક પંડિત મળ્યો તેની દુઃખકથા સાંભળી, વિક્રમે સાપને બોલાવી સમજાવ્યો ને કહ્યું, 'આ તારો બાપ છે ને તું તેનો બેટો છે. પેલા રતન આપ' સાપ સમજ્યો. રતન આપ્યાં. ને કૂવાનું પાણી મીઠું થયું. પછી તે આગળ વધ્યો. આજ આઠ દિવસ પૂરા થયા હતા. બધાં વિક્રમ માટે જેમ તેમ બોલતાં હતાં. પેલો રાજા શૂળીએ ચઢવા તૈયાર થયો હતો તેના ઘરનાં ચાર ને પ્રધાન બીજા બધાં મળી બાર જણ મરવા તૈયાર થયા હતા, તેવામાં રાજા વિક્રમ આવ્યો. વિક્રમને [illegible]પં બધાં આનંદમાં આવી ગયાં. તેવામાં વિક્રમે બધાં પાસે [illegible] હવે મરવાની જરૂર નથી. મને ભગવાન મળ્યા છે.' [illegible]ના શબ્દો સ..ભળી રાજાએ પૂછયું, 'તમે કહો છો તે [illegible]ણ અમે કેમ માનીએ ? અમને પ્રત્યક્ષ પુરાવો જોઈએ ?' [illegible] તો તમે કહો તે પ્રમાણે પુરાવો આપું. કહો કેવો જોઈએ છે ?' ત્રિકમે કહ્યું, 'તમે શૂળી પર સોનાનું [illegible]સન મૂકો. મખમલની ગાદી મૂકાવો. જુઓ પછી પ્રભુ [illegible] છે કે નહિ ?' વિક્રમના કહેવા પ્રમાણે કરવામાં

આવ્યું. પ્રકાશ થઈ રહ્યો. ભગવાનના સ્વરૂપની ઝાંખી થઈ. ગેબી અવાજ થવા લાગ્યો. પુણ્યવંતાઓને પ્રભુનાં દર્શન થયાં. જયજયકાર થઈ રહ્યો.

ભગવાનનાં દર્શન થયા પછી રાજા વિક્રમને મોતીથી વધાવવામાં આવ્યો ત્યારબાદ વિક્રમે કહ્યું, 'હવે તો હું અહીંથી જઈશ' ત્યારે ગામના રાજાએ વિક્રમના પગમાં પડી કેટલાય કાલાવાલા કર્યા. તેને સમજાવી ગામમાં લઈ આવ્યા ને પછી કહ્યું, 'માનો ન માનો પણ તમે જ રાજા વિક્રમ છો. મા હરસિદ્ધના સાચા સેવક છો પરદુઃખભંજન તમે છો.' વિક્રમે પોતાની ઓળખાણ આપી. ને ત્યાં યાત્રા કરવા જતાં આવી ચઢયો હતો તેમ કહ્યું.

રાજા તો પગે પડી કરગરી કહેવા લાગ્યો, 'મહારાજ, મારા જેવું કાંઈ કામ કહો જેથી મારા જીવને શાંતિ થાય.'

'રાજા,' રાજા વિક્રમે કહ્યું, 'તારી છોકરી બુદ્ધિસાગર જોડે પરણાવ.'

વિક્રમના શબ્દે રાજાએ રૂપાવતી બુદ્ધિસાગર સાથે પરણાવી. પછી વિક્રમે તેજપાળ સાથે પોતાના પ્રધાનની પુત્રી પરણાવી ઘણું ધન આપ્યું. ગામ આપ્યાં" રેલુંકા પૂતળીએ કહ્યું, "રાજા ભોજ, તારામાં આવાં પુણ્યદાન-પરમાર્થનાં કામ કરવાની શક્તિ છે? આવા પરદુઃખભંજન રાજા થાવ તો જ સિંહાસન પર બેસવા વિચાર કરજે."

વખાણ કરીને પૂતળી આપે થઈ આકાશ.
'એ કથા પુરણ હવી' કહે કવિ શામળદાસ.

---